# બાપુજી





॥ स्वे स्वे कर्मण्य भिरतः संसिद्धि लभते नरः ॥४५॥

બુદ્ધિ યુક્ત કર્મ, દ્રઢ શ્રદ્ધા, અને દ્રઢ નિયમપૂર્વક પોતપોતાના નિયત કર્મ કરવામાં જે મનુષ્ય જીવન સમર્પણ કરે છે, તે અવશ્ય પોતે ધારેલી સિદ્ધિને પોતે જીવતાં જ પ્રાપ્ત કરીને મહીમાવંત બને છે.

લેખક : પ્રેમી

ૐ

वन्दे मातरम् ।

કર્મવીર મહાત્મા ગાંધીજીનું આધ્યાત્મિક દૃષ્ટિએ
લખાએલું જીવન ચરિત્ર.

# બાપુજી

અદ્વૈત ભાવે બ્રહ્મ તો પ્રકાશે,
બ્રહ્માંડ તેની વિભૂતિ વિકાસે;
દેખાય બન્નેય સ્વરૂપ એક,
છતાં નિરાળાં કૃતિ એજ છેક.

લેખક:

**કાશીરામ ભાઈશંકર ઓઝા, (પ્રેમી)**

ટીકવા ચોકી પાસે સરૈયાની પોળ—**અમદાવાદ.**

પ્રકાશક:

શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય વતી

**ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી, M. A.**

**અમદાવાદ ૭.**

સંવત ૨૦૦૫ આવૃત્તિ પહેલી સને ૧૯૪૯

**કિંમત રૂા. ૩-૦-૦**

# અ નુ ક્ર મ ણિ કા.





ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મણીલાલ છગનલાલે છાપી.
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે: અમદાવાદ.



મહાત્માજીના અસ્થિ પધરાવવા વખતનું સરઘસ

# અર્પણપત્રિકા

**પ્રિય ભાઈશ્રી જયંતિલાલ મણિશંકર ઓઝા,**
**અમૃતલાલ ઓઝા એન્ડ કુો.**
**કલકત્તા.**

તમોએ, યુવાવસ્થા અને ધનપતિ હોવા છતાં, શાંતિ અને સૌજન્યતાએ, પાકટ વિચારના અનુભવી વૃદ્ધોની માફક જીવનને ગુણગ્રાહી બનાવ્યું છે. દેશમાં વેપારી–આલમ અને ઉદ્યોગપતિઓની હરોળમાં પ્રથમ પંક્તિએ પંકાયેલા, સદ્‌ગત અમૃતલાલ લાલજી ઓઝાના હાથ નીચે વ્યાપારી અને ઔદ્યોગિક તાલીમ લઈ, તેઓની દરેક પ્રવૃત્તિની અભિવૃદ્ધી કરી, તેમના નામનું ગૌરવ વધાર્યું છે. સાહસીકતા, દીર્ઘદૃષ્ટિ, કર્તવ્યદક્ષતા અને પ્રામાણીકપણે વ્યાપારી મંડળો અને સમાજમાં ચાહ મેળવ્યો છે; ધર્માર્થ અને પરમાર્થ વૃત્તિએ ઉદારતા દર્શાવી શ્રીમંતાઇને શોભાવી છે; દેશોપયોગી તેમજ જ્ઞાતિ ઉન્નતિની ચાલુ પ્રવૃત્તિઓને પોષવા ઉચ્ચ ભાવનાએ જાહેર અને ખાનગી સખાવતો કરી ધનપતિ તરીકેની ફરજ અદા કરી છે; કર્મવીર મહાત્મા ગાંધીજી (બાપુજી) ના આદેશોને અમલમાં મૂકવા આતમબળ કેળવ્યું છે અને બાપુજીની દરેક કાર્યવાહીમાં તન, મન, ધનથી યથાશક્તિ ફાળો આપી, ભારતમૈયાના સાચા સપૂત તરીકે નામના મેળવી છે. એથી જ આધ્યાત્મિક દૃષ્ટિએ લખાયેલું બાપુજીનું આ પુસ્તક તમોને સહર્ષ અર્પણ કરતાં મને અતિ આનંદ થાય છે.

દેવપોઢી એકાદશી
૨૦૦૫
**અમદાવાદ.**

શુભેચ્છક,
**કાશીરામ ભાઇશંકર ઓઝા, પ્રેમી.**



સત્યાગ્રહી મો. ક. ગાંધી



મોહનલાલ કરમચંદ ગાંધી
બાર-ઍટ-લૉ.

# પ્રસ્તાવના

( શીખરીણી )

**દિશાઓ ગર્જાવે ગર્જન કરી મેઘ ગગને,**
**પ્રકાશે જ્યોતિ જો દિપક ઝળકી જ્યોત સહને;**
**ટહુકી કોકિલા હૃદય ટહુકાવે જગ જનો,**
**પ્રભુતાએ પ્રેમી પ્રભુમય બનાવે મનુ મનો.**

સગર રાજાના આઠ હજાર પુત્રોનો ઉદ્ધાર કરવા હજારો વર્ષો પૂર્વે ભગીરથ રાજાએ મહાન્ તપશ્ચર્યા કરી સુર સરિતાને પ્રસન્ન કર્યાં, શંકરે જટામાં ધારણ કર્યાં અને હિમાલયમાંથી વહેતાં એ પતિતપાવની ગંગાનો પ્રભાવ કોઈથી અજાણ્યો નથી. એ જ રીતે બાપુજીએ મહાન તપશ્ચર્યા કરી ભારતમૈયાનો ઉદ્ધાર કર્યો એ નજરો સામેની વાતને કોણ ભૂલી શકે ? ખરેખર બાપુજીએ ભારતમૈયાની સ્વર્ગીય કીર્તિને અભિવૃદ્ધ બનાવી છે. સાચા દેશસેવકનું લક્ષણ પણ એ જ છે.

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी ।**

બાપુજીના ગુણગાન તો ઘરે ઘરે ગવાઈ રહ્યાં છે. જેમના નિવાસ-સ્થાનો દેવ મંદિરો બનશે, જેમના સ્મારકમાં કરોડો રૂપીયા ભરાયા છે, જેમના વિષે ઉજ્જવળ કક્ષાના અનેક પુસ્તકો લખાયાં છે, તેમાં મારા જેવા અલ્પ બુદ્ધિવાળાનો આ પ્રયાસ માત્ર સૂર્ય કિરણોના એક કિરણના અલ્પાંશ સમાન પણ નથી. હું મારી શક્તિનો વિચાર કરૂં તો મને એમ લાગે કે બાપુજી જેવાની આત્મકથા ઉપર કાંઈ પણ લખવું એ મારી શક્તિ બહારની વાત છે. છતાં પણ આ કેમ લખાયું હશે એ હું પોતે પણ નથી સમજી શકતો. બાપુજીના અસ્થિ અને ભસ્મ વિસર્જનના દિવસે બાપુજીને અંજલી અણધારી રીતે મારાથી લખાઈ ગઈ, પ્રસિદ્ધ પણ થઈ ગઇ. તે વાંચ્યા પછી મારા કેટલાક મિત્રોએ બાપુજી માટે વિશેષ લખવા સૂચવ્યું. પ્રથમ તો મેં

એ ઉપર લક્ષ ન આપ્યું; પણ નાની ઘણી પુસ્તિકાઓ બાપુજીના જીવન માટે પ્રસિદ્ધ થવા લાગી તે જોતાં મને એમ લાગ્યું કે બાપુજી વિષે હું પણ કાંઈક લખું.

એકાએક મારા હૃદયમાં દૈવી પ્રેરણા સ્ફુરી અને આ પુસ્તક લખાવું શરૂ થયું. હું નથી માનતો કે આ કૃતિ મારી હોય. દૈવી ચમત્કૃતિની કૃતિ લાગે છે. તિલક મહારાજનું અવસાન થયું. એ વખતે **તિલક વિરહ પાંસઠી** કાવ્યોદ્દગારે લખાણી અને પ્રસિદ્ધ થઈ. આ વખતે પણ એ જ પ્રભુ પ્રેરણા જાગૃત બનીને આ પુસ્તક લખાયું. બાપુજીના વિષે અથ ઇતી અનેક વાતો પ્રસિદ્ધ થઈ ચૂકી છે. બાપુજીએ પોતે ક્ષણેક્ષણની બીનાઓ પોતાની આત્મકથામાં આપી છે. એ ઉપર અક્ષરસઃ મેં પૂરતું લક્ષ આપ્યું નથી. જરૂર જોગી હકીકતો રજુ કરી છે. પરંતુ બાપુજીનું જીવન આધ્યાત્મિક દૃષ્ટિએ કઇ કોટીનું હતું એ બતાવવા ઉપર મેં પ્રથમ લક્ષ આપ્યું છે. પ્રજાવર્ગને તે કેટલે અંશે રૂચીકર થશે એ હું કહી ન શકું. મારે કહેવું જોઇએ કે જ્યાં કર્તા જ નથી ત્યાં હું દોષિત પણ શેનો હોઉં ? મનુષ્ય માત્ર દોષને પાત્ર તો છે જ, પુસ્તકમાં અનેક દોષો હશે, પણ તે સુધારી વાંચવા વાંચકવર્ગને વિનંતિ છે.

બાપુજીનું જીવન લખવું એ કાંઈ નાનીસૂની વાત નથી. જેમણે હજારો વર્ષો પૂર્વેની રામ અને કૃષ્ણ સમયની પૂરાણોમાં વર્ણવાએલી દૈવી આત્મકથાઓને પોતાના દૈવી જીવનથો સિદ્ધ કરી બતાવેલી છે એવા મહાપુરુષનું જીવન કયાં ! અને અલ્પબુદ્ધિ હું કયાં ? છતાં અમુક અંશે હું આ કાર્યમાં નિમિત્ત રૂપે હોઈશ એમ લાગે છે. વિચારો ઉદ્દભવવા અને પ્રોત્સાહન મળવું, વિચારોનું દૃઢ થવું અને મનબુદ્ધિની એકાગ્રતાએ એને અમલમાં મૂકવું એ કુદરતી નિયમ પ્રમાણે બની જાય છે. કેટલીક વખતે વિચારો, વિચારોના વમળમાં રૂંધાઈ જાય છે. પ્રોત્સાહનને બદલે નિરૂત્સાહદર્શક વિચારો આવી મળે છે. પછી મનબુદ્ધિની એકાગ્રતા રહી જ કયાં ? એટલે ઉદ્દભવેલા વિચારો

પૂર્ણ થવા ઈશ્વરી કૃપા ઉપર અવલંબે છે. આ કાર્ય પૂર્ણ થયું છે. વિઘ્નો અનેક આવ્યાં છે, છતાં पंगुंलंघयतेगिरिम् પ્રભુની કૃપાથી લંગડો પર્વતો ઓળંગી જાય એવું બન્યું છે. આજે આ પુસ્તક બાપુજીના સ્વર્ગવાસ પછી લગભગ બે વર્ષની મુદતે બહાર પડે છે. તે પણ સ્વતંત્રતા પ્રાપ્ત કર્યાના માંગલિક દિવસ ઉપરજ, એ ઈશ્વરની અનહદ કૃપા માનું છું.

આ મોંઘવારીના સમયમાં પુસ્તક લખવું, છપાવવું અને ખર્ચનાં નાણાં ઉભાં કરવાં એ મુશ્કેલીનો ખ્યાલ તો કાર્યકર્તાઓને જ આવી શકે. દૂરથી ડુંગરા રળીયામણા; એ કહેવત પ્રમાણે લોકો તો એમજ માની શકે કે લેખકો તો કમાવા ધંધો લઈ બેઠા છે અને ઘણું કમાય છે. પણ ડુંગરાની પાસે જતાં જેમ તે નિસ્તેજ જણાય છે, તેમ અભ્યાસીઓને તેની ખરેખરી મુશ્કેલી લક્ષમાં આવે છે. ચારે તરફથી પ્રભુ પ્રેરણા હોય તો જ આવાં કાર્ય બની શકે. આ પુસ્તક લખાઈને તૈયાર તો થયું પણ છપાવવું કઈ રીતે ? ઇશ્વર કૃપાએ શ્રીયુત્ જયંતીલાલ મણિશંકર ઓઝા ( અમૃતલાલ ઓઝા એન્ડ કું. કલકત્તા ) કે જેઓએ બાપુજીની અંજલી વાંચી મારા વિચારોને પ્રોત્સાહન આપ્યું હતું તેઓએ જ મદદગાર બની ભરદરીએ ઝોલા ખાતું નાવ સમુદ્ર કિનારે આણ્યું. હું તો આંખે વાંચી લખી શકતો નથી. માત્ર લખાવી જાણું છું. એથી પુસ્તક પ્રસિદ્ધ કરવાનું કાર્ય મારા મિત્ર શ્રીયુત્ ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી ( એમ. એ. ) એ ઉપાડી લીધું. કેવી સંકલના ગોઠવાઈ ગઈ ? કેવી કુદરતની મહેરબાની ? શ્રીમાળી શુભેચ્છક માસિકના ગ્રાહકોને આ પુસ્તક ભેટમાં પણ મળશે. આ જયંતીભાઈની ઉદારતા શ્રીમાળી શુભેચ્છક ભૂલી શકશે ? સદ્ગત અમૃતલાભાઈની ઉદારતાને દિપાવે તેવી શ્રીયુત્ જયંતીભાઈની આવા ઉદારતા પ્રસંશાને પાત્ર ગણાય. હું તો મારા કાર્યની સફળતાને માટે તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક ઉપકાર જ માનું અને ઇચ્છું કે ભવિષ્યમાં આવા અનેક શુભ કાર્યો કરી જીવન યશ માણવામાં

અભિવૃદ્ધિ કરે. આ દૃષ્ટાંત શ્રીમંતોને ખાસ અનુકરણીય છે. પોતાની શ્રીમંતાઇનો સદ્‌ઉપયોગ લોકહિતાર્થે થાય એજ સાચી કમાણી છે.

ઉપર જણાવી ગયો તેમ ભગીરથ રાજાના કાર્યને પ્રશંસાની જરૂર નથી. તેમ બાપુજીના જીવન કાર્યને પણ પ્રશંસાની જરૂર નથી. પ્રભુમય આત્મા મનુષ્યોને પ્રભુત્વની પ્રતિભા દર્શાવે છે અને તેમના આત્માને પ્રભુમય બનાવવા પ્રયત્ન કરે છે. બાપુજીએ દેશસેવા કરી છે અને દેશ સેવકો ઉભા કર્યા છે, પ્રભુમય જીવન ગુજાર્યું છે અને પ્રભુમય બનવા પ્રજાના હૃદયો કેળવ્યાં છે. તેમના જીવન કથામૃતનું પાન કરતાં આત્માનુભવ આનંદ અનુભવે એજ શુભેચ્છા. આ પુસ્તકને લાંબી પ્રસ્તાવનાની જરૂર ન હોય. અલ્પાંશે ઉપયોગીતા નિર્દેશ કરી છે. બાકી સ્વાદ તો કેરીઓના રસમાંથી મળે, આમ્રવૃક્ષ જોવાથી ન મળે. આ પુસ્તક વાંચી અનુભવી, બની શકતા પ્રમાણમાં અમલમાં મૂકવા કોઇ મહાનુભાવ પ્રયત્ન કરશે તો જરૂર આ પુસ્તકની ઉપયોગીતા સમજાશે.

પ્રૂફો તપાસવામાં કે સંસ્કૃત શ્લોકોમાં જરૂર ભૂલો તો હશે જ તે દરગુજર કરવા વાંચકોને મારી નમ્ર વિનંતી છે, કારણ કે જેમ બદ્રીનારાયણ જવું સહેલું નથી, અનેક હિમગીરીના શિખરો ઓળંગવા પડે છે તેમ આ પુસ્તક પ્રસિદ્ધીમાં પણ થયું છે. છતાંય એ આજે સમાજ સમક્ષ મૂકાય છે તેજ આત્મ સંતોષ અને ઈશ્વરની કૃપા.

અંતમાં આ પુસ્તક પ્રસિધિમાં સહાયક બનનાર મહાનુભાવોનો આભાર માનવો એ મારી ફરજ છે. સેવાનુરાગી મહાશય જી. વી. માવલંકર જેવા મહાપુરૂષે ઉપોદ્‌ગાત લખી આપી. તેમજ ડૉ. હરિપ્રસાદ વ્રજલાલ દેસાઈ તથા દશરથલાલ મ. કવિએ અભિપ્રાયો લખી આપી મારા કાર્યને ઉત્તેજીત કર્યા બદલ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વૈદ્યરત્ન મણીશંકર મૂળશંકર ત્રીવેદીનો સહકાર ભુલાય તેમ નથી.

દેવપોઢી એકાદશી }
૨૦૦૫ }

પ્રેમી.

# "ઉપોદ્‌ઘાત"

"બાપુજી" વિષે બોલવાનું કે લખવાનું કોને મન ન થાય? એમનું ભક્તિતત્વ, એમનું અંતઃકરણ, એમની દૃષ્ટિ, એમનો પ્રેમ' એમની સત્યનિષ્ઠા, એમનો સેવાનો આદર્શ વિગેરે એટલાં બધાં વિશાળ અને આકર્ષક હતાં, કે હિંદુસ્થાનમાં તો શું, પણ દુનિયાના તમામ માનવીઓના હૃદયમાં એમને માટે આદર અને પ્રેમ છલકાય છે. એમના વિશે બોલવું કે લખવું એ એમનું પુણ્ય સ્મરણ હોવાથી, હરકોઇ બોલવા કે લખવા પ્રેરાય એ સ્વભાવિક જ છે.

શ્રી કાશીરામ ભાઈશંકર ઓઝા 'પ્રેમી' નામથી જાણીતા લેખક છે, તેમનું અંતઃકરણ ભક્તનું છે અને ભારતીય સંસ્કૃતિ પ્રત્યે તેમને ઘણો આદર છે. તેનાં તે અભ્યાસી પણ છે. ગાંધીજીના જીવનનું આધ્યાત્મિક દૃષ્ટિએ અને ભક્તના અંતઃકરણથી એમણે નિરીક્ષણ કર્યું છે. સાથે સાથે ગાંધીજીની વાઙ્‌મય મૂર્તિનો પણ એમણે ઠીક ઠીક અભ્યાસ કર્યો છે. એમણે જે જીવન ચરિત્ર લખ્યું છે તે આ નિરિક્ષણ અને અભ્યાસનું ફળ છે.

આ પુસ્તકમાંના પ્રકરણોનો જે અનુક્રમ છે તે ઉપરથી જ લેખકની દૃષ્ટિ ગાંધીજીની બાબતમાં કયા વિશેષ ગુણો ઉપર સ્થિર થઈ છે તે જણાય છે. ભારતની શ્રેષ્ઠ સંસ્કૃતિના અને ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને જે તત્ત્વજ્ઞાન સમજાવ્યું તેના એક મૂર્તિમંત પ્રતીક તરીકે ગ્રંથકાર ગાંધીજીને જુએ છે. અને એ યોગ્ય જ છે એમ સહુ કોઇ કબુલ કરશે. ગાંધીજીના જીવનના આ પાસાનું વર્ણન કરતાં લેખકે ભારતીય સંસ્કૃતિ અને ગીતાજીના તત્ત્વજ્ઞાનના વિચારો પણ સાદી અને સરળ ભાષામાં સમજાવ્યા છે. એ આ જીવનચરિત્રનો એક મુખ્ય વિશેષ કહું તો ચાલે.

ગાંધીજીના જીવનચરિત્રની ટૂંક હકીકત નવમાથી માંડી પંદરમા પ્રકરણની આખર સુધી કહી છેવટે ગ્રંથકારે સોળમા પ્રકરણમાં બાપુજીના સિદ્ધાંતોનું વિવેચન કર્યું છે અને ત્યારપછી રામરાજ્ય એટલે શું અને આપણી ફરજ શી તે પણ સરસ રીતે સમજાવ્યું છે.

આ ગ્રંથને ઉપોદ્ઘાત લખવાનું મને કહી શ્રી. પ્રેમીએ બાપુજીનું પુણ્યસ્મરણ કરવાની મને તક આપી તે માટે હું આભારી છું.

સેવાકુટીર,<br>૧૬, મહારાષ્ટ્ર સોસાયટી,<br>એલીસબ્રીજ, અમદાવાદ.<br>તા. ૩૧ ૭-૪૯

ગણેશ વાસુદેવ માવલંકર.

# પ્રકાશકના બે બોલ

"બાપુજી"નું આ પુસ્તક લખવાની શ્રી. કાશિરામ ભા. ઓઝા, પ્રેમી ને પ્રેરણા થઈ. તે પુસ્તક છપાવવા માટે મોટી મુશ્કેલી ઉભી થઇ. ભાઇશ્રી જયંતિલાલ મણિશંકર ઓઝા આગળ "શ્રીમાળી શુભેચ્છક"ના ગ્રાહકોને આ પુસ્તક ભેટ આપવાની સૂચના મૂકવામાં આવી અને તેમણે તે સૂચનાનો સહાનુભૂતિ અને ઉમળકાપૂર્વક સ્વીકાર કર્યો. એ રીતે પુસ્તક પ્રસિદ્ધ કરવાની મુશ્કેલીનો અંત આવ્યો. આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં ખૂબ જ હર્ષ અનુભવાય તે સ્વાભાવિક છે, કેમકે તે ભાઈ 'પ્રેમી"ની પ્રેરણા શક્તિનું અને ભાઇશ્રી જયંતિલાલની જ્ઞાતિભાવના, ગાંધીજી પ્રત્યેનો પ્રેમ, અને ઉદારતાનું પરિણામ છે. દુનિયાના મહાન પુરુષ, સંત, દધિચિ ઋષિ, હિંદના ઉદ્ધારક અને તેત્રીશકોટિના: તારણહાર મહાત્મા ગાંધીજી (બાપુજી)નું આધ્યાત્મિક દૃષ્ટિએ લખાયેલું આ પુસ્તક "શ્રીમાળી શુભેચ્છક" ના ગ્રાહકોને આપી શકાય છે તે માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. શ્રીમાળી શુભેચ્છક અને તેના ગ્રાહકો બની ભાઈ "પ્રેમી"ની પ્રેરણા શક્તિને અને ભાઈશ્રી જયંતિલાલની ઉચ્ચ ભાવનાઓ અને ઉદારતાને અભિનંદવાની આ તક લઉં છું. આશા રાખું છું કે "શ્રીમાળી શુભેચ્છક"ના ગ્રાહકો તેમજ ગુજરાતની જનતા જેના હાથમાં આ પુસ્તક આવે તેઓ ગાંધીજીના જીવનને આધ્યાત્મિક દૃષ્ટિએ જોવાનો અને સમજવાનો પ્રયત્ન કરશે. ગાંધીજીનું જીવન એક આદેશ અને દૃષ્ટાંત છે. તેમના જીવનમાંથી આપણે આપણાથી બનતો બોધ મેળવી જીવનને ઉચ્ચ બનાવવા પ્રયત્નશીલ બનીએ અને દેશ તથા માનવ સમુદાય પ્રત્યેની આપણી ફરજ બજાવવાને તત્પર બનીએ. જે ઉચ્ચ આદર્શોને માટે ગાંધીજી જીવ્યા છે અને જેને માટે તેમણે પોતાનું બલિદાન આપ્યું છે તે આદર્શોને જીવનમાં અપનાવવાને આપણે પ્રેરાઇએ અને જે મહામૂલી આઝાદી આપણને તેમના તપોબળથી પ્રાપ્ત થઈ છે તે ટકાવી રાખવા અને તેને ગૌરવશાળી બનાવવાને આપણે કટિબદ્ધ થઈએ તો ભાઈ પ્રેમીનો પ્રયાસ, ભાઈશ્રી જયંતિલાલની ઉદારતા અને પુસ્તક પ્રકાશનની મારી મહેનત ઉગી નીકળેલ છે તેમ ગણાશે.

**ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી.**

પ્રકાશક

## આ પુસ્તક માટે મળેલા અભિપ્રાયો

બાપુજી મને ગમ્યું છે. એ મહાનુભાવને માટે અત્યાર સુધીમાં ઘણાં પુસ્તકો લખાયાં છે પરંતુ જેટલાં લખાય એટલાં ઓછાં છે.

આ "પ્રેમી" એ ખરી પ્રેમાળ અને ભક્તિપૂર્ણ હૃદયે આ પુસ્તક લખ્યું છે. જીવનની મુખ્ય બાબતો બહુ બોધપ્રદ રીતે લખી છે ને યોગ્ય નિર્ણય તારવીને ભવિષ્યની રચના માટે સાચું માર્ગદર્શન કર્યું છે.

હું આશા રાખું છું કે આ પુસ્તકનો સારો પ્રસાર થશે.

તા. ૩૦–૭–૪૯.

**હરિપ્રસાદ. વ. દેશાઈ.**

**॥ उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥**

હે ભારતપુત્રો! ભાઇ ભાઇને ભારત સ્વરાજ્ય– સ્વાતંત્ર્ય–મુક્તી યજ્ઞને નીર્બળ બનાવનાર ગુલામી માનસ, ચુસણીયાવૃત્તિ, એકાકી સુખ ભોગ ઇચ્છા, છળ, કપટ, ઈર્ષા યુક્ત બુદ્ધી અને કર્મ એ આસુરી પ્રવૃત્તિ, દેશ અને વ્યક્તિ પ્રત્યે મહાન અનૃત–પાપ છે. તેનો ત્યાગ કર અને ભારતે પ્રાપ્ત કરેલી સ્વતંત્રતાને દુનીયામાંના શ્રેષ્ઠ રાષ્ટ્રોમાં શ્રેષ્ઠ, મજબુત, અને ચીરસ્થાઈ રાષ્ટ્ર બનાવવા, દૈવી સંપત્તીને ગ્રહણ કર; એ જ તારી રાષ્ટ્રપ્રત્યે અને ભાઇ ભાઈ પ્રત્યે ફરજ છે, માટે આ ભારત સ્વાતંત્ર્ય–મુક્તી યજ્ઞ જે મહાન ઋષી સમાન પુરૂષના બુદ્ધી યુક્ત કર્મ વડે પૂર્ણ થયો છે તેવા તમારામાનાં જે શ્રેષ્ટ પુરૂષ છે તેમની પાસે જાવ, ઉઠો, કટીબદ્ધ થાઓ અને તેમના બુદ્ધીયુક્ત કર્મ માર્ગનો બોધ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કરવા જાગ્રત થાઓ કેમકે એ જ તારૂં કર્તવ્ય છે' શ્રેય છે અને પ્રેય છે.

**॥ द्वे विद्ये वेदितव्य इति॥ परा चैवापराच ॥**

આ દુનીયામાં મનુષ્ય ઉન્નતિ અને શ્રેય, પ્રેયના ફક્ત બે જ

માર્ગ, એજ વિદ્યા અને એજ કર્મ છે. એક અપર-આલોક શ્રેય પ્રેય અને બીજો પરા-પરલોક શ્રેય પ્રેયનો.

**॥ ऊर्ध्वं गच्छंति सत्वस्था ॥**

આ બન્ને માર્ગ પૈકી ગમે તે એક માર્ગને ગ્રહણ કરનાર દેશ કે મનુષ્યો, પ્રધાન સત્વગુણ ધર્મવાળા હોવાથી દૈવી સંપત્તી-વાળા હોય છે, એ દેવ જેવા શ્રેષ્ઠ ગુણ અને ધર્મો, અવશ્ય તે દેશને અને મનુષ્યોને સદા ઉચ્ચે ગતિ અને સ્થિતિવાળા બનાવે છે.

**॥ अघायु रिंद्रियारामो मोघं पार्थस जीवति ॥**

જ્યારે એકાકી સુખ ભોગ બુદ્ધી યુક્ત કર્મમાર્ગનું આચરણ કરનારાઓનું જીવન વૃથા છે. તે તો આસુરી પવૃતિછે.

**॥ न कम्पते ज्ञः ॥**

આ માર્ગમાં ચાલનારા, પોતાના માર્ગમાં આવનારા કષ્ટો વડે ચલાયમાન થતા નથી કેમકે તેઓ આ માર્ગમાં રહેલાં શ્રેષ્ઠ ફળને પ્રત્યક્ષ દેખે છે. તેઓ જ જ્ઞાની કહેવાય છે.

**॥ तपसा ब्रह्मचर्येण श्रद्धयां सम्पन्नो महिमान मनुभवति ॥**

આ માર્ગમાં ચાલનારા, પોતામાં જે, તે માર્ગના જ્ઞાન, કર્મના અનુભવીઓ છે તેમની પાસે જઈ તે વિદ્યા અને કર્મ સંપાદન કરવાનો અભ્યાસ કરવા રૂપી તપનું આચરણ કરે છે, ઇન્દ્રીયોને વશ રાખવા માટે અને બળ સંપાદન કરવા માટે બ્રહ્મચર્ય પાળે છે, અને પૂર્ણ નિશ્ચયવાળી દ્રઢ શ્રદ્ધાપૂર્વક નીત્ય નવી ને નવી શ્રદ્ધા ધારણ કરતા થકા પોતાના માર્ગમાં આગળ વધે છે તેવા મનુષ્યો અને દેશ અવશ્ય તે માર્ગમાં રહેલાં ઉત્તમ ફળોને પ્રાપ્ત કરીને તેમાં રહેલી શ્રેષ્ઠતાનો જાતે અનુભવ કરવા સમર્થ બને છે.

**॥ परंपारं तारयसीति ॥ नमः परम ऋषिभ्यो नमः परम ऋषिभ्य .॥**

એવા દેશને અને મનુષ્યોને અન્ય મનુષ્યોની કે દેવોની ગુલામી જીવનરૂપ અંધકારમાંથી પર-પાર, સ્વરાજ્ય-સ્વાતંત્ર્ય-મુક્તીના સુંદર

પ્રકાશમય માર્ગ ઉપર લઈ જનાર, બુદ્ધિયુકત કર્મ માર્ગનો બોધ આપનાર હે, પરમ રૂષીઓ તમોને અમારા હજારો હજાર નમસ્કાર હજો. એવા રૂષીઓને અમારા હજારો હજાર નમસ્કાર હજો.

એવા મહાન રૂષી પુ. બાપુજીના જીવન રહસ્યનું બોધાત્મક જ્ઞાન ભાઈ પ્રેમીજીએ આ પુસ્તકમાં આપ્યું છે. તે દરેક દેશોન્નતિને ઇચ્છનારા મનુષ્યે અવશ્ય વાંચો, વિચારી, આચારમાં મુકવા યોગ્ય છે.

આવા મહાન રૂષીવર્ય પુરૂષનું જીવન લખવામાં અસંખ્ય માણસોની કલમ પણ પૂર્ણ થઇ શકે એમ નથી, છતાં ભાઈ પ્રેમીએ આ પુસ્તકની સામગ્રીઓ પ્રાપ્ત કરવામાં જે જહેમત લીધી છે તે ધન્યવાદને પાત્ર છે. કાવ્યશાસ્ત્ર પ્રમાણે તેઓ કાવ્યની માધુર્યતા સાચવી શકયા છે તેજ બતાવે છે કે ભાઈ પ્રેમી ઉપર સરસ્વતી દેવીની પૂર્ણ કૃપા છે.

ભાઈ શ્રી પ્રેમીએ બાપુજીના આ પુસ્તકમાં આધ્યાત્મિક દૃષ્ટિએ બાપુજીના ઉત્તમ ચારિત્ર્યનું જે દિગૃદર્શન કરાવ્યું છે તેથી દૈવી સંપતિયુક્ત હૃદયવાળા પુરૂષો આ પુસ્તક વાંચીને પોતે ઊણપને ન જોતાં દેશોન્નતિ અને ભાઈ ભાઈની ઉન્નતિના રચનાત્મક કાર્યની પ્રવૃતિમાં લાગી જશે એ કાંઈ જેવી તેવી સીદ્ધી નથી ?

દરેક કાર્યમાં પ્રથમ મુશ્કેલીઓ તો રહેલી જ છે, પણ તે કાર્યની પાછળ મનુષ્ય જો દૃઢ શ્રદ્ધાપૂર્વક વળગી રહે છે તો તેની તે શ્રદ્ધા જ મુશ્કેલીઓને દુર કરી તેને અવશ્ય વિજય આપાવે છે.

મનુષ્ય માત્ર શ્રદ્ધામય છે આ જન્મમાં તે જેવી શ્રદ્ધાવાળો છે તેવાં કર્મ કરે છે તેથી હવે પછીના જન્મમાં પણ તે તેની પૂર્વ શ્રદ્ધા અને કર્મવાળો જ બને છે આમ શ્રદ્ધા જ દેશને કે મનુષ્યને ઉન્નતીના માર્ગે લઈ જાય છે અને શ્રદ્ધા જ દેશને કે મનુષ્યને અધો-ગતિના માર્ગે પણ લઈ જાય છે.

પુ. બાપુજીના જીવનના વિવિધ પ્રસંગો વાંચવાથી વાંચકને જણાઇ આવશે કે તેમને પોતાના માર્ગમાં એવી અનેક મહાન

મુશ્કેલીઓ આવી હતી કે તેનું નીવારણ શોધવું ભગીરથરાજાની પ્રતિજ્ઞા જેવું મહાન હતું. છતાં અડગ શ્રદ્ધાવાળા પુ. બાપુજીએ પોતાની અડગ શ્રદ્ધા અને બુદ્ધિયુક્ત કર્મના બળથી પોતાના જીવનની આયુષ્ય પળોમાં જ ભારત સ્વરાજ્ય-સ્વતંત્ર્ય-મુક્તી યજ્ઞ. અહિંસક-નિઃશસ્ત્ર ઋષી માર્ગે ચાલી પૂર્ણ કરી, યજ્ઞફળના મહીમાને પ્રાપ્ત કરી, અશકયને શકય કરી શકયા એજ બતાવે છે કે પોતે દૈવી પુરુષ હતા. એ દૈવી પુરૂષની દિવ્યતા ભાઇ પ્રેમીએ આ પુસ્તકમાં યથાર્થ રીતે વર્ણવી છે.

એકંદરે ભાઈ પ્રેમીએ આ પુસ્તક લખીને પોતાની સદ્દભાવના સમાજ સમક્ષ રજુ કરી છે. તેની યોગ્ય કદર સમાજ કરશે એવી આશા છે.

**અમદાવાદ**
નવો વાસ
તા. ૧-૮-૪૯

**દશરથલાલ. મ. કવિ.**

# પુરવણી

બાપુજીએ પોતાનું જીવન દેશ સેવામાં અર્પણ કર્યું તેમ સદ્દગત મહાદેવભાઈ દેસાઈએ પોતાનું જીવન બાપુજીની સેવામાં અર્પણ કર્યું હતું. એકંદરે કહું તો બાપુજીના તારામંડળમાં એ ધ્રુવની માફક ભક્તિભાવે અચળ પદને પામ્યાં છે. તેમનું પવિત્ર નામ આ પુસ્તકમાં નિર્દેશ કરવું રહી ગયું છે. તે ભૂલ સુધારવા માટે શ્રીયુત માવલંકર દાદાનો આભાર માનું છું. માવલંકર દાદાએ પણ બાપુ-જીને માર્ગે દેશસેવામાં ઝંપલાવી. પોતાની જીવન યશમાળને યશ નામી બનાવી છે. સને ૧૯૨૨માં મુલ્તવી રહેલો બારડોલી સત્યાગ્રહ સને ૧૯૨૮માં કરી તેમાં વિજય પ્રાપ્ત કરી. મહાનુભાવ વલ્લભભાઇ પટેલે સરદાર પદ પ્રાપ્ત કર્યું તે આજે હિંદી સરકારના હોમ મેમ્બરપદે શોભાવી રહ્યા છે. **લેખક.**

## આ લેખકના પ્રસિદ્ધ થયેલા પ્રાધાન્ય પુસ્તકો

**ચાર યોગી બોધક નોવેલ**—સંસારિક દુખોથી કંટાળી યોગી બનેલા, ચાર યોગીઓની પરસ્પર વર્ણવાયેલી આત્મકથાઓ—

રૂા. ૧–૮–૦

**હાતમતાઇ**—ઉર્દુનું ગુજરાતી ભાષાંતર. "વડોદરા વર્તમાન" સાપ્તાહિકની અપાયેલી વાર્ષિક ભેટ. જ્ઞાનમાર્ગનો અમૂલ્ય બોધ.

રૂા. ૧–૮–૦

**શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ અને અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો** બે ભાગ

પૌરાણીક, ઐતિહાસિક અને સામાજીક દષ્ટિએ લખાયેલું, જીવન પ્રવાહને માર્ગદર્શક.

રૂા. ૨–૦–૦

**સદ્દગત શેઠ અમૃતલાલ લાલજી ઓઝાનું જીવનચરિત્ર**—

સાહસિકતા, બુદ્ધીબળ, અને કાર્યદક્ષતાએ આગળ વધવા ઇચ્છનારાઓને અનુકરણ કરવા યોગ્ય.

રૂા. ૩–૦–૦

**શેત્રુંજય મહાત્મ્ય અને બહાદુર બિરદાવલી**—ધર્મ ભાવના અને રાજધર્મનું દિગ્દર્શન.

રૂા. ૧–૦–૦

**સમશ્લોકી ગંગા લહરી**— (બીજી આવૃત્તિ) સરળ ભાષાંતર સાથે

રૂા. ૦–૮–૦

**નર્મદા શતક**—પતિત પાવન નર્મદા મૈયાની સ્તુતિ અને કિનારાના તિર્થોની મહત્તા.

રૂા. ૦–૬–૦

**ઉત્તર ગીતા**—રાજપદ પ્રાપ્ત થયા પછીનો અર્જુન શ્રીકૃષ્ણનો સંવાદ. મુમુક્ષુ માટે ખાસ—સરળ ગુજરાતી ટીકા સાથે.

રૂ. ૦–૧૨–૦

**તિલક વિરહ પાંસઠી**—સ્વદેશ સેવાની ભાવના પ્રેરક.

રૂ. ૦–૬–૦

**રાસ મંજરી**— બાળાઓ અને સ્ત્રીઓને ઉપયોગી ગરબા તથા સંવાદોનો સંગ્રહ. રૂ. ૦–૧૨–૦

આ ઉપરાંત વિધવા વિવાહ નિબંધ, સયાજી યશબાવની, કવિ ન્હાનાલાલ જન્મ જયંતી મહોત્સવ, બાળોપદેશ, દિવ્યસંદેશ, જગતમાતા, પશુઓ ઉપર ગુજરતું ઘાતકીપણું, દયાનોદિન, ગોપાલન, માનવિલાપ, વિનાશનું મૂળ, સુવર્ણ મહોત્સવ, આનંદોત્સવ, સ્નેહનગરના સંસ્મરણો, શિવપ્રાર્થના (બીજી આવૃત્તિ) અને કૃષ્ણ ભજન સંગ્રહ (પ્રેમીનો પ્રેમોદગાર) વિગેરે.

મળવાનું ઠેકાણું:-

કાશીરામ ભાઇશંકર ઓઝા પ્રેમી.

ઢીંકવા ચોકી પાસે, સરૈયા પોળ-**અમદાવાદ.**

---

## આભાર દર્શન

આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર બંધુઓનો આભાર માનવો એ મારી ફરજ છે. **આફ્રિકાવાસી** બંધુઓએ બતાવેલો સદ્‌ભાવ ભૂલી શકાય તેમ નથી. જંગબાર નિવાસી ભાઈશ્રી અમૃતલાલ કાશીરામ જાની એમ. બી. ઈ. એવોએ ગ્રાહકો બનાવવામાં જે પરિશ્રમ લઈ બંધુત્વ ભાવ દર્શાવ્યો છે તેનો હું અનહદ ઋણી છું. **લેખક.**

# બાપુજી

## ૧

## અમર જ્યોતિ

અનુષ્ટુપ

**વંદુ એ વિશ્વઆત્માને, વંદાતા પ્રેમથી વિશ્વે,**
**પ્રભુતા પ્રસરી જેની વર્ણતાં વર્ણાય ના.**

( ઉપજાતિ )

**અસ્તિત્વ જેનું નવ હોય વિશ્વ;**
**તોયે સ્મરાયે જન મુખ વિષે,**
**વ્યાપી વિભૂતિ જગકર્મ યોગી;**
**ભસ્માસ્થિ પ્રેમે પૂજતા વિયોગી.**

ધન્ય છે એ માનવદેહધારી મહાપુરૂષને કે જેમની આદર્શમય જીવન જ્યોતિ જગતમાં ઝળકી રહી છે, અમરતા પ્રાપ્ત કરી રહી છે. જગત જનતા પૂજે છે એ અમર જ્યોતિને. પંચભૂતનો સ્થુલ દેહ કુદરત નિયમાનુસાર અંતે પંચ ભૂતમાં તો મળવાનો જ. પરંતુ મહાનુભાવ મહાપુરુષોના જીવનકાર્યો સૂક્ષ્મ દેહે અમરત્વ મેળવે છે. પૂજ્ય બાપુજી નથી આપણી સમક્ષ માનવદેહ રૂપે, છતાં સૂક્ષ્મ દેહે હૃદયમાં વસી રહ્યા છે. જેમના અસ્થિ અને ભસ્મ જનતાએ પૂર્ણ

પ્રેમથી પૂજ્યા છે અને જેમના આદર્શોને પાલન કરવાની પ્રતિજ્ઞાઓ લીધી છે એવા મહાપુરુષને પૂ. બાપુજીને ધન્ય છે. નામ તેનો નાશ તો કલ્પાયલો છે જ. આ નિયમે બાપુનો વિયોગ કુદરતી હોવા છતાં અસહ્ય તો છે જ. જેમની સ્મશાન યાત્રામાં લાખો મનુષ્યોની હાજરી હતી, જેમના અસ્થિ અને ભસ્મની વિસર્જન ક્રિયાના દબદબા ભર્યા સરઘસો સ્થળે સ્થળે નીકળ્યાં હતાં, જેના અસ્થિને ભસ્મ ને ભારત વર્ષના પવિત્ર ગણાતા લગભગ દરેક તિર્થક્ષેત્રોમાં પધરાવવામાં આવ્યાં હતાં—આવા મહાપુરુષ બાપુજીની અમરજ્યોતિ આજે જગતને પ્રકાશી રહી છે. દુનિયા ભરના લોકોએ શોકવ્યક્ત કર્યો હોય તો તે બાપુજીને જ માટે. મહાન રાષ્ટ્રોના રાજવીઓએ, રાષ્ટ્રપતિઓએ હૃદયદ્રાવક શબ્દોમાં અંજલી અર્પી હોય તો તે ફક્ત બાપુને જ માટે. તેરતેર દિવસ સુધી દેશના ચારેય ખુણામાં આઠેય પહોરે અવિશ્રાંત 'રઘુપતિ રાઘવ રાજારામની ધૂન' અને બાપુના પ્રાણ સમી ગીતાના પાઠો ચાલી રહ્યા હોય અને બાપુના જયજયકાર શબ્દોથી શોકગ્રસ્ત મુખે વધાવી લેવાતા હોય એ મહાપુરૂષની અમર-જ્યોતિ દેવોને પણ દુર્લભ ગણાય એમાં અતિશયોક્તિ નથી. જેનો દિવ્ય આત્મા દશે દિશામાં વ્યાપ્ત છે, જેમના જનસેવાના જીવન-કાર્યોની પ્રશંસા દુનિયાના ચારેય ખુણામાં ગવાઈ રહી છે એવા મહાપુરુષ બાપુજીની જન્મદાત્રી ને જન્મભૂમીને ધન્ય છે. અમરજ્યોતિ તો તેઓ જ ઝળકાવી શકે જેમણે આત્મા ઉપર વિજય મેળવ્યો હોય, જીવનને નિર્મોહ બનાવી ઈન્દ્રીઓ ઉપર સામ્રાજ્ય પ્રાપ્ત કર્યું હોય, જેમણે સમભાવના કેળવી માનવ પ્રકૃતિનો અભેદ ભાવે છેદ કર્યો હોય ત્યાગવૃતિએ સંસારના વ્યવહારમાં રહ્યા છતાં જળાશયમાં રહેલા કમળપત્ર પર જળબિંદુનો સ્પર્શ જેમ નથી થતો તે પ્રમાણે માયાવી સ્પર્શથી હંમેશા દૂર રહે છે ને સત્તા કે કિર્તિનો અભિલાષ નહિ સેવનારાઓ જ જનતાના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરી શકે છે, આત્મિક શાંતિ મેળવી શકે છે. ગીતાના આ ઉપદેશનું દોહન કરી

બાપુજીએ જીવનમાં આચરણ રૂપે અમલમાં મૂકી અમર જ્યોતિ ઝળકાવવાનું મહાનપદ પ્રાપ્ત કર્યું છે. ગીતા કહે છે કે.

**दुःखेष्वनु द्विग्नमनाः सुखेषुविगतस्पृहः ।**
**वीतराग भय क्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥**

ગીતાઃ ૨–૫૬

દુઃખોનાં ઉદ્વેગ રહીત મનવાળો સુખોમાં નિઃસ્પૃહ થયેલો અને જેના રાગ, ભય તથા ક્રોધ ગયાં હોય તે સ્થિતરૂપ મુની કહેવાય છે.

બાપુજીએ આ પદ પ્રાપ્ત કર્યું છે, એમાં શક નથી. દેશસેવાર્થે લોકદૃષ્ટિએ નિંદક ગણાતું પાયખાના સાફ કરવાનું કાર્ય કરતાં પણ બાપુજીને દુઃખ કે ક્ષોભ નથી થયાં. રંગબેરંગી વૈભવયુક્ત મહેલાતોનો ત્યાગ કરી લોખંડી ભીંતોની જેલોમાં મહાલતાં બાપુજીએ આત્માનંદ મેળવ્યો છે. રાગ કે દ્વેષ બાપુજીના જીવનમાં જોવામાં નથી આવ્યાં. જેમણે સર્વત્ર આત્મિક ભાવનાઓ કેળવી સમાજમાં પોતાના જીવનને દૃષ્ટાંત રૂપ બનાવ્યું છે એજ બાપુજીની અમરજ્યોતિ ભારતવર્ષને શોભાવી રહેલ છે.

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ।**
**निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥**

ગીતાઃ ૨–૭૧

જે (પુરુષ) સર્વ કામનાઓ ત્યજી નિસ્પૃહ, મમતા રહિત અને અહંકાર રહિત થઈ વિચરે છે તે શાન્તી પામે છે.

આજ રીતે બાપુજીએ જીવન શાન્તિ પ્રાપ્ત કરી છે. તેઓએ ભારતવર્ષના ઉદ્ધારને માટે જીવન સમર્પણ કર્યું, છતાં અહંકારનો લેશ પણ આવિર્ભાવ થવા દીધો હોય તેવું જણાયું નથી. સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની કામના હતી, પરંતુ ભારત વર્ષની પ્રજાને માટે સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી કોઈપણ પ્રકારની પદ્વિ કે સત્તા સ્વીકારવાની લેશ પણ ભાવના સેવી નથી અને સેવાવૃતિએ જ કાર્ય કરવાનું ચાલુ રાખ્યું હતું એજ બાપુજીની નિષ્કામ પ્રવૃત્તિની પ્રતીતિ.

यदासंहरते चायं कुर्मोङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

ગીતા ૨–૫૮

જેમ કાચબો સર્વ અંગો સમેટી લે છે તેમ આ (મનુષ્ય) જ્યારે સર્વ ઈન્દ્રીયોને ઈન્દ્રીયોના વિષયોથી ખેંચી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થીર થાય છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योप जायते ।
प्रसन्न चेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

ગીતા ૨–૬૫

એ પ્રસન્નતા થતાં આ (મનુષ્ય)નાં સર્વ દુ:ખોનો નાશ થાય છે; કેમકે પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ જલ્દી સ્થિર થાય છે.

બાપુજીએ બુદ્ધીની સ્થીરતા માટે ઉપરોક્ત ઉપદેશ જીવનમાં ઉતાર્યો હતો, ઈન્દ્રીઓ ઉપર કાબુ મેળવ્યો હતો અને અનેક દુ:ખદ પ્રસંગોએ પણ ચિત્તની પ્રસન્નતા ગુમાવી નહોતી. એજ એમની વિજયવંત જીવનની અમરજ્યોતિ, દુનિયાભરમાં આજે ઝળકી રહી છે.

एषा ब्राह्मी स्थितिःपार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्यास्यामन्तकालेपि ब्रह्मनिर्वाण मृच्छति ॥

ગીતા ૨–૭૨

હે પાર્થ! આ બ્રહ્મને પ્રાપ્ત થયેલાની સ્થિતિ છે. આને પામી (મનુષ્ય) મોહ પામતો નથી. અંતકાળે પણ આ સ્થિતિમાં રહી શાન્ત બ્રહ્મને પામે છે.

બાપુજીએ આજ ઉપદેશ અંતકાળ સુધી શાન્તી સેવી અને બ્રહ્મ પદ પ્રાપ્ત કર્યું છે. બાપુજીને નહોતો વૈભવમોહ, નહોતો સત્તા મોહ. માત્ર મોહ ગણીએ તો પ્રજા સેવાનો, દેશોદ્ધારનો, અંધકારમય પ્રજાના આત્મ સર્જનનો. પૂર્ણ કરી છે એ અભિલાષાને, ઝળકાવી છે જીવનની અમર જ્યોતિ જગતમાં. દુનિયા ઉપર અનેક મહાનુભાવો

પોતાની અમર જ્યોતિઓ ઝળકાવી ગયા છે તેમાં બાપુની જ્યોતિએ તારા મંડળમાં પ્રકાશતા ચંદ્રની માફક શીતળ શાન્તિ અમી વરસાવતાં નયનોએ જગતના માનવીઓના આત્માને પ્રકાશમાન બનાવ્યા છે. એજ બાપુજીના જીવનની અમર જ્યોતિની વિશિષ્ટતા છે. દુનિયાનો ઇતિહાસ તપાસતાં બાપુજીના સ્વર્ગવાસ પછી જગત્ ભરમાં જે દૃષ્ટિએ બાપુજી સન્માનાયા છે એ દૃષ્ટિએ ભૂતકાળમાં કોઈ સન્માનાયું હોય એવું દૃષ્ટાંત મળતું નથી. બાપુજીના અસ્થિ અને બાપુજીની ભસ્મ પવિત્ર તીર્થોમાં પધરાવવાની દેશોદેશમાં થયેલી અવર્ણનીય ધર્મક્રિયાઓ ભૂતકાળમાં કોઈ પણ વ્યક્તિને માટે થયેલી હોય એવું અનુભવવામાં નથી. યુગે યુગે અવતારી મહાપુરુષો તો ઘણાએ થઈ ગયા છે. દુનિયાના મુખ્ય ગણાતા ધર્મમાંયે ધર્માચાર્યો થઈ ગયા છે. એ દરેકને સચ્ચીદાનંદ, પરમબ્રહ્મ, અદ્વૈતીય, સ્વપ્રકાશીત, અગોચર પરમાત્માની દિવ્ય વિભૂતીરૂપ ગણી શકાય; પરંતુ બાપુજીની દિવ્ય વિભૂતિ ભૂતકાળની આવી મહાન વિભૂતિઓ વધારે પ્રકાશીત બનાવે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી, કારણ કે જેને સમગ્ર દુનિયાએ ઓળખ્યા, સન્માન્યા હોય અને હૃદયમાં પધરાવ્યા હોય, મરણાન્તે પૂજ્યા હોય તો એવા એક વર્ત-માન કાળે બાપુજી જ નજરે આવે છે. જેને માટે દુનિયાભરના અને મહાનરાષ્ટ્રો અગ્રગણ્ય મહાપુરુષોને માનપૂર્વક હૃદયસ્પર્શી શબ્દોમાં અંજલીઓ અર્પી હોય તો તે પૂજ્ય બાપુજીને જ. રાષ્ટ્રપતિઓ અને મહાન સત્તાધિશોને માન મળ્યાં સાંભળ્યાં છે. સમ્રાટોને શાહી માન મળ્યાં જાણ્યાં છે. પરંતુ સત્તાવિહોણા સાધુ જીવન ગુજારતા દરિદ્રનારાયણ જેવા દૃષ્ટિગોચર થતા માત્ર હાડ અને પીંજરથી સ્થૂલ દેહને ટકા-વતા માનવીના સ્વર્ગવાસ પાછળ મહાન સમ્રાટોને પણ વિદ્યુતના પ્રકાશીત દીવા પાસે ઝાંખા જણાતા દીવેલના દીવા જેમ ઝાંખપ આપનાર શાહી માન દુનિયાભરમાં અપાય એવા તો બાપુજી એક જ. મરણ કે જીવન જેને સરખાં હતાં, જીવનનો મોહ ન હોતો, મરણનો

શોક નહોતો એવા બ્રહ્મરૂપ બાપુજીનું મરણ, મરણ કેમ કહેવાય ? રવીશંકર મહારાજ પણ બાપુજીને અંજલી અર્પતાં કહે છે કે 'પૂજ્ય બાપુજી મર્યાજ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયું છે.' સદ્‌ગત કવિ સમ્રાટ ન્હાનાલાલે પણ ગાયું છે કે ' મૃત્યુ મરી ગયું રે.' બાપૂજીનો સ્થૂલ દેહ મરણ પામ્યો છે, પણ સૂક્ષ્મ દેહ તો અમર જ્યોતિ રૂપે ઝળકી રહ્યો છે. પંડિત જવાહરલાલ નહેરૂ બાપુજી માટે કહે છે કે " જીવનમાં સામર્થ્ય અને સત્તાને સર્વોચ્ચ શિખરે એમનો દેહ પડયો અને તેથી આપણા માનસમાં અને આપણા યુગના માનસમાં કદી ન ભુંસાય એવું, કદી ઝાંખુ ન પડે એવું તેમનું ચિત્ર અંકિત થઈ ગયું. એ ચિત્ર કદી ઝાંખુ પડે તેમ નથી." બાપુજીની અમર જ્યોતિ દુનિયાભરમાં ઝળકી રહી છે. તેના પુરાવા રૂપે નોર્વેના પરદેશ પ્રધાને પણ લખ્યું છે કે " તેમણે કરેલા પ્રેરણાત્મક જીવન કાર્યની સ્મૃતિ નોર્વેમાં અમર બની રહેશે." ફ્રેન્ચ પ્રતિનિધિ પણ બાપુજીના જીવનની પ્રસંશા કરતાં બાપુજીની અમર જ્યોતિને ઝળકાવતાં કહે છે કે, " ગાંધીજીનું નામ ન જાણતો હોય અથવા તેમના પ્રત્યે આદર ન ધરાવતો હોય એવા એક પણ ફ્રેન્ચ માનવી નથી. ગાંધીજીએ પોતાના આદર્શો માટેજ પ્રાણાર્પણ કર્યું છે. ને એક અતિ ઉમદા જીવનને શહાદત ભર્યા મરણથી શણગાર્યું છે." બાપુજીની જીવનની વિશિષ્ટતા માટે ડૉ. જોહ્ન હોમ્સ કહે છે કે, " ભગવાન બુદ્ધ પછી એઓ શ્રેષ્ઠ હીંદી હતા. જગતમાં ઈશુ ખ્રીસ્ત પછી એઓ શ્રેષ્ઠ માનવ હતા." દુનિયાના માનવીઓના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરનાર મહાનુભાવોની મહત્તા કેટલી વર્ણવાય છે એ સૂચવતાં એક બ્રિટીશ પ્રતિનિધિ કહે છે કે " ગાંધીજીની મહાન્ સિદ્ધીઓ હજી હવે અવતાર લેશે. દુ:ખી, દરિદ્રી, એકલવાયા ને નાચીઝ માણસના ગાંધીજી મિત્ર હતા." બાપુજીના જીવનની અમર-જ્યોતિને વિજયી કહેતાં બેલ્જીયમ ધારાસભાના પ્રમુખ કહે છે કે " ગાંધીજીના જીવને જગતને બતાવી આપ્યું છે કે માનવી શાન્તિ

માટેનો અનુરાગ ઓછો કર્યા વિના પણ મહાન વિજયો સંપાદન કરી શકે છે."

બાપુજીના જીવન આદર્શોની મહત્તા સૂચવતા અને દુનિયા-ભરની પ્રજાને બાપુજીની દિવ્ય વિભૂતિની પ્રેરણાત્મક દષ્ટિએ ખોટ પડયાની આલોચના કરતાં સંયુક્ત રાષ્ટ સંસ્થાના મહામંત્રી કહે છે કે "ખાસ કરીને જુદી જુદી પ્રજાઓ સમક્ષ જ્યારે ગંભીર કોયડાઓ ઉભા થયા છે તેવી વર્તમાન પળે આધ્યાત્મિક નેતાગી-રીની જરૂર છે તે પળે આ ખોટ પડી છે. જે ઉચ્ચ આદર્શોને માટે તેમણે આત્મસમર્પણ કર્યું તે આદર્શોની તેમના બલીદાનથી સેવા થશે." દુનિયાની દષ્ટિએ બાપુજીના માનવજીવનની શ્રેષ્ઠતા વર્ણવતાં તુર્કી કાઉન્સીલના પ્રમુખ ઉચ્ચારે છે કે "મહાત્મા ગાંધીજીને ગુમાવવાનું જે કમનસીબ આવી પડયું છે, તે સમસ્ત મનુષ્યજાતિને માટે આઘાત રૂપ છે." ના. આગાખાન પણ બાપુજીને ગુમાવવા બદલ અંજલી અર્પતાં માનવજાતિને પડેલી ખોટ વર્ણવે છે. આ રીલે કોઈ પણ મહાપુરુષોને ઇતિહાસના પાના ઉપર નોંધાયેલા જોયા નથી. એજ બાપુજીની અમર જ્યોતિનો સર્વત્ર વ્યાપી રહેલો ઝળકાટ બાપુજીના જીવનને અમરત્વ અર્પે છે.

હિમાલયના શિખરોમાંથી વહન થતી અનેક સરિતાઓમાં ગંગા પોતાની પવિત્રતાએ પ્રાધાન્યપદ ભોગવે છે. હિમાલય કે કૈલાસ શિખર ગિરીશૃંગોમાં શ્રેષ્ઠ મનાય છે. હંસલાઓ મોતીનો ચારો ચરતા હોય તો તે હિમાલયના શિખરે આવેલા માનસરોવરના દૈવી કિનારે. એજ રીતે અનેક માન્યતાવાળી અને અનેક જાતિમાં વહેંચાયલી માનવપ્રજાના હૃદયો આકર્ષતી બાપુજીની અમર જ્યોતિ અંતે કુદરત નિયમાનુસાર ભૂતકાળની મહાન જ્યોતિ-ઓમાં મળી ગઈ. રૂદ્રાક્ષ અને તુલસીના મણકાઓની માળાઓના મેર રૂપે બાપુજીની જ્યોતિએ ભૂતકાળની સમસ્ત જ્યોતિઓમાં સ્થાન મેળવ્યું. કોણ કલ્પી શકે વિધિની અકલ્પીય કલ્પનાને ? યુગે યુગે મહાન

અવતારો થયા છે. યુગ યુગના કાર્યોએ તેમને આકર્ષ્યા છે. જ્યારે જ્યારે પ્રજા અંધકારમાં પડી હોય, જુલ્મી સત્તાધીશોનાં જુલ્મે સપડાએલી અર્ધરાત્રિના શ્મશામ સમયની સ્થિતિ ભોગવતી હોય ત્યારે તેનો ઉદ્ધાર કરવા કોઈ કોઈ મહાપુરૂષો જન્મે છે એમ ગીતા કહે છે. ભારત વર્ષની પ્રાચીન અર્વાચિન સ્થિતિનો વિચાર કરતાં ૨૦ મી સદીનો અંત સમય ભારત વર્ષને બહુજ શોકપ્રદ ગણાય. પરાધીન દશામાં ભારતપ્રજા સ્વમાન અને જ્ઞાન ગુમાવી નિર્જીવ જેવી બની ગયેલી હતી. તેના આત્મામાં પ્રાણ અર્પનાર પ્રજાના જીવનનાં નવ સર્જન રૂપે પૂજ્ય બાપુજીએ પોતાનું જીવન સેવાભાવનામાં સમર્પી વર્તમાન યુગના મહાપુરૂષનું પદ પ્રાપ્ત કર્યું છે—એમ સર્વત્ર કથાય છે. ભગવાન મહાવીરના ચોવીશ અવતારો, ઇસ્લામ ધર્મના મહાન પયગંબરોના પણ ચોવીશ અવતારો, અને પરિબ્રહ્મ પરમાત્માના પણ ચોવીશ અવતારો. ધર્મભેદ, વર્ણભેદ ને ક્રિયાભેદ હોવા છતાં ચોવીશની સંખ્યા આશ્ચર્ય પમાડે તેમાં નવાઈ નથી. શું કરી શકે માનવપ્રાણી પરમાત્માની અકલ્પીય અગાધ શક્તિ પાસે ? ભારતે કૃષ્ણાવતારમાં પુનરોદ્ધાર પ્રાપ્ત કર્યા પછી છેલ્લા સૈકાઓમાં અંધાકાર સેવવા માંડયો હતો. અને ઝગમગતા શુક્ર અને બુધના તારાની માફક કેટલાક મહાનુભાવો ઝળકી ગયા, પરંતુ શરદ્ પૂર્ણીમાના ચંદ્રનો પૂર્ણ પ્રકાશ બાપુજીએ જ આપ્યો. ધન્ય છે એ દિવ્ય જ્યોતને. યુગ યુગના સંભારણા ભુલાતાં નથી તેમ બાપુજીને પણ જગત ભૂલશે નહિ. ભારત વર્ષ તેમનું રૂણી છે. ભારત વર્ષના બાપુજી આત્મા હતા. તેને કેમ ભૂલશે ભારતવર્ષ ? તેમના આદેશો અ ઉપદેશોનું પાલન કરી બાપુજીની અમર જ્યોતિ વિશેષ ઝળકાવવાનું કર્તવ્ય ભારત વર્ષે કરવાનું રહે.

સંભારણા રહેશે વિશ્વે, યુગે યુગે બાપુજીનાં,
ગુંજાશે ભ્રમર ગુંજે, ગુણીયલ ગાન બાપુજીનાં.

૨

# શહીદ

શિખરણી

**મરે છે જન્મેલાં, અકળ કળ એ કુદરત તણી,**
**કૃતિ એ પૂજાતાં, જીવન દિપિકા એ નરમણિ;**
**જીવી જાણ્યું એણે, ચરણ રજ શીરે જન ધરે,**
**શહીદો એ પ્રેમી, અમર થઈ જાતાં જગ પરે.**

બાપુજી દેશની શાંતિને ખાતર શહીદ થયા. શહીદ થવાનું મહાપુરૂષોના ભાગ્યમાં લખાયેલું હોય છે. જન્મવું અને મરવું એ તો કુદરતનો નિયમ છે. આ નિયમથી વિમુખ કોઈ હોઈ શકેજ નહી. દેશના ઉદ્ધારકો કે ધર્મના સ્થાપકો મોટે ભાગે શહીદજ થયા છે, કારણ કે જગત્ બેધારી તલવાર જેવું છે. આદિ કાળથી જગતનો ઈતિહાસ અવલોકતાં એજ પુરવાર થાય છે કે સુરી અને આસુરી પ્રકૃતિ એટલે દેવ અને દાનવનો પરસ્પર વિરોધ. જગત્ એકમતે કદી ચાલ્યુંજ નથી અને ચાલવાનુંયે નથી એમ અનુમાની શકાય. કાળની ગતિ હંમેશાં પરિવર્તનશીલ જણાય છે. ક્ષણે ક્ષણે નવા નવા રંગો પલટાય છે. પાણીના પરપોટા ઉદ્ભવે છે અને સમાય છે. આવા પરિવર્તનશીલ જગતમાં શહીદ થનારાઓ અમરતા મેળવે છે, વંદાય છે અને પુજાય છે. એઓએજ જન્મી જાણ્યું છે, જીવી જાણ્યું છે અને મરી પણ જાણ્યું છે. ધન્ય છે એવા શહીદ થનાર મહાનુભાવોને.

જેઓના જીવન કાર્યરૂપ દિપિકાએ વિદ્યુતની રોશની સમાન ઉજ્જવળ કારકીર્દીએ પ્રકાશમાન છે એવા નરમણિઓને જગત પ્રેમથી પૂજે છે.

**परिवर्तिनी इह संसारे मृतः को वा न जायते**
**सजातः येन जातेन याति देशः समुन्नतिम्**

જ્ઞાનીઓ કહેછે કે આ પરિવર્તનશીલ જગતમાં કોણ જન્મતું નથી અને કોણ મરતું નથી ? પરંતુ જેના જન્મથી દેશનું અને પ્રજાનું કલ્યાણ થાય છે તેજ ખરેખર જીવી જાણે છે. બાપુજીએ પોતાના જીવનને આવા પ્રકારની ઉચ્ચ કોટીએ બનાવ્યું હતું, ભારતવર્ષના ઉદ્ધારને ખાતર, ભારતિય પ્રજાના કલ્યાણને ખાતર સાચા સનાતન ધર્મના સંરક્ષણને ખાતર અને દૈવી સંસ્કૃતિને પ્રાદુર્ભાવ કરાવવાની ખાતર જીવનભર મહાન પ્રયત્ન કર્યો છે. ત્યાગ, સેવા અને સમભાવ એ દૈવી જીવનના પ્રાધાન્ય સૂત્રો છે. અહિંસા, સત્ય અને દ્રઢતા એ સાધ્ય કરવાના સાધન છે. શાંતિ એનું મૂર્તિમંત સ્વરૂપ છે. પ્રેમ સાધકની મનોવૃત્તિનું આત્મબળ છે અને બળિદાન શ્રેષ્ટ પરિણામ રૂપે છે. બાપુજીનું જીવન આ પ્રણાલિકાએ વ્યતીત થયેલું અનુભવાય છે. એમનું જીવન બલિદાન, એમના જીવનની શ્રેષ્ટતા પૂરવાર કરે છે. ન્હાના મ્હોટાં વિવિધ પ્રકારનાં રોગોથી તો સહુ કોઈ મરે છે. અગ્નિથી બળીને, જળમાં ડૂબીને કે પડીને વિગેરે અકસ્માતોએ પણ ઘણાનાં મૃત્યુ થાય છે, પરંતુ વિરોધીઓના હસ્તે ગોળીઓના ઘાથી ઘાયલ થઈ મૃત્યુને ભેટનારાઓ રણસંગ્રામમાં જીવનની આહુતિએ અમરાંગનાઓને વરતા વીરોની માફક જીવન ઝળકાવે છે. તેમાંયે દેશમાં શાંતિ સ્થાપવાની ખાતર જ્ઞાનામૃતનું પાન કરાવવાના સમયે પ્રભુ પ્રાર્થનાની વેદી ઉપર યોગનિષ્ઠ યોગપ્રવૃત્તિમાં, ઝનુનઘેલા સિદ્ધાન્ત વિરોધી માનવીને હાથે ગોળીયોના ઘાવ ઝીલી શહીદ થનારા બાપુજી જેવા વિરલ વીરો

ભાગ્યેજ ઇતિહાસનાં પાનાં શોભાવે છે, અને જનતાના હૃદયમાં દેવ તરિકે પુજાવાનું સ્થાન પ્રાપ્ત કરે છે. શહીદ થયા પછી બાપુજીને માટે જે કાંઈ થયું છે તે અવર્ણનીય છે. ઇચ્છાએ કે અનિચ્છાએ પ્રેમીઓએ અને વિરોધીઓએ પણ બાપુજીના શહીદ થયા પછી બાપુજીને હૃદયમાં પધરાવ્યા છે.

દુનિયાનો ઈતિહાસ અવલોકતાં, દેશ દેશની રાજ્યક્રાંતિ અને ધર્મક્રાંતિના સમયો તપાસતાં અનુભવાય છે કે તેના પ્રવર્તકો મ્હોટે ભાગે શહીદ જ થએલા છે. જ્યારે જ્યારે દેશોમાં અંધાધુંધી ફેલાય છે અને ધર્મની આલોચના થાય છે ત્યારે ત્યારે સત્યનું સ્ફોટન કરવા અને યોગ્યમાર્ગ વહન કરવા દ્રષ્ટાંતિક અવતારી મહાપુરૂષો ઉત્પન્ન થાય છે અને વિભુની દિવ્ય વિભૂતિઓનું ભાન કરાવે છે. ઇંગ્લંડનો ઈતિહાસ અને ક્રીશ્ચિયન ધર્મગુરૂ ઇસુખ્રિસ્તનું જીવન તપાસીએ તો સત્ય ધર્મના પ્રચારને માટે હાથમાં ખીલા ઠોકાવી શહીદ થયેલા ઈસુના જીવનની મહત્તા જણાઈ આવે છે. ઇસ્લામ ધર્મના ઉદ્ધારક પેગંબર મહમદનું જીવન એવીજ રીતે યશસ્વી બનેલું છે. સત્ય ધર્મના પ્રચારને કારણે તેઓએ વિરોધીઓના અનેક જીવલેણ આક્રમણો સહન કર્યાં છે. હસન અને હુસેને તો દુશ્મનોને હાથે પ્રાણ ત્યાગ્યા છે. ઇસ્લામીઓ પૂજે છે પ્રેમથી એ મહાનુભાવોને. જરથોસ્ત સાહેબને પણ પોતાના અનુયાયીઓને સત્ય માર્ગ દર્શાવતાં ઓછી વિટંબણાઓ સહન કરવી પડી નથી એજ એમના જીવનનો વિજય છે. યાહુદી ધર્મના સ્થાપક અને પ્રવર્તક ઇબ્રાહિમશાહનું જીવન જોઈશું તો પણ તેમાંથી એજ વસ્તુ દ્દષ્ટિગોચર થાય છે કે અનેક વિરોધીઓના સામે દ્રઢતાપૂર્વક પોતાનો મત પ્રસરાવવામાં મહાન મુશ્કેલીઓ સહન કરવી પડે છે અને અગ્નિની જ્વાળા જેવી વેદનાઓ વેઠવી પડી છે. મહાન સત્યવાન સોક્રેટીસ સત્યને ખાતર શહીદ થયા હતા. ભગવાન મહાવીરને કાનમાં

ખીલા ખોસ્યા હતા અને એમનાજ સાથી તરફથી અનેક વખત મહાન કષ્ટો ભોગવવા પડયાના દાખલા તેમના જીવનમાંથી મળી આવે છે. બુદ્ધ ભગવાનનું જીવન જોઈયે છીયે ત્યારે એવા વાતાવરણમાંથી પસાર થઈ ગયેલું જણાય છે કે જ્યારે દેશમા સર્વત્ર અંધાધુંધી ચાલી રહી હતી. બુદ્ધ ગયાનું દર્શન બુદ્ધ ભગવાનની જીવન જ્યોતિ આજે પણ ઝળકાવી રહેલ છે. બૌદ્ધ ધર્મ ચીન, જાપાન અને બ્રહ્મદેશમાં પ્રવર્તાવતાં ભગવાન બુદ્ધને ઓછું સહન કરવું પડયું નથી. ભારતવર્ષમાં વ્યાપી રહેલા અમાવાસ્યાના અંધકાર નાશ કરવા પ્રકાશતા રવિની માફક આદ્ય શંકરાચાર્યે જ્ઞાનમાર્ગની પુનઃ સ્થાપના કરવામાં જીવન કલહ અને કષ્ટો સહન કર્યાં છે એ જનતાથી અજાણ્યું નથી. અંતે જ્ઞાનપ્રકાશ કરતાં આથમતા સૂર્યની માફક તેમને પણ પ્રતિસ્પર્ધીના કાવાદાવાના ભોગ થવું પડયું હતું. પાખંડ ધર્મનો નાશ કરી વૈદિક ધર્મનો પ્રચાર કરનાર ધર્મકેસરી દયાનંદનું જીવન સાક્ષી પૂરે છે કે તેમના ઉપર અનેક વખત જીવલેણ પ્રયોગોનો પ્રતિસ્પર્ધીઓએ ઉપયોગ કર્યો હતો; અને રસોઈયાને હાથે કાળસ્વરૂપી ઝેરના પ્રયોગે ધર્મને ખાતર શહીદ થવું પડયું હતું. આ રીતે અનેક ધર્માચાર્યો અને અનેક પ્રજાસેવકોએ પોતાના પ્રાણના બલિદાનો આપી પોતાના કાર્યની અને જીવનની વિજય પતાકા ફરકાવી છે, પુજ્ય બાપુજીએ તો ખુલ્લી છાતીએ સ્હામે મ્હોંયે પ્રેમ દર્શાવતાં ગોળીયોના ઘાવ જીલ્યા છે. ધન્ય છે એમના શહીદપણાને યોગેશ્વર શ્રી કૃષ્ણે પણ સ્વધામ પધારતાં ભીલના બાણના ભોગી થવાનું ઉચિત માન્યુ હતું. હજારો વર્ષ થયાં છતાં સૌરાષ્ટ્રમાં સરસ્વતીને તીરે આવેલ વૃક્ષ નીચે મધુસુદન ભગવાનની પ્રતિમા આજેય યાત્રિકોને કૃતાર્થ કરી રહેલ છે. શહિદોની સહિષ્ણુતા અને સાત્વિક ભાવના પ્રસંશવી મુશ્કેલ છે.

ભારતવર્ષ તો પરાપૂર્વથી ધર્મક્ષેત્ર હોવા સાથે શહીદોનું પણ

ક્ષેત્ર બનેલું છે. ન્હાના મ્હોટા અનેક સંગ્રામોમાં વીર કેસરીઓએ ધર્મ અને દેશના ઉદ્ધારને માટે બલિદાનો આપ્યાં છે. વીરતા અને સેવાભાવનાના ઉજ્જવળ પાનાયે આલેખાતો ભારતવર્ષનો અપૂર્ણ ઇતિહાસ જ્યારે પૂર્ણપણે લખાશે ત્યારે ભારતવર્ષના પૂર્વ ગૌરવમાં અનેક ગણો વધારો થશે. હજારો વર્ષના વહાણાં વાયાં છતાં પણ કુરૂક્ષેત્રનું ધર્મયુદ્ધ ભારત વર્ષના શહેરો અને ગામડાઓના ચૌટામાં ભારતની આખ્યાયિકાઓ જનતાના હૃદયો હચમચાવી રહે છે. વીસમી સદીના અંત અને એકવીસમી સદીના શરૂઆતના કાળને શહીદોનો યુગ કહીયે તે અતિશયોક્તિ નહી કહેવાય. આત્મ સ્વાતંત્ર્યતાના સિદ્ધાન્તે સ્વરાજ્ય સંપાદન કરવા અહિંસક પ્રવૃતિયે બાપુજીની આગેવાની નીચે સત્તાધિશોની સામે મંડાયેલા સત્યાગ્રહી લડાઈના મોરચાઓમાં સ્થળે સ્થળે સંખ્યાબંધ વીર યુવાનોએ કેસરીયાં કરી ઉઘાડી છાતીયે ગોળીઓના ઘાવ ઝીલી પ્રાણાર્પણ કર્યાં છે. ભારતવર્ષના અસ્તિત્વમાં આ શહીદ યુગ અમરત્વ મેળવશે. ભવિષ્ય માટે ભારતવર્ષનો વર્તમાન ઈતિહાસ લખાશે ત્યારે દુનિયાની પ્રજાને ખરેખર આશ્ચર્ય ઉત્પન્ન કરાવશે. દુનિયાના અનેક દેશોએ વીરપૂત્રો અને મહાપુરૂષો ઉત્પન્ન કર્યા છે. તેમાં ભારતવર્ષનું શ્રેષ્ઠત્વ મેઘની પ્રચંડ ગર્જના જેમ દિગંતમાં ગર્જી રહેલ છે. ભારતની ધર્મભાવના, દૈવી સંપત્તિ અજોડ છે. કાળબળે વિદેશીયોના અનેક આક્રમણો ભારતે સહન કર્યાં છે અને વિદેશીયોની સત્તાની ધૂંસરી નીચે સેંકડો વર્ષો વીતાવ્યાં છે છતાં ભારતની મનોભાવના, ભારતની આર્ય સંસ્કૃતિનો સમુળગો નાશ થયો નથી. અંદર અંદરના કલહે ભારતવર્ષ સ્વાર્થીય ઘેલછામાં અનેક વિભાગોમાં વ્હેંચાઈ ગયેલું હોવા છતાં તેની સાત્વિકતા અને ઉદારતાનો હજુ નાશ થયો નથી. સન્માનાય છે, આદર મેળવે છે ભારતવર્ષમાં દુનિયાના આગંતુક મુસાફરો—પોષાય છે વિદેશીય પ્રજાના ધંધાર્થીઓ અને વિદ્વાનો. દુનિયાની પ્રજાઓની માફક ભારતે મ્હારા ત્હારાનો ભેદ રાખ્યો નથી. જ્યાં સમભાવ છે ત્યાંજ ઇશ્વરીય વાસ છે. છેલ્લા

સૈકામાં ભારતનો પુનરોદ્ધાર કરવા બાપુજી ઇશ્વરી દૂત બન્યા. સુધારકો અને નાસ્તિકો ભલે માને કે ન માને છતાં ઇશ્વરી સંકેતને પ્રાધાન્ય આપવું જ પડશે. અમુક વર્ષોને અંતે ભિન્ન ભિન્ન આંદોલનો પ્રસરાવનાર મહાપુરૂષો જગતમાં ઉત્પન્ન થાય છે. રશીયાના લેનીન, અમેરીકાના પ્રેસીડન્ટ વોશીંગ્ટન, ફ્રાન્સ વિજેતા નેપોલીયન, ગ્રીસ સમ્રાટ્ સીકંદર, મહાન વિશ્વ યુદ્ધની અગ્નિજ્વાળામાંથી ઇંગ્લંડને બચાવનાર લોર્ડ ચર્ચીલ જેવા કર્માચારીઓ ઉત્પન્ન થયા છે. એજ પ્રમાણે ભારતવર્ષમાં પણ અનેક મહાપુરૂષોની સાથે બાપુજી સૂર્ય સમાન ઝળકી ઉડયા. ભારતવર્ષની લોપ થતી જતી પૂર્વ સંસ્કૃતિનો પુનરોદ્ધાર કરવા બાપુજીએ બીડું ઝડપ્યું. મહારાષ્ટ્ર, બંગાળ અને પંજાબના મહાપુરૂષોના સિદ્ધાન્તોથી બાપુજીનો સિદ્ધાન્ત જુદો હતો. તેઓએ ભારતવર્ષની નાડ ધનવંતરી વૈદની માફક તપાસી. લાગુ પડેલા અસાધ્ય રોગોનું નિરિક્ષણ કર્યું. અસાધ્ય રોગોને સાધ્ય કરવા ઉપચાર શોધ્યો, કુરૂક્ષેત્રમાં ગવાયેલ ગીતા જીવન કર્તવ્યની સાથી બનાવી, અહિંસા અને સત્યને પંથે સેવાભાવના કેળવી. પ્રજાએ બાપુના બોલો ઝીલ્યા. જે અહિંસાએ સ્વરાજ્ય મેળવ્યું એજ અહિંસાએ બાપુજી શહીદ બન્યા.

ઇંગ્લાંડનો ઈતિહાસ તપાસીએ તો રાજ સત્તાની જોહુકમીમાંથી પ્રજાને સ્વતંત્ર બનાવનાર રાજરક્ષક ઇલ્કાબધારી ક્રોમવેલનું નામ જગત ભૂલી શકે તેમ નથી. જો કે પોતે સત્તાધીશ બન્યા પછી સત્તાનો દોર ચલાવવામાં પ્રજાને કડવા અનુભવો આપ્યા છે એ પણ ઇતિહાસને પાને લખાયેલું છે, છતાં ક્રાન્તીકારક તો ગણાય જ. જાપાનને ઔદ્યોગિક હુન્નરકળામાં પ્રગતિમાન બનાવી સમૃદ્ધ બનાવવામાં ટોગો દુનીઆની દૃષ્ટિ ખેંચે છે. કૈઝર અને હીટલરે અભિમાની અભિલાષાઓ પૂર્ણ કરતા સ્વહસ્તે પોતાનો પરાજ્ય પ્રાપ્ત કર્યો છે, તો પણ તેમના દેશને ઉચ્ચ કક્ષાએ લઈ જવામાં તેઓએ ઓછું કર્યું નથી. મિથ્યાભિમાન, વગર કારણે સત્તા જમાવવાની

મનોભાવના એ નિર્બળ રાજ્યોને હંફાવનાર સર્વોપરી બનાવતી ભાવિ આશાઓ પૂર્ણ કરવા જતાં નૈતિક અને ધાર્મિક દૃષ્ટિએ પોતેજ પરાજય આપે છે એવા દૃષ્ટાંતો ઈતિહાસોમાં શોધવા પડે તેમ નથી. અંધારામાં સૂર્ય પ્રકાશ ન હોય. અમાવાસ્યાએ ચંદ્રમા નથી ઉગતા. ગિરીશિખરો ઉપરથી ખળખળાટ વહેતી સરિતાઓના વહેણો કદી ઉંચા ગયા સાંભળ્યાં છે ? જર્મનીનો ૨૦ સદીનો ઇતિહાસ તેના દૃષ્ટાંતરૂપ છે. ધન્ય છે એ ભારતવર્ષને અને ધન્ય છે ભારતના મહાપુરૂષોને. સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થના આત્મકલ્યાણક સત્યધર્મના પ્રચારોએ સુધારાના શિખરે પહોંચેલા વૈજ્ઞાનિક કળામાં પારંગત બનેલા અબજોપતિઓથી ઉભરાઈ રહેલા અમેરિકા જેવા દેશનાં મન મુગ્ધ બનાવેલ છે એજ ભારત સંસ્કૃતિનો વિજય છે. પુજ્ય બાપુજીએ ભારતવર્ષના પ્રાચિન ગૌરવને અતિ સમૃદ્ધ બનાવ્યું છે. દુનિયાના ક્રાન્તિકારોએ હિંસક પ્રવૃતિએ દેશની ક્રાન્તિ કરી છે. ત્યારે બાપુજીએ અહિંસક પ્રવૃતિએ ભારતને સ્વરાજ્ય મેળવી આપ્યું છે. હીટલર જેવા મહાન બલીષ્ઠ યોદ્ધાને પરાસ્ત કરનાર બ્રિટિશ સામ્રાજ્ય જેવી મહાન સત્તા પાસેથી કેવળ વગર શસ્ત્રે, કેવળ આત્મબળ, સત્યાગ્રહ અને શાન્તિના પ્રયત્નોથી મેળવ્યું છે. સૂર્યના પ્રકાશની માફક દુનિયાને પ્રકાશમાન બનાવે છે ભારતવર્ષ અને તેના વિર પુત્ર બાપુજી. વિશેષતા છે બાપુજીની એજ કે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યા પછી તેને રામરાજ્ય બનાવવાની તિવ્ર અભિલાષામાં પોતે શહીદ થયા. ધન્ય છે એ દિવ્ય જ્યોતિને.

---

૩

# કાળની ક્રુરતા

મંદાક્રાન્તા

**કૃત્યો કાળા હૃદય પરથી ભુસતાં ના ભુસાયે;**
**છેદે છાતી વચન કપરાં બાણુ જેવા જણાએ,**
**યુગોના એ સ્મરણ સૂચવે દેશના ઇતિહાસે;**
**પ્રત્યાઘાતે કરૂણ બનતા દીસે છેદે પ્રયાસે.**

કાળની ક્રુરતાનું માપ કોણ માપી શકે તેમ છે ? કાળની મિમાંસા ત્રણ રીતે થઈ શકે. એકતો વાયુના વેગની માફક સપાટા-બંધ ચાલી જતો કાળ પ્રાણીઓના જીવનની છેલ્લી ક્ષણો જોતજોતામાં લાવી મૂકે છે. બીજી દૃષ્ટિએ કાળ એટલે ક્રોધ. જ્યારે માનવ પ્રાણીના શરીરમાં ક્રોધનો સંચાર થાય છે ત્યારે તે ડહાપણ અને બુદ્ધિ ખોઇ બેસે છે. સમય પરત્વે ન કરવા જેવાં જીવનને કલંક રૂપ થઈ પડે એવાં કાળા કૃત્યો કરવાને પણ પ્રેરાય છે. રણસંગ્રામે ચડેલા માનવીનું ઝનુન જેમ રોકી શકાતું નથી તેમ ક્રોધથી ઘેરા-એલા માનવીને પણ રોકી શકાતો નથી. કોઈ પણ કારણે હૃદયમાં આવવા પામેલો સિંહ ક્રોધને વશ થઈ પ્રતિસ્પર્ધીનો જીવલેણ શત્રુ બને છે. આથીજ શાસ્ત્રો અને જ્ઞાનીઓ કહે છે કે કાળને રોકતાં શીખો. જીવનને યશનામી બનાવવું હોય, આત્મકલ્યાણ સાધવું હોય

તો ક્રોધને જીતો. ક્રોધજ કેટલીક વખતે કાળાં કૃત્યો કરી ક્ષીણુતા પામતા કલંક રૂપ ચંદ્રની માફક જીવને કલંકીત બનાવે છે. નથી ભુંસાતાં આવાં કાળાં કૃત્યો. હજારો વર્ષો પૂર્વે બની ગયેલા બનાવો પુસ્તકોના પાનાં વાંચતા અને કર્ણોપકર્ણ શ્રવણ થતાં દૃષ્ટાંતોથી મન વિંધાય છે. રામાયણ વાંચતાં રાવણના દુષ્કર્મો મહાન પરાક્રમી રાવણના જીવનને કલંકીત બનાવે છે. પાંડવ કૌરવનો સમય તપાસતાં દુર્યોધનનાં દુષ્કર્મોની યાદ મહાભારત આપે છે. ભારતવર્ષમાં થઈ ગયેલા અનેક સત્તાધિશોના કાળાં કર્મો તેમના ઉચ્ચ જીવનને પણ ધિક્કારને પાત્ર બનાવે છે. દેવભુવનના દેવોની ઉજ્જવળ કારકીર્દિમાં પણ સુરપતિ અને ચંદ્ર જેવાના જીવનોને દોષિત બનાવનારાં બનાવો પુરાણોની આખ્યાયિકા દૃષ્ટિગોચર કરે છે. ભારતવર્ષના ઈસ્લામી પાદશાહો પૈકી મહાન પરાક્રમી હોવાથી કેટલાક પાદશાહોની જુલ્મી કારકીર્દીથી ઇતિહાસના પાનાં આલેખાયેલાં છે. બ્રિટીશ સામ્રાજ્યના બ્રિટીશ સત્તા સ્થાપતી વેળા સત્તાધિશોએ ભારતવર્ષમાં જે કાળો કેર વર્તાવેલો છે તે ભૂલાય તેમ નથી. સારાંશ કે સારાં કૃત્યો બહુ યાદ નથી આવતાં પરંતુ કાળાં કૃત્યો આઘાત કે પ્રત્યાઘાતથી ચિરંજીવ સ્થાન મેળવે છે. પૂજ્ય બાપુજી ઉપરનો જીવલેણ હુમલો ભારતના સાંપ્રત ઈતિહાસમાં સદાને માટે કાળા અક્ષરે નોંધાઈ ચૂકયો છે. ત્રીજી દૃષ્ટિએ યમરાજને કાળ સ્વરૂપે વર્ણવાય છે. પહેલી અને બીજી દૃષ્ટિ તો પ્રાણી માત્રને નિર્મીત છે. પરંતુ બીજી દ્રષ્ટિ આઘાતને પ્રત્યાઘાત સૂચવતી કલંકીત બને છે. જ્ઞાનદૃષ્ટિએ જોઈએ તો બાપુજીના જીવનની ક્ષણો પૂર્ણ થતાં યમરાજ બાપુજીને લઈ જાય એ સ્વાભાવિક છે. પરંતુ ક્રોધને વશ બનેલા, ઝનુનઘેલા બનેલા નાથુરામ વિનાયક ગોડસેનું જીવન બાપુજીની છાતીને ગોળીથી વીંધતાં નિમીત રૂપ હોવા છતાં કલંકીત બનેલું છે એ ભારતનો જીવંત ઈતિહાસ ભૂંસી નહિ જ શકે.

તા. ૩૦ જાન્યુયારી ૧૯૪૮, વિક્રમ સંવત ૨૦૦૪ પોષ કૃષ્ણ ૨

પંચમી શુક્રવારનો દિવસ વર્તમાન ભારત ઈતિહાસમાં ભયંકર ગણાયો છે. બરાબર સાંજના પાંચને પાંચે પોતાનું દૈનિક સામ્રાજ્ય પૂર્ણ કરવાની અણી ઉપર આવેલા મેરૂ પર્વતની પેલી પાર જતા આથમતા સૂર્યનારાયણની સાયંકાળની પ્રાર્થના અને પ્રવચન કરવા જતાં લગભગ પાંચસો માણસોની મેદની વચ્ચે પૂજ્ય બાપુજીની સમક્ષ આવી, નમન કરી બાપુજીની છાતીમાં નાથુરામ ગોડસેએ ત્રણ ગોળીઓ છોડી. બાપુજીનો પ્રાણઘાતક ભયંકર બનાવ ભારત વર્ષમાં પ્રકાશતા સૂર્યને અંધકારને આવરણે છાઇ દીધો. બસ ભારતને સ્વરાજ્યથી પ્રકાશીત બનાવનાર સૂર્યસમા બાપુજીનો દેહવિલય ભારત જનતાને મનોવેધક બની ગયો. કુદરતની કળા અનોખી છે. જોતજોતામાં વાદળ ઘેરાય છે. સૂર્યપ્રકાશીત જગતને અંધકારમાં લઇ જાય છે. સામસામા ઘર્ષણે થતી મેઘગર્જના અને વિદ્યુતના ચમકારા માનવ પ્રાણીઓના મનને ક્ષણભર ભયભીત બનાવે છે. વાવાઝોડાના વંટોળીઆના સપાટાથી સમુદ્રમાં ચાલતી નાવના નાવિકોને રામ નામનું સ્મરણ કરાવે છે. એજ પવિત્ર રામનામનો ઉચ્ચાર છાતીમાં ગોળી વાગતાંની સાથેજ બાપુજીએ ઉચ્ચાર્યા. ટૂંક સમયમાંજ બાપુજીના જીવનની આશા નિષ્ફળ જતાં પવિત્ર રામનામની ધૂનનો પડઘો દેશભરમાં છવાઈ ગયો. આકાશ રામનામની ધૂનથી ગાજી રહ્યું. અસ્તાચળે ગયેલા સૂર્યને નિહાળવા કમળ તલસી રહે છે, અને આશામાં નિરાશ થતાં આઘાત પામી પાંખડીઓથી બિડાય છે, તેમ ગોળીના ઘાવ પછી ડોકટરી ઉપચારોએ નિરાશ થતાં બાપુજીના જીવનની આશા નિષ્ફળ બની પ્રજાના હૃદયો આઘાતથી શોકગ્રસ્ત બન્યાં. શું કાળની ક્રુરતા ! શું પરમકૃપાળુ પરમાત્માની અગાધ લીલા ! જોતજોતામાં બાપુજીના સ્વર્ગારોહણના દુઃખદ સમાચારો દુનિયાની ચારે દિશાઓમાં ફરી વળ્યાં. આનંદને સ્થાને શોક છવાયો. શરદપૂર્ણિમાનો ચંદ્ર રાહુથી ગ્રહાયો. ધવલ બનવાની આશામાં ઉત્સાહ પ્રેરીત ચંદ્રિકા ગાઢ અંધકારના આવરણે છવાઈ ગઇ. બાપુનો આત્મા

પરલોકમાં પધાર્યો. પંચભૂતનો દેહ નિર્જીવ પડયો રહ્યો. એનાયે દર્શનાર્થે હજારો લોકોની મેદની ટોળે વળી. ધન્ય છે આવા મહાન આત્માને. ધન્ય છે એવા મહાન આત્માઓની જન્મદાત્રી જનેતાને. ધન્ય છે અંતિમ દર્શન કરી કૃતાર્થ થયેલા લોક સમુદાયને.

રામનું નામ અને ગીતા બાપુજીના જીવનની જ્યોતિ જેવા ગણાયા છે. બાપુજીએ જીવન યશનામી બનાવ્યું હોય, આત્મ ચમત્કૃતિ કેળવી હોય તો રામનામનું શ્રવણ અને ગીતા વાંચને. ગુરૂ કરતાં શિષ્ય આગળ વધે છે એ કહેવત અનુસાર ગીતાના પ્રબોધક શ્રી કૃષ્ણચન્દ્ર કરતાં બાપુએ જીવનને અહિંસાત્મક પ્રવૃત્તિએ વધુ યશનામી બનાવ્યું છે એમ કહીએ તો અતિશયોક્તિ નહી ગણાય. શસ્ત્ર નહિ લેવાની પ્રતિજ્ઞાથી બંધાઈ અર્જુનના સારથી બનેલા શ્રી કૃષ્ણને ભીષ્મના ભીષ્મ આક્રમણે રથનું પૈડું પગના અંગુઠાએ ફેરવી ભીષ્મ સામે ફેંકવાનો પ્રયત્ન કુરૂક્ષેત્રના યુદ્ધમાં વર્ણવાય છે. ગીતાના અભ્યાસી અને કર્તવ્ય પરાયણ બાપુજીએ ફક્ત સત્યાગ્રહ સિવાય કોઈ પણ પ્રકારનું શસ્ત્ર ગ્રહણ કર્યું નથી તેમ કોઈને દુશ્મન પણ ગણેલ નથી. ગીતાના અભ્યાસે બાપુજી શીખ્યા હતા કે કોઈને કોઈ મારતું નથી. કોઈ કોઈનો દુશ્મન નથી. આત્મા અમર છે, સર્વવ્યાપક છે.

**य येनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥**

(ગીતા અધ્યય ૨. ૧૯.)

જે આ (આત્મા)ને મારનાર જાણે છે અથવા જે આને મરાયેલો માને છે, તેઓ તે નથી સમજતા કે આ (આત્મા) નથી મરતો, નથી જન્મતો.

**न जायते म्रियते वा कदाचित्**
**नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो**
**न हन्यते हन्यमाने शरीरे ॥**

(ગીતા. અ. ૨–૨૦)

આ (આત્મા) કદી જન્મતો કે મરતો નથી અથવા પૂર્વે નહિ હોઈ ફરી નહિ હોય એમ પણ નથી. અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે તેથી શરીર મરાય છતાં મરાતો નથી. હિંસક પ્રવૃત્તિના અનુયાયી ક્રોધ વશ બનેલા, બાપુજીના **आत्मवत सर्वभूतेषु** ના સિદ્ધાંતનો પ્રચાર કરવાના શાન્ત સિદ્ધાંતને, ગોડસે ક્યાંથી પીછાણી શકે? હળાહળ ઝેરમાં અમૃતના બિંદુઓને અવકાશ ક્યાંથી હોય ? વૈરભાવથી ઝઝુમતા જીવો **आत्मा सो परमात्माना** સિદ્ધાંતને ક્યાંથી સમજી શકે ? જ્ઞાન દ્રષ્ટિએ બાપુજી અને ગોડસેનો આત્મા એકજ ગણાય. માત્ર જ્ઞાન અને અજ્ઞાન, જીવાત્મા અને પરમાત્મા, પ્રકાશ અને અંધકાર, સત્ય અને અસત્ય, દ્વૈત અને અદ્વૈત વિગેરે મનોભાવનામાં જમીન આસમાનનો તફાવત. સારાંશ બાપુજીએ કોઇ વ્યક્તિને શત્રુ માનેલ નથી; જ્યારે ગોડસેએ બાપુજી જેવા યોગનિષ્ઠ દેશોદ્ધારક, શાંતિ પ્રિય મહાનુભાવને સિદ્ધાંત ભેદે અને કાર્ય ભેદે શત્રુ માન્યા અને તેમનો ઘાત કરવામાં હૃદયને વિચારશૂન્ય બનાવ્યું. ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ જેટલોજ તફાવત, જેટલુંજ અંતર બાપુજી અને ગોડસેના માનવજીવનમાં ગણી શકાય. યમરાજ જીવલેણ નથી બનતા પરંતુ નિમિત્ત બનાવે છે. ગોડસે બાપુજીના જીવલેણ તરીકે નિમિત્ત ગણાય. જ્ઞાન અને અનુભવ એમ પણ કહે છે કે પૂર્વકર્માનુસાર જીવન ઘડાય છે અને વ્યતિત થાય છે. ગોડસે પૂર્વકર્મના બાપુજીના વેરી હશે એમાં શક નથી. ભારતવર્ષની ચાલીશ કરોડની વસ્તિમાંથી ગોડસે નિમિત્ત રૂપ

બને એ પ્રશ્ન ઉકેલવો મુશ્કેલ નથી. બાપુજીના જીવનમાં અનેક જીવલેણ હુમલાઓ થયેલા હોવા છતાં આજ ક્ષણે બાપુજી સ્વર્ગે સીધાવે એ પ્રશ્ન પણ ઉકેલવો એટલોજ સહેલો છે. ગીતાનો કર્મયોગ અને સાંખ્યયોગ પણ આજ વસ્તુનું સૂચન કરે છે. શ્રી કૃષ્ણે અર્જુનને વિરાટ સ્વરૂપ બતાવી બતાવી આપ્યું હતું કે તું તો માત્ર નિમિત્ત રૂપ છે. સર્વ કોઈ પોતપોતાના કર્મોએ ચક્કીમાં પીસાતા દાણાની માફક કાળચક્રમાં પીસાઈ રહેલ છે. દોષ નથી ઘડતો ગોડસેને. ઘડી ઘડતો ગોડસેના અનુયાયીઓ, ઘડી ઘડતો ગોડસેના આ ઘાતક કર્તવ્ય પ્રેરકોને. બાપુજીનું કર્તવ્ય પૂર્ણ થતાં બાપુજી સ્વર્ગે સીધાવે એમા શોક શાનો હોય ?

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**
**न चैनम् क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**

(ગી. અ. ૨-૨૩)

આ અત્માને શસ્ત્રો છેદતાં નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી ભીંજવતું નથી અને પવન સૂકવતો નથી.

રંગભૂમી ઉપર આવેલા પાત્રો પોતાના પાઠો ભજવી રસ્તે પડે છે. તેમ માનવ પ્રાણીઓ પોતાના જીવન કર્તવ્યો પૂર્ણ થતાં રસ્તે પડે છે. ભારત પ્રજાને સ્વરાજ્ય અપાવવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની સાથે જ બાપુજીનું જીવન કર્તવ્ય પૂર્ણ થવાની કલ્પના સત્ય કેમ માની ન શકાય ? ૭૯ વર્ષનું જ એમનું આયુષ્ય નિર્માણ થયેલું હોય તેમાં વૃદ્ધિ કોણ કરી શકે ? આયુષ્ય કમી કરવાની કે આયુષ્ય વધારવાની અમોઘ શક્તિ ભીષ્મ સિવાય અન્યમાં નથી અનુભવાતી. પૂજ્ય બાપુજીએ પણ ભીષ્મની માફક, ભીષ્મે જેમ બાણ શય્યા ઉપર સુતાં સુતાં ૭ માસનો કાળ ક્ષય કરી રાજવીઓને શાન્તિ પ્રબોધ આપ્યો હતો તેમ પુનાની જેલના છેલ્લા વસવાટમાં માંદગીના જીવલેણ હુમલાને વટાવી છેલ્લી ઘડી સુધી સ્વરાજ્યની ભાવના કેળવી

તે પ્રાપ્ત કરી અને પ્રજાને શાન્તિનો પાઠ શીખવી જીવન કર્તવ્ય પૂર્ણ થતાં અગમ્ય માર્ગે પ્રયાણ કર્યું. ભીષ્મનો કાળ શિખંડી હતો. બાપુજીનો કાળ નાથુરામ ગોડસે હતો. કેવી વિધિની વિચિત્રતા !

**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णातिनरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

(ગી. અ. ૨–૨૨)

જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજી નવાં વસ્ત્રો સ્વીકારે છે, તેમ દેહધારી આત્મા, જૂનાં શરીરો ત્યજી બીજાં નવાં શરીરો પામે છે.

બાપુજી પણ આજ રીતે પરિક્રમણ કરે એમાં આશ્ચર્ય શું? જગતની ઘટમાળ કોઈ જુદા પ્રકારની છે. તેને નથી કોઈ જાણી શકયું, નથી જાણવાને સમર્થ કોઈ ભાવિ તો કઈ રીતે કલ્પી શકીએ ? બાપુજીનો જીવન યોગ પૂર્ણ થયો. નાથુરામના જીવનમાં ન ભુંસાય તેવું કલંક ચોંટયું, સ્વરાજ્ય મળ્યું તેને પચાવવું, તેને ખીલવવું, એ પ્રજાકીય સરકાર અને પ્રજાના સહકાર ઉપર અવલંબી રહે છે. બાપુજીએ આપેલો બોધ, આપેલી કર્મદીક્ષાને અનુસારી કર્તવ્ય પરાયણતા દાખવવાથી જ ભારતવર્ષનો ઉદ્ધાર થઈ શકશે. બ્રાતૃભાવ, સમાનતા, શાન્તિ અને સત્ય અહિંસાના માર્ગે કાર્યસિદ્ધિ પ્રાપ્ત થઈ શકશે. ભારતવર્ષના ફિલસુફોએ પણ આજ માર્ગ સુચવ્યો છે. તત્વજ્ઞાનીઓ, સંતો, ભકતો અને શોધકોએ આત્મચિંતવન, આત્મબળ અને દ્રઢતાથી કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી છે. સાગરની ગંભીરતા વખણાય છે. મહાનુભાવોનું વિચાર ગાંભીર્ય એજ રીતે પ્રશંસાય છે. સંયોગો, સ્થિતિ અને શાન્તિ, કાર્યસિદ્ધિનાં સાધનો છે. તેની વિચારણા પછી જ કાર્યમાં પ્રવૃત્ત બનનાર કાર્ય સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. બાપુજીનું જીવન આજ માર્ગનું સુચન કરે છે. ગયા છે છતાં જનતાના હૃદયમાં પ્રવેશ્યા છે. તેમના ગુણાનુવાદ તેમની માર્ગ પ્રણાલિકાનું અનુસરણ એજ ભારત જનતાનું કર્તવ્ય છે.

---

૪

# પ્રેમનો પડઘો

શાર્દુલ

**ગુંજે છે મકરંદ પદ્મ ફરતાં, પદ્મો સવિતા ચહે.**
**ચાહે ચાતક મેઘના જળકણો, સૂરો સુધાને ગૃહે,**
**નિહાળે શરદ કૌમુદી નયનથી, ઉલ્લાસ દીલે ધરી;**
**દાખે દૈવત દેવ એ જગતમાં, પૂજાય પ્રેમે કરી.**

ગિરિશૃંગોથી વહન થતી સરિતાઓ પોતાની નિર્મળતાએ જગત્ ઉપકારક થતી, પતિત પાવની ગણાતી જગત્ પ્રાણીઓને આવશ્યક અનેક પદાર્થો ઉત્પન્ન કરતી, સમય પરત્વે સહચરીઓ સાથે મિલન કરી સાગરને મળે છે. સાગરમાંથી પ્રેમપ્રવાહે ભરતીનાં મોજાં ઉછળે છે, અને સરિતાઓના મુખમાં અમુક અંતર સુધી વિહાર કરી સરિતાઓના પવિત્ર પ્રેમને સત્કારે છે. જગત્માં પ્રેમ વસ્તુ જ કોઈ અલૌકિક, અનુપમ, ચમત્કારિક છે કે જે સર્વને વશ કરે છે. પરિબ્રહ્મ પરમાત્માને પણ પ્રેમથી જ પ્રાપ્ત કરી શકાય છે. ભ્રમરો કમળની આસપાસ ગૂંજતાં, પ્રેમ પરાગનો આસ્વાદ લેતાં, સૂર્યાસ્તે કમળમાં બીડાય છે. કમળો સૂર્યને ચાહે છે. દિવસભર સૂર્યની સ્હામે પાંખડીયો પ્રસારી આનંદમય બને છે. ચાતકો વર્ષાદના જળબિંદુઓ મેળવવાને અનેક કળાઓ કરી એક ચિત્ત પ્રેમમગ્ન બને છે. સુરો અમૃતનું પાન કરવાને જ ઉત્સુક હોય છે. સમુદ્રમંથનમાંથી નીકળેલું

અમૃતનું પાન દેવતાઓએજ કર્યું હતું. કૌમુદી સ્થિર નયને ચંદ્રને નિહાળી હૃદયોશ્વાસ પ્રાપ્ત કરે છે. એજ રીતે જગત્માં દેવતાઓનું દૈવત દાખવનાર આત્માઓ પ્રેમ પૂર્વક પૂજાય છે. પ્રેમને કોઈ જાતનાં બંધન હોતાં નથી. સાત્વિક પ્રેમને કોઇ જાતનાં નિયમ હોતા નથી. દુધમાં સાકર એકરૂપે થઇ જાય છે તેમ પ્રેમ પણ સ્વાનુભવ પ્રાપ્ત કરે છે.

પૂજ્ય બાપુજીએ જગતમાં સાત્વિક પ્રેમનો પ્રવાહ સમુદ્રની ભરતીના મોજાની માફક સર્વત્ર પ્રસરાવ્યો હતો, કે જેનો પડઘો તેમના સ્વર્ગવાસ પછી પડેલો જોવામાં આવ્યો છે. તોપનો અવાજ વાતાવરણમાં ફેલાઈ આકાશમાં પરમાણુરૂપે ગર્જના કરી પ્રતિધ્વનિત બને છે; લોહચુંબકની ગતિ, આકર્ષણ શક્તિએ સર્વ કોઈ વસ્તુઓને પોતા તરફ ખેંચે છે; ગુરૂત્વાકર્ષણની ક્રીયાએ આકર્ષણ શક્તિ આકર્ષતી જ જણાય છે, સૌરભભર્યો પુષ્પ પરાગ પરિમલ દ્વારા માનવીઓનાં ચિત્ત હરે છે, સૂર્યાસ્તે સૂર્ય રશ્મીના રજકણો સૂર્યમાં સમાય છે; એજ રીતે માનવ હ્રદયનો સાત્વિક પ્રેમ, પ્રેમના પડઘારૂપે પ્રતિધ્વનિત થાય છે. પૂજ્ય બાપુજીના પ્રેમી જીવને આનું ઉદાહરણ પુરૂં પાડયું છે. પૂજે છે તેજ પૂજાય છે. સેવા કરે છે તેજ સેવાય છે. ઉદારચિત્ત આદર મેળવે છે. દયાવાન દૈવી ગણાય છે. પૂજ્ય બાપુજીનું જીવન પ્રજાસેવાર્થે જ નિર્માણ થયેલું હતું. પ્રાણી માત્રને આત્મવત્ ગણી તેની ઉન્નતિ સાધવાને કર્તવ્યનિષ્ઠ બન્યું હતું. મનની ઉદારતાએ પામ્યું હતું આદર અને પ્રેમની પ્રભુતાએ પ્રભાવશીલ નિવડયું હતું. એનો પ્રત્યક્ષ પુરાવો તેમના અવસાન પછી જગત્ભરમાં માનવીઓએ બાપુજી પ્રત્યે દર્શાવેલો પ્રેમ; બાપુજીની શાશ્વત શાંતિ માટે પ્રભુ પ્રત્યે કરેલાં ત્રયોદશા શ્રાદ્ધ સુધીની અખંડ પ્રભુ પ્રાર્થના અને બાપુજીના વિયોગ દ્રવિત બનેલા હૃદયોની હૃદયભેદી વાણીયે પ્રતીત થાય છે. ઈતિહાસે નહી વાંચેલો, અનુભવે નહી અનુભવેલો, કર્ણે નહીં સાંભળેલો અને નજરે નહી જોએલો એવો આશ્ચર્યચકીત પ્રસંગ બાપુજીના

સ્વર્ગગમન પછી જોવામાં આવ્યો છે. એજ બાપુજીના પ્રેમી જીવન-
ની અમર્યાદિત પરાકાષ્ટા છે.

વિદ્યુતવેગે બાપુજીના પરલોકગમનના ચોંકાવનાર સમાચારો દેશના ચારે ખુણાઓમાં પ્રસરી ગયા–જાણે વિજળીઓના ચમકારા અને મેઘગર્જનાના કર્ણભેદી ધડાકા સાથે આભ તૂટી પડયો હોય એવો આઘાત જનતાના હૃદય ઉપર અણધાર્યો ઉપસ્થિત થયો. ધરતીકંપના આંચકાયે ધરતીને ધ્રુજાવી મૂકી હોય એ પ્રમાણે માનવીઓના હૃદય ધ્રુજી ઉઠયાં. મહાસાગરે પ્રલયકાળના વાતાવરણે જગતજીવોને ભયભીત બનાવ્યાં હોય એવો ભયસંચાર સર્વત્ર વ્યાપી રહ્યો. અમાવાસ્યાની મેઘલી રાતની શુમશામ દશા દોઢેક કલાક દિવસ હોવા છતાં સર્વત્ર અનુભવાઈ. જોતજોતામાં બજારો, કારખાનાઓ, અને વેપાર વણજ બંધ પડી ગયાં. સ્થળે સ્થળે, ટોળે મળેલાં નરનારીઓ, "હેં, શું બાપુજી ગયા?" એ હૃદયદ્રાવક ખીન્ન હૃદયે ઉચ્ચારાતા કરૂણ શબ્દો કર્ણગોચર થવા લાગ્યા. રામ નામની ધૂન સર્વત્ર ચાલુ થઈ ગઈ. ગીતાના પંચધ્વનિએ ગગન ગજાવી મૂકયું. નહોતો આ સમયે જાતિ ભેદ, નહોતો જ્ઞાનભેદ, નહોતો ધર્મ ભેદ, કે નહોતો પક્ષભેદ. આજ બાપુજીના પવિત્ર જીવનની પ્રણયતાનો પ્રાદુર્ભાવ.

> "શું શું સંભારૂં ને શી શી પૂજું, પુણ્ય વિભૂતિઓ?
> પુણ્યાત્માના ઉંડાણો તો આભ જેવા અગાધ છે."

સદ્‌ગત્ કવિ સમ્રાટ ન્હાનાલાલે પિતૃ તર્પણમાં ગાયેલી ઉપરોક્ત પંક્તિઓ પૂજ્ય બાપુજીના તર્પણમાં બરાબર બંધ બેસતી આવે છે. ન્હાનાલાલે ગાયેલું લગભગ ૩૫ વરસ પછી ભારતે કંઈક અંશે અમલમાં મુકયું જણાય છે. બાપુજીને માટે પ્રજાએ તેમના ત્રયોદશા શ્રાદ્ધ સુધીમાં જે કાંઇ પુજ્યભાવ બતાવ્યો છે, જે શોક પાળ્યો છે, જે ભાવના વ્યક્ત કરી છે–તે સર્વ બાપુજી જેવા મહાન પુણ્યાત્મા દિવ્ય વિભૂતિને શોભાવે છે. જેમ આભની મર્યાદા અગાધ છે તેમ બાપુજી જેવા પુણ્યાત્માઓના

સેવાકાર્યો અગાધ છે. તેઓનો પ્રેમપ્રવાહ કાવેરીના ધોધ ગેરસપ્પા જેવો પ્રચંડ અને અખુટ છે. તેમને માટે જે કાંઈ થાય તેમાં આશ્ચર્ય જેવું હોયજ નહિ. કાર્ય કુશળ માળી બગીચાના નવસર્જન માટે પોતાની ફરજ અદા કરે છે અને વિવિધ સુગંધી પુષ્પોથી લચકતી પુષ્પ વાટિકા હૃદયોલ્લાસ આપતી નવ કુંપળોમાંથી પ્રફુલિત વનવેલીઓ અને જાતજાતનાં નવ પલ્લવિત કુંપળોમાંથી શિતળતા અર્પતા ઘટાટોપ વૃક્ષોના ઝુંડો વચ્ચે શાન્તિમય ઉડતા ફુવારાઓની માફક માનવ હૃદયોર્મિને વિકસાવી કર્તવ્યોનું પરિપાલન કરવા હૃદયોલ્લાસ પ્રેરી નિર્જીવમાં નવચેતન ચેતાવનાર બાપુજી જેવા વિશ્વમાળીની વિભૂતિરૂપ વિભૂષિત બનેલા ભારતના નવસર્જક બાપુજીનું રૂણ અદા કરવા ભારત જે કાંઈ કરે તે બાપુજીનાજ પવિત્ર પ્રેમના પડઘા રૂપે ગણાય.

બાપુજીના નિર્જીવ શબના દર્શનાર્થે બીરલા હાઉસમાં લાખો માનવીઓની મેદની એકઠી મળી હતી. જાહેર થયા મુજબ બીજા દિવસના અગિયાર કલાકે બાપુજીનું સ્મશાન યાત્રાનું સરઘસ બીરલા હાઉસથી નીકળી પતિતપાવની યમુનાના તટે રાજઘાટ ઉપર જવાનું હતું, જે વેળા અનેક ભક્તોએ દેશ દેશાવરથી હાજરી આપી હતી. દેશનેતાઓ પણ મોટી સંખ્યામાં હાજર થયા હતા. પોલીસ પલટણ, સ્વયંસેવક દળ અને અંગરક્ષક સેનાઓ કાળા લેબાસમાં સજ્જ થઈ બાપુજીને અંતિમમાન અર્પવા સરઘસમાં ગોઠવાયાં હતાં. બાપુજીની પાલખીને પુષ્પહારો અને સુગંધિત દ્રવ્યોથી સુંદર રીતે શણગારવામાં આવી હતી. રાષ્ટ્રધ્વજ અર્ધ કાઠીએ ફરકતો હતો. નિર્મિત સમયે સરઘસ નીકળી દિલ્હી શહેરના રસ્તાઓમાં ફરી ચારેક માઈલ દૂર જેટલે રાજઘાટ પહોચ્યું હતું. સરઘસમાં રેડીયાની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તે દ્વારા ક્ષણે ક્ષણના સમાચાર જગતને અપાતા હતા. શોકગ્રસ્ત ચહેરે અને ધ્રુસકા ભરતા હૃદયે તથા અશ્રુ ઝરતા શ્રાવણ

ભાદરવાના પર્જન્ય સમા ધારા વર્ષાવતા નયનોએ, રામનામની ધૂન અને ગીતાના શ્લોકોએ ગર્જતા વાતાવરણે, કીડીને વેગે સરઘસ પાંચ કલાકે રાજઘાટ પહોંચ્યું હતું. ખાસ તૈયાર કરાવેલા ઉંચા ઓટલા ઉપર ચંદન કાષ્ટ અને સુગંધિત દ્રવ્યોની ખડકેલી ચિતાઓ ઉપર બાપુજીના નિર્જીવ શબને પધરાવવામાં આવ્યું હતું અને સર્વેએ અંતિમ નમન કરી પ્રભુ પ્રાર્થના કરી હતી. બાપુજીના સ્થુલ દેહમાંથી સુક્ષ્મદેહ ચાલી ગયો હતો, છતાં મુખારવિંદની ચમકતી તેજસ્વીતા પ્રભાવશાળીજ હતી. કપાળની ભવ્યતા અને આકાશમાં ચમકતા રવિ શશિના પ્રકાશિત ચમકતા ગોળાઓની માફક ચમકતી નયન કીકીઓની આકર્ષક શક્તિ જરાયે ન્યુન થઈ ન હતી. જાણે અંતિમ ઉપદેશ આપતા હોય અને પ્રજાને કર્તવ્ય પાઠ ભણાવતા હોય એજ પરિસ્થિતિમાં ભારતના મહાન સંતનો દેહોત્સર્ગ થયો. દેશનેતાઓના શોકોદ્ગાર વચ્ચે અગ્નિસંસ્કાર થતાં પંચભૂતનો સ્થૂળ દેહ અગ્નિમાં પ્રજ્વલીત બની પંચભૂતમાં ભળ્યો. બાકી રહ્યાં બાપુજીનાં પવિત્ર ભસ્મ અને અસ્થિ. માથે ચડાવ્યાં એ સર્વ લોકોએ. પ્રેમના પડઘા રૂપે દેહોત્સર્ગ સમયે થયેલી ક્રિયા દિલ્હીમાં થઈ હોવા છતાં સ્મશાનયાત્રાની ક્રિયા ગામે ગામ થઈ હતી. આજ બાપુજીના આત્મ પ્રણયનો પ્રતિધ્વનિત પડઘો.

હિંદી સરકાર તરફથી બાપુજીના અવસાન માટે તેર દિવસનો શોક પાળવાનું ફરમાન બહાર પડયું હતું. એ પ્રમાણે બરાબર શોક પળાયો હતો. જાણે જગત્ ઉપર અંધકારનો પડદો છવાયો હોય એવી શોકગ્રસ્ત દશા સર્વત્ર અનુભવાતી હતી. બાળકથી વૃદ્ધ સુધી બાપુજીના ગુણગાનની ધૂન સિવાય બીજી કોઈ વાતો સંભળાતીજ ન હતી. અંતીમ ક્રિયા ભસ્મ તને અસ્થિ તીર્થસ્થાનોમાં પધરાવવાની ત્રયોદશાને દિવસે બાપુ પ્રત્યેના પુરા પ્રેમરૂપે પ્રજાયે દેશના ચારે ખુણાયે, રડતે મ્હોંયે અને નિશ્વાસ ભર્યા હૃદયે કરી હતી.

અંતિમ અંજલિ આપતાં દેશનેતાઓએ બાપુજી પ્રત્યેનો પૂજ્યભાવ વ્યક્ત કર્યો હતો અને પ્રજાએ તે ઝીલ્યો હતો. સર્વથી શ્રેષ્ઠ ક્રીયા ત્રિવેણી સંગમ ઉપર પ્રયાગમાં થઈ હતી જ્યાં લગભગ ચાલીશ લાખ માનવીઓની હાજરી હતી. તા. ૧૨–૨–૪૮ના રોજ દીલ્હીથી સવારે ૬।। વાગે એક સુંદર શણગારેલી ફુલની હારોથી ઢંકાયેલી અને સુગંધી દ્રવ્યોની સુવાસથી મઘમઘતી ટ્રેઈન ચારસો માનવીઓને લઈ બાપુજીના અસ્થિ ભસ્મના તામ્ર પાત્રને પ્રયાગ લઈ જવા વિદાય થઈ હતી. લાખો માણસો દીલ્હી સ્ટેશને દર્શનાર્થે એકઠાં થયાં હતાં. અલીગઢ અને કાનપુરના સ્ટેશનોએ લાખો માણસોની મેદની-ઓએ જયજયકારના પોકારથી ટ્રેનને વધાવી લીધી હતી. અલ્હાબાદ સ્ટેશને સાડા નવ વાગે ટ્રેન આવી પહોંચી હતી, જ્યાં અગ્રગણ્ય દેશનેતાઓએ અને હિંદી સરકારના પ્રધાનોએ તેનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો હતો. આકર્ષક સરઘસ દ્વારા અસ્થિ અને ભસ્મ ત્રિવેણી સંગમ પર લઈ જવામાં આવ્યાં હતાં, જ્યાં છેવટના દર્શન કરી કૃતાર્થ થયેલ લાખો માણસોની સ્થિર દૃષ્ટિ વચ્ચે અસ્થિ અને ભસ્મ ત્રિવેણી સંગમમાં પધરાવાયાં હતાં. કીલ્લામાંથી ઓગણાએંશી તોપો ફોડવામાં આવી હતી. સામ્રાજ્યના શાહને પણ ગૌણ બનાવે એવું અપૂર્વ માન તાજ વગરના જગતના શહેનશાહ, પ્રણય વિજેતા, પ્રભુત્વ દર્શાવતા બાપુજીને મળ્યું હતું. એજ એમના પ્રેમી જીવનનો વિજય.

**सुहृन्मित्रार्युदासीन मध्यस्थ द्वेष्यबन्धुषु ।**
**साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते**

(ગીતા ૬–૯)

અર્થાત્ કે

જે સુહૃત્ ( પ્રત્યુપકારની અપેક્ષા વિનાનો ) મિત્ર, (સ્નેહવાળો), શત્રુ, ઉદાસીન (તટસ્થ), મધ્યસ્થ (બન્નેનું હિત ચાહનારો) દ્વેષ્ય (પોતાનો અપ્રિય), બંધુ (સગાં), સાધુ (શાસ્ત્ર પ્રમાણે વર્તનારા)

અને પાપી (શાસ્ત્રથી વિરૂદ્ધ જનારા) એ સર્વમાં સમબુદ્ધિ રાખે છે તે સર્વોત્કૃષ્ટ છે. બાપુજીએ પોતાના જીવનમાં આજ ઉપદેશ પ્રમાણે સર્વનો સદ્દભાવ પ્રાપ્ત કર્યો હતો. તેઓ બાળક સાથે બાળક હતા, યુવાન સાથે યુવાન હતા. વૃદ્ધ સાથે વૃદ્ધ હતા, પુરૂષ સાથે પુરૂષ હતા, સ્ત્રી સાથે સ્ત્રી હતા, જ્ઞાની સાથે જ્ઞાની હતા, સાધુ સાથે સાધુ હતા. આવાજ પ્રભુમય જીવન વ્યતીત કરનાર બાપુજી પ્રત્યે દેશી વિદેશી સર્વ પ્રજાનો પ્રેમ ઉદ્દભવે એમાં નવાઈ નથી. બાપુજીના અવસાન પછી જે શોકોદ્દગાર સંભળાયો છે તે અવર્ણનીય છે.

બાપુજીના જીવનની વિશિષ્ટતા એટલાથી પુરવાર થાય છે કે તેઓએ સર્વદેશીય પ્રજા ઉપર સમાનતાભર્યો પ્રેમભાવ રાખ્યો હતો. એજ પ્રેમનો પડઘો તેઓના અવસાન બાદ સર્વત્ર પડયો હતો. તા. ૧૧–૨–૪૮ના રોજ બ્રિટીશ સામ્રાજ્યના પાયતખ્ત લંડનમાં બાપુજી માટે શોકોદ્દગાર સભા મળી હતી જેમાં દેશદેશના એલચીયો, હાઈ કમીશ્નરો અને રૂશિયાના પ્રતિનિધિ, સર પેથીક લોરેન્સ વિગેરે એ હાજરી આપી હતી. ભારત ભુવન ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવવામ. આવ્યો હતો. આ ઉપરાંત જે જે મહાપુરૂષોએ બાપુજીના પ્રેમના પડઘા રૂપે હૃદયના ઉદ્દગારો કાઢયા તે ખાસ બાપુજીના પ્રણયની પ્રતિષ્ટા રૂપે હોઇ જાણવા જેવા છે. ડો. શ્યામપ્રસાદ મુકરજીએ બાપુજી વિષે બોલતાં પ્યારેલાલને જણાવ્યું હતું કે " તમે મોતનો ભય કાઢયો છે, અને લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તથા તેમના પ્રીતિપાત્ર બન્યા છો. પ્રેમ અને ખંતની સાથે જ્ઞાનનો મેળ સાધવો જોઈયે". રામ નારાયણ પાઠકે બાપુજી માટે લખતાં જણાવ્યું છે, " જગતમાં રાગદ્વેષનાં ઝેરપાને પ્રેમનું સામ્રાજ્ય સ્થાપનાર સેંકડો સંતોમાં મહાન સોક્રેટીસ અગ્રસ્થાને વિરાજે છે. (**संतो भूमिं तपसा धार्यंते** એ ઉપનિષદનું મહા વાકય પોતાના જીવન દ્વારા

સિદ્ધ કરનાર સત્યાગ્રહી સોક્રેટીસને અઢી હજાર વર્ષ થયા પછી પૂજ્ય બાપુજીયે તેની પ્રતિષ્ઠા ને ગૌરવમાં વધારો કર્યો છે." મહાનુભાવ અરવિંદ ઘોષ લખે છે કે "બાપુ પ્રેમ અને કરૂણાના સાગર હતા. અંધકારમાં પણ આપણને એ કિરણ કે પ્રકાશ આપણને પ્રેરણા આપતો રહેશે." સરહદના ગાંધી કહે છે કે "આપણા આ અંધકારમય દિવસોમાં એક માત્ર બાપુજ આશાનું કિરણ હતા." અચ્યુત પટવર્ધન કહે છે કે "એ હતા આપણા રાષ્ટ્રપિતા." શું સુંદર ઉપનામ! રાષ્ટ્રપિતાનું ઉપનામ મેળવવું એતો બાપુજી જેવા મહાપુરૂષ જ મેળવી શકે. "વળી ભારતના સાચા પ્રાણ હતા." એવા શબ્દો ઉચ્ચારીને હુમાયુન કબીરે તો બાપુના પ્રેમી જીવનની ખરેખર મહત્તા આંકી છે. ગણેશ વાસુદેવ માવલંકર કહે છે કે "એમનામાં માનવતા, આંતર રાષ્ટ્રીય બિરાદરી, અને એક વિશ્વની ભાવનાદ્રષ્ટિ હતી." આ રીતે વિશ્વની ઐકયતા સાધક દ્રષ્ટિ બાપુજી જેવા મહાપુરૂષમાંજ હોઈ શકે.

બાપુજીના હૃદયની નિર્મળતા અને અજોડ કાર્યદક્ષતા માટે ઘનશ્યામલાલ બિરલા લખે છે કે "દુનિયાએ ઘણાયે સંત અને ઘણાયે નેતા જોયા હશે. પણ એકી સાથે પયગંબર અને સંત હોવા છતાં નમ્રાતિનમ્ર માનવી રહ્યા હોય એવી ગાંધીજી જેવી વ્યક્તિનો માનવ ઇતિહાસમાં જોટો નહિ જડે." ગુજરાતના પ્રથમ પંકિતના સાક્ષર કનૈયાલાલ મુન્શી કહેછે કે "પ્રભુના પયગંબર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા અને એજ રીતે મૃત્યુ પામ્યા." બાપુજીની તેજસ્વીતા અને પ્રેરણાત્મક-શક્તિ માટે ગગનવિહારી મહેતા કહેછે કે "સૂર્ય અને શુક્રના તારાની માફક એ ચિરકાળ ઝગતા રહેશે. જાહ્નવીની માફક એમનો પ્રેરણા પ્રવાહ સતત વહ્યા કરશે." આ રીતે અનેક દેશનેતાઓએ અને અનેક વિદ્વાનોએ અને અનેક ફીલસુફોએ બાપુજી માટે જે ઉચ્ચ શબ્દો ઉચ્ચારેલા છે તે બાપુજીના પ્રેમી જીવનની પ્રતિકૃતિ રૂપે છે.

વિશેષ પ્રસંશનીય કાર્ય તો એ છે કે બાપુજીને અગ્નિસંસ્કાર

થયેલા યમુના તટના રાજઘાટના ઓટલા ઉપર બાપુજીની પગલીયો રૂપે બાપુજીના સોહમ જાપ રૂપે રામ–નામના શબ્દો લખવામાં આવ્યા છે. બાપુજીએ રામને ઓળખ્યા હતા, રામને હૃદયમાં પધરાવ્યા હતા અને નિરંતર રામ શબ્દના જાપમાં જીવન વિતાવતા હતા. એવા રામના અનન્ય ભક્ત માટે આથી વિશેષ શું હોઇ શકે ? આશ્ચર્યની વાત એ છે કે શિવ ભક્તો શૈવ મંદિરે જાય છે, વૈષ્ણવો વૈષ્ણવ મંદિરે જાય છે. જૈનો જૈન મંદિરે જાય છે, રામાનુજો રામમંદિરે જાય છે, અનેક ધર્માનુયાયીઓ પોતપોતાના ધર્મસ્થાનોમાં જાય છે, પરંતુ રાજઘાટના બાપુજીના સ્મરણચિહ્ન તરીકે રામપાદુકાનું પૂજન અને દર્શન તો દરેક ધર્મના મનુષ્યો અભેદ ભાવે પ્રેમપૂર્વક કરે છે. કેમ જાણે બાપુજીનું મંદિરજ રાજઘાટ ન બન્યું હોય એવું જણાય છે. નિરંતર સેંકડો મનુષ્યોનો અવર જવર આ સ્થાને જ થાય. સાબરમતીના પવિત્ર તીરે "ગાંધી આશ્રમમાં બાપુજીનું મંદિર બનશે. ત્યાંની ચરણરજ લોકો શીર ઉપર ચડાવે છે. બાપુજીના સ્મારકો માટે મ્હોટા પાયા ઉપર હિલચાલ ચાલી રહી છે અને વગદાર કમીટી નીમાઇ છે. બાપુના નામે અબજો રૂપિયા એકત્ર થશે અને તેમાંથી બાપુજીના જીવન કાર્યક્ષેત્રોના જગત ઉપકારક કાર્યો કરવામાં આવશે. હિંદુસ્તાન બહારના દૂર દૂર દેશોમાં પણ બાપુજીનાં સ્મારકો અને મંદિરો કરાવવામાં આવશે. બાપુજીએ જગત જનતા ઉપર જે ઉપકાર કર્યો છે, જે પ્રણય પાથર્યો છે, અને પવિત્ર સમભાવ દર્શાવ્યો છે તેનો પડઘો જગત જનતાએ બાપુજીના અવસાન પછી બાપુજીની યત્કિંચિત સેવા રૂપે પાડયો છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

"પ્રેમીએ પ્રેમથી જીત્યા કરીને પ્રેમના કાર્યો,
પ્રસાર્યો પ્રેમ જનતાએ વધાવી બાપુનાં કાર્યો."

---

## ૫

# દૈવી આત્મા

ઉપજાતી

**અભેદ ભાવે સવિતા પ્રકાશે,**
**પ્રભા પ્રસારે સુમનો સુવાસે;**
**ન હોય જેને દિલ રાગ-દ્વેષ,**
**પુજાય એ પ્રેમી વિદેશ દેશ.**

દુનિયામાં દૈવી આત્માનું જીવન અનેરૂં હોય છે, તેથી તે પ્રભુ તુલ્ય ગણાય છે. પ્રકૃતિવશ જગતમાં દૈવી અને આસુરી પ્રકૃતિના ગુણભેદ જ્ઞાનીઓએ વર્ણવ્યા છે. ગીતામાં યોગેશ્વર શ્રી કૃષ્ણે અર્જુનને સંબોધીને અનેક વખત દૈવી આત્માની પોતા સમાન તુલના કરી છે.

**न द्वेष्टय कुशलं कर्म कुशले नानुषज्जते,**
**त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः**

(ગી. ૧૮-૧૦)

અર્થાત્‌:—સત્વગુણથી વ્યાપ્ત, બુદ્ધિમાન અને જેના સંશયો છેદાયા છે, એવો ત્યાગી અશુભ કર્મનો દ્વેષ કરતો નથી અને શુભ કર્મમાં આસક્ત થતો નથી.

પૂજ્ય બાપુજીએ પોતાનું જીવન આ કોટીએજ વ્યતિત કરેલું છે. દૈવી આત્મા એટલે જગતમાં માનવ દેહે વિચરવા છતાં કોઈ પણ

આસક્તિ રહિત છે એવા ત્યાગી. બાપુજીને કોઈપણ પ્રકારની આસક્તિ ન હતી. તેઓએ પોતાના મન ઉપર એવો વિજય મેળવ્યો હતો કે ઉપનિષદ્‌માં કહ્યા પ્રમાણે પરમાત્મા સૃષ્ટિનો કર્તા હોવા છતાં અકર્તા (નિર્લેપ) જણાય છે. એ પ્રમાણે બાપુજી પણ દેશની સ્વતંત્રતા માટે અને પ્રજાના આત્મકલ્યાણ માટે ભગીરથ પ્રયત્ન કરતા હોવા છતાં તદ્દન નિર્લેપ જ હતા. તેવો તેમનો ત્યાગ પ્રશંસનીય છે. દૈવી આત્માને શોભાવે એવો છે.

**असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।**
**नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥**

ગીતા: ૧૮–૪૯

અર્થાત : સર્વત્ર આસક્તિરહિત બુદ્ધિવાળો, મનને જીતનારો, જેની સ્પૃહા જતી રહી છે તેવો પુરૂષ સન્યાસથી પરમ નૈષ્કર્મ સિદ્ધિને પામે છે.

બાપુજીએ સ્વરાજ્ય મેળવવાની ભાવના સિદ્ધ કરી હોય તો શ્રી કૃષ્ણના ઉપરોક્ત ઉપદેશ પ્રમાણે જીવન વ્યતિત કર્યાનું પરિણામ છે. દૈવી આત્માની કાર્યસિદ્ધિ પણ એજ છે.

દૈવી આત્મા ઈશ્વર પરાયણ છે. જીવનના બધા કાર્યો ઈશ્વર પ્રિત્યર્થે કરે છે એજ ખરો ભક્તિવાન છે. ઈશ્વરી પરાભક્તિને એજ પ્રાપ્ત કરે છે. બાપુજીએ રામનામના અખંડ જાપે પરાભક્તિ પ્રાપ્ત કરી છે, ઈશ્વરત્વ મેળવ્યું છે. જીવનમાં જે કાંઈ કાર્ય કર્યું છે તે ઈશ્વરના નામેજ કર્યું છે.

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥**

ગીતા ૧૮–૫૪

અર્થાત : બ્રહ્મને પામેલો અને આનંદી આત્માવાળો કશાનો શોક કરતો નથી કે કશાની ઇચ્છા નથી કરતો. સર્વ ભૂતોમાં સમ-દૃષ્ટિવાળો તે મારી પરાભક્તિને પામે છે.

બાપુજીએ કોઈ વાતનો શોક કર્યો નથી, સદા આનંદમાં બ્રહ્મ-ભાવે કાર્ય કર્યું છે. એજ એમના દૈવી આત્માની ખરી કસોટી છે.

જ્ઞાન વગર ઈશ્વરત્વ પ્રાપ્ત થતું નથી. ઈશ્વરત્વ પ્રાપ્ત કર્યા સિવાય ખરૂં આત્મજ્ઞાન થતું નથી. આત્મજ્ઞાન વગર દૈવી આત્મા બની શકાતું નથી. બાપુજીએ આત્મજ્ઞાન મેળવ્યું હતું. કર્મ અને અને અકર્મનો ભેદ બુદ્ધિની કુશાગ્રતાએ નિહાળયો હતો. જે કાર્ય કર્યું છે તે બહુ વિચારપૂર્વક કર્યુ છે. આત્માના અવાજ વગર એટલે પ્રભુ પ્રેરણા વગર કોઈપણ કાર્ય કર્યું નથી. કેટલીક વખતે બાપુના કાર્યથી સાથીઓમાં અસંતોષ ફેલાતો અને તેઓ બાપુને એવું કાર્ય નહિ કરવા વિનવતા. ત્યારે બાપુ એવો જવાબ આપતા કે આત્માના અવાજ વગર હું કાંઈ કરતો નથી. છેલ્લા ઉપવાસો દરમિયાન, ઉપવાસો નહિ કરવા બાપુજીને ઘણાઓએ વિનવ્યા હતા. પરંતુ બાપુજીએ પ્રભુ પ્રેરણાને આધીન રહી પોતાના વિચારને અમલમાં મૂકયો હતો. બાપુજી સત્યના આગ્રહી હતા, પણ દુરાગ્રહી નહોતા. **सत्यमेव जयते** એટલે સત્ય હોય ત્યાં વિજય જ હોય. બાપુજીએ રાજ યોગની સાથે હઠયોગ પણ સાધ્ય કર્યો હતો. દુનિયાની દૃષ્ટિએ વિપરીત સમયમાં બાપુજીનો હઠયોગ સહકારીઓને યોગ્ય લાગતો ન હતો. ઘણાઓ બાપુજીના કાર્યને વિરોધ દૃષ્ટિએ જોતા. નોઆખલીનું પર્યટન ઘણાંઓને પસંદ નહોતું. બિહારના પ્રકરણે ઘણાઓના મનમાં વિરોધાભાસ ઉત્પન્ન કર્યો હતો. પંજાબના હત્યાકાંડે ઘણાંઓની લાગણી ઉશ્કેરી હતી. છતાં આત્મજ્ઞાની બાપુજીએ પોતાના નિશ્ચયને લેશ પણ ફેરવ્યો ન હતો. એજ એમના દૈવી આત્માની કસોટી. પરિણામ ગમે તે આવે પરંતુ સાત્વિક ભાવનામાં અને આત્માના અભેદ ભાવમાં દૈવી આત્માઓ પોતાના નિશ્ચયને ફેરવતા નથી. તેઓ

તો પ્રાણીમાત્રમાં સમાન ભાવથી જુએ છે. જ્યાં સર્વત્ર ઈશ્વર ભાવના હોય, ઇશ્વરપરાયણ કાર્ય કરવાનાં હોય, ત્યાં પ્રેરકની પ્રેરણાને આધીન બનવું એજ દૈવી આત્માઓનો ધર્મ છે. બાપુજીએ આ ધર્મ પોતાના જીવનમાં પાળ્યો છે. જ્યાં "હું કરતા"નું અભિમાન નથી ત્યાં દૈવી આત્મા પોતાનો પ્રભાવ પાડી શકે છે.

દૈવી સંપતીનાં લક્ષણો, શ્રી કૃષ્ણે અર્જુનને કહેતાં જણાવ્યું છે કેઃ—

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोग व्यवस्थितिः ।**
**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥**
**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥**
**तेजः क्षमाधृतिः शोचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥**

ગીતા ૧૬–૧–૨–૩

અર્થાત્:—અભય, સત્વની શુદ્ધિ, જ્ઞાન અને યોગ એ બેઉમાં સ્થિત, દાન અને દમ અને યજ્ઞ, સ્વાધ્યાય, તપ અને સરલતા; (૧) હિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, ભૂતોમાં દયા, ઇંદ્રિયોની લલુતારહિતપણું, મૃદુતા, લજ્જા, ચપલતારહિતપણું; (૨) તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ, માનપણાનો બીલકુલ અભાવ એ, હે ભારત, અભિજાત પુરુષની દૈવી સંપત્તિથી પ્રાપ્ત થાય છે. બાપુજીમાં આ દરેક લક્ષણો હતાં. તેઓએ જે જે કાર્યો કર્યા છે, જ્યાં જ્યાં વસવાટ કર્યો છે, ત્યાં ત્યાં પોતાનો પ્રભાવ પ્રકાશ્યો છે. સૂર્યનો પ્રભાવ આપમેળે પ્રકાશે છે. તેમ બાપુજીનો આત્મપ્રભાવ આપમેળે પ્રકાશ્યો છે. દેશના મહાન પુરૂષોમાં બાપુજીનું અગ્રસ્થાન સર્વેએ સ્વીકાર્યું છે. મહાન રાષ્ટ્રોના રાજદ્વારી મહાપુરૂષોએ પણ બાપુજીના

દૈવી પ્રભાવની પ્રસંશા કરી છે. પાણીમાં રહેવું અને જળનો સ્પર્શ ન થવા દેવો એ પ્રશ્ન મહાન વિકટ છે. જ્ઞાની, યોગી, અને દૈવી પુરૂષો આવું કાર્ય કરી શકે. બાપુજીએ વર્ષો સુધી બ્રહ્મચર્યવ્રત પાળ્યું છે. પત્ની સાથે રહેવા છતાં આત્મસંયમ પાળ્યો છે. પત્નીને પત્ની તરીકે નહિ પરંતુ સહધર્મચારિણી તરીકે સ્થાન આપી તેમના આત્માનો વિકાસ કર્યો છે. પારસમણી લોહને સુવર્ણ બનાવે છે. એ રીતે આવા દૈવી આત્માઓ અનેકને દૈવી બનાવે છે. બાપુજીએ પોતાના દૈવી દૈવતથી અનેક આત્માઓને પ્રકાશમાન બનાવ્યા છે. ઉષાનો પ્રભાવ પડતાં રાત્રીના અંધકારનો નાશ થઈ જાય છે એ પ્રમાણે બાપુજીએ અનેક આત્માઓને પોતાના પ્રભાવથી ઓજસ આપ્યું છે.

**उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥**

ગીતા ૬–૫

અર્થાત્:—આત્મા વડે આત્માનો ઉદ્ધાર કરવો, પણ આત્માનો નાશ કરવો નહિ, કેમકે આત્મા જ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. બાપુજીએ આ સિદ્ધાન્તને ખાસ સ્વીકારેલો જણાય છે. એમના જીવનની ક્ષણે ક્ષણ આત્મ ચિંત્વનમાં જ ગયેલી જણાય છે. આત્મજ્ઞાનથી આત્માનું દૈવીપણું સાધ્ય કરવામાં મહાપુરૂષો પ્રગતિમાન હોય છે. બાપુજીની પ્રગતિ પણ આજ પ્રણાલિકાએ હતી.

આત્માને નહીં ઓળખનાર મનુષ્યો દંભ અને પાખંડથી આત્માને શત્રુ બનાવે છે. નિર્મળ અરીસામાં પોતાનું મુખારવિંદ નિર્મળ દેખાય છે. તેમાં દૈવી પુરૂષો આત્માને નિર્મળ જુએ છે. નિર્મળ આત્મા સર્વત્ર નિર્મળતા જુએ છે. પવિત્ર ગંગાના પાણીમાં અનેક શહેરોની ગંદી નહેરો મળે છે, છતાં તે પવિત્ર ગંગારૂપ બને

છે. દૂધમાં મળેલું પાણી દૂધ રૂપ બને છે. એ રીતે પવિત્ર દૈવી આત્માઓના સંસર્ગમાં આવનારાઓ પણ દૈવી જ બને છે અને એ દૈવીપણાથી આત્માનો ઉદ્ધાર કરે છે. જેને પારકાપણું અને પોતાપણું તજી દીધું છે તેવા આત્માનો ઉદ્ધાર કરનારાઓ દૈવીપણું પ્રાપ્ત કરે છે. આ પ્રકારનું દૈવી દૈવત્વ બાપુજીએ પ્રાપ્ત કર્યું હતું અને આત્માને આત્માનો મિત્ર બનાવી જગતને મિત્રરૂપ બનાવ્યું હતું.

આહાર, મૈથુન અને નિદ્રાનો ત્યાગ એજ મહાન ત્યાગ છે. આવો ત્યાગ લક્ષ્મણે સેવ્યો હતો અને ઇંદ્રજીતને માર્યો હતો. બાપુજીનો ત્યાગ પણ મહાન હતો. આફ્રીકામાં જઈ આચારવિચારના પુનઃ જીવનની પ્રાપ્તિ કરી સેવાવ્રત સ્વીકાર્યા પછી તેઓએ જે ત્યાગ સેવ્યો છે તે આશ્ચર્ય પમાડનારો છે. સૂર્ય અને ચંદ્ર પોતાની ગતિમાં આગળ વધતાં વધારે ને વધારે પ્રકાશીત બનતાં જાય છે, તેમ બાપુજીનું સેવાક્ષેત્ર આગળ વધવાની સાથે બાપુજીનો આત્મ વિકાસ પણ આગળ વધતો ચાલ્યો. **वसुधैव कुटुंबकम्** અર્થાત્ કે વસુધા, જેઓએ, કુંટુંબસમાન માની છે તેઓને અંતરમાં ન્યુનાધિક-પણું હોતું નથી. સેવા એજ એનું મુખ્ય ધ્યેય છે. તેઓને દેહાદિકનું અભિમાન હોતું નથી. યોગીઓને જેમ રાત્રી દિવસ સમાન છે, તેમ આત્મા પર વિજય મેળવનાર દૈવી આત્માઓને સુખદુઃખ સમાન છે. જડભરતને રહુગણ રાજાની પાલખી ઉપાડતાં ક્ષોભ થયો નહોતો, તેમ બાપુજીને પાયખાના, પેસાબખાના અને ગંદી ગલ્લીઓ સાફ કરતાં ક્ષોભ થયો ન હોતો. રહુગણ રાજાના અપમાનિત શબ્દોથી જડભરતને લેશ પણ ગ્લાની થઇ નહોતી, તેમ બાપુજીને અનેક પ્રસંગોએ અપમાનિત થવા છતાં જરાયે ગ્લાની થઇ નહોતી. જડભરતને દેવીને ભોગ આપવા દેવીભક્તોએ દેવી સન્મુખ ઊભો રાખવા છતાં હૃદયમાં લેશ પણ અરેરાટ થયો ન હોતો, તેમ બાપુજીને અનેક વખત જીવનની છેલ્લી ઘડીઓની દશા ઉપસ્થિત થવા છતાં પણ જરાયે ગ્લાની કે શોક થયો નહોતો. આજ એમના

દૈવી આત્માની પ્રતીતિ, ભીષ્મની ભીષ્મ પ્રતિજ્ઞાએ ભીષ્મનું દૈવીપણું સાધ્ય કર્યું હતું, તેમ બાપુજીએ પોતાની ત્યાગવૃત્તિએ, મનોનિગ્રહ અને જીતેન્દ્રીયપણાએ, આત્મ દૈવીપણું સાધ્ય કર્યું જણાય છે. ધન્ય છે એવા બાપુજીના, દૈવી આત્માને.

બાપુજીને વિશ્વવંદ્ય વિભૂતિ તરીકે ઓળખાવતાં ડાહ્યાલાલ હરીલાલ દેસાઈ, બી. એ. એલ, એલ, બી. " ગુજરાત સમાચાર "માં લખતાં જણાવે છે કે, " વિશ્વવંદ્ય બાપુજી ગયા, આર્યસંસ્કૃતિનો ઉદ્ધારક ગયો, સત્ય અને અહીંસાનો પયગંબર ગયો, માનવતાનો મહંત ગયો." કેવી અનુપમેય ઉપમા ! બાપુજીના દૈવીપણાને સિદ્ધ કરતા દુનિયાના મહાન રાષ્ટ્રોના રાજવિઓ પણ બાપુજીના અવસાનથી ખિન્ન થયા છે. રાજા જ્યોર્જ ઉચ્ચારે છે કે: " હિંદની પ્રજાને અને ખરી રીતે તો આખી માનવજાતને ન પૂરાય એવી ખોટ પડી છે." મીસરનો રાજા કહે છે કે, "માનવતા અને દેશપ્રેમના આદર્શ માટેની તેમની અહિંસક લડત અનંતકાળને માટે કુરબાની અને વીરતાનો એક અત્યુચ્ચ દાખલો બની રહેશે." હિંદના વાઈસરોય લૉર્ડ માઉન્ટ-બેટન કહે છે કે, " હિંદ તેમજ વિશ્વ કદાચ સૈકાઓ સુધી તેમના જેવો માનવી નહિ જુએ." એબીસીનિયાના શહેનશાહ કહે છે કે, " વિશ્વની માનવજાતનું નૈસર્ગિક નેતૃત્વ ધરાવનાર એ મહાન પુરૂષના અવસાન માટે માત્ર હિંદ જ નહિ પણ આખું જગત વિલાપ કરશે " દલાઇ લામા કહે છે કે મહાત્મા ગાંધી શાંતિના મહાન દૂત હતા. "બર્નાર્ડ શો કહે છે કે " વધુ પડતા ભલા બનવું એ કેટલું જોખમકારક છે તે આથી જણાય છે " ડીવેલેરા કહે છે કે " ગાંધીજીનું અવસાન કેવળ હિદની જ ખોટ નથી. વિશ્વને એક મહાન નેતાની ખોટ પડી છે. આ મહાન નેતાની અસર તેમના મૃત્યુ પછી પણ લાંબા સમય સુધી ચાલુ રહેશે." વડા પ્રધાન એટલી કહે છે કે "પ્રખર યોગીના જેવું જીવન જીવતા ગાંધીજી એમના કરોડો દેશબાંધવો માટે દિવ્ય પ્રેરણા આપતા સંત જેવા હતા. એમની પ્રતિભા એમના સહધર્મીઓ

ઉપરાંત અન્ય ધર્મીઓને પણ સ્પર્શી હતી." પૂજ્ય બાપુજીના દૈવી આત્માની પ્રતીતિ માટે આથી વિશેષ શું જોઇએ? હિંદના મહાન રાજવીઓ અને નેતા બાપુજીના દૈવી આત્માની મહત્તા દર્શાવે છે. હૈદ્રાબાદના નિઝામ સાહિબે જણાવ્યું છે કે, "હિંદુ મુસ્લિમ ઐક્ય કાજે એમણે જાતનું સ્વાર્પણ કર્યું. ભારતના તેમજ વિશ્વના ઇતિહાસમાં એમનાં મહાન કાર્યો સદાયે યાદગાર બની રહેશે." જોધપુર નરેશે કહ્યું છે કે, "ગાંધીજી બાપુની સેવા અને એમનું આત્મ બલિદાન અનુપમ છે." ત્રાવણકોર નરેશે કહ્યું છે કે, "ગાંધીજી ભારતના સૌથી મહાન પુત્ર હતા." વડોદરા નરેશે કહ્યું છે કે, "ગાંધીજીના જવાથી પડેલી ખોટ ન પુરાય એવી છે." ગ્વાલીયરના મહારાજા બોલ્યા છે કે, "મહાત્માજીનું જીવન એટલે હિંદના પુનરુત્થાનનો ને પ્રગતિનો જીવતો જાગતો ઇતિહાસ છે." સરદાર બલદેવસીંગ કહે છે કે, " સમગ્ર દુનિયા માટે તેઓ ગુરૂ અને પયગમ્બર હતા." કલકત્તાના વડા ન્યાયમૂર્તિ કહે છે કે "મહાત્માજી એટલે તો સત્ય, અહિંસા, સાદાઇ, સહિષ્ણુતા શુભવૃત્તિનો સમન્વય." લીયાકત અલીખાન કહે છે કે, " આપણા સમયના તેઓ મહાન પુરૂષ હતા " મહંમદ ઝફરલ્લાખાન કહે છે કે " ગાંધીજીનું કરૂણ અવસાન હિંદના જેટલી જ પાકિસ્તાન માટે પણ દુઃખદ ખોટ છે. વિશ્વની શાંતિની દૃષ્ટિએ આથી એક પુરાય નહિ તેવી ખોટ પડી ગઇ છે." કાઝી ફઝલુલ્લ હક્ક કહે છે કે, "ગાંધીજી જગતના સૌથી મહાન પુરૂષ હતા." સર્વ ધર્મના નેતાઓએ બાપુજીના આદર્શ જીવન માટે ઉચ્ચારેલા ઉપરોકત શબ્દો ખાસ મનન કરવા યોગ્ય છે. જગતના મહાન પુરૂષની ઉપમા સામાન્ય મનુષ્યને નથી અપાતી. બાપુજી જેવા દૈવી આત્માનેજ એ પદ આપી શકાય. દૈવીપણું દૈવી ભાવનાથી પ્રત્યક્ષ થાય છે. દિલ્હીની છેલ્લી કત્લેઆમ શાંત પાડવા તેઓએ આદરેલા ઉપવાસ એમના દૈવીપણાના સાક્ષીરૂપ છે. ભારત વર્ષમાં હડધૂત થયેલાં અંત્યજ માનવીઓનો ઉદ્ધાર કરવા બાપુજીએ આદરેલો ભગીરથ પ્રયત્ન એમના આત્માનું દૈવીપણું સિદ્ધ કરે છે. ઉંચ કે

નીચનો ભેદ દૈવી આત્માને નથી જ હોતો. બાપુજીને પણ આ ભેદ ન હતો.

योऽन्तः सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

ગીતા: ૫–૨૪

અર્થાત્ કે:—જે અંતરાત્મામાં જ સુખી છે, અંતરાત્મામાં જ આરામ માને છે, તથા જેના અંતરાત્મામાં જ જ્ઞાન જ્યોતિ છે તે યોગી છે, તે જ બ્રહ્મરૂપ થયો છે અને તેજ બ્રહ્મરૂપ નિર્વાણને પામે છે. બાપુજીની અંતર જ્યોતિ આ પ્રકારે વિશુદ્ધ હતી, પ્રકાશમાન હતી. તેઓ આંતર દૃષ્ટિએ વિચારતા કે,

બહારે હું નિહાળું તો, દુઃખદ ભંડાર રૂપે છું;
અને અંતર તપાસું તો, સુખીસાગર મહીંયું હું.

× × ×

ઇચ્છાનો ત્યાગ મોક્ષ જ છે, જીવનનું સાધ્ય સાધી લે.

× × ×

તજીને મોહ–સુખ અવનિ, પ્રભુ ' પ્રેમી ' બની રાચો.

આ રીતે બાપુજીનું જીવન કેવળ આધ્યાત્મિક દૃષ્ટિએ દૈવી હતું. જેના અવસાનથી સારીયે દુનિયામાં શોક પ્રવર્ત્યો હતો, જેમને અવર્ણનિય, અકલ્પિય માન મળ્યું હતું અને જેની ચરણ રજને લોકોએ શિર પર ચડાવી હતી. એવા દૈવી આત્મા રામ નામના સ્મરણ સાથે દેવલોક સીધાવ્યા છે.

अन्तकालेच मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

ગીતા ૮–૫

અર્થાત્ કેઃ—અંતકાળે મને જ સંભારતો જે માણસ દેહ છોડે છે તે મારા ભાવને પામે છે, એમાં સંશય નથી. બાપુજી બ્રહ્મજ્યોતિમાં મળી ગયા એમાં પણ સંશય નથી.

રવિનું તેજ સમાયું રવિમાં અને સમુદ્રનાં મોજાં સમાયાં સમુદ્રે,
ભારતને ઉજાળી અવનિમાં, બાપુ વિહોણી પ્રજા રડે હૃદયથી.

(૬)

## કર્મયોગી

વસંત તિલકા

**કર્મો કરી જીવનમાં નિજ ધર્મ પાળ્યો,**
**આત્મા વિષે પરમ ઇશ્વરને નિહાળ્યો.**
**માયા-મહીં ન કદીએ જરી મોહ પામ્યો,**
**એ કર્મયોગી, વિર, શાંતિ મહીં વિરામ્યો.**

ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે "ઊઠ, ઊભો થા, મોહ છોડી તારૂં કર્મ કર." ગીતાનો ઉપદેશ સર્વાંશે કર્મ કરવા પ્રેરે છે. કર્મથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી યોગ સધાય છે, યોગથી ઈશ્વિર પરાયણ બનાય છે. કર્મ ન કરનારો મનુષ્ય પોતાના આત્માને હણે છે. કર્મ કરનાર પરમ પદને પામે છે.

**तस्मादासक्तः सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥**

ગીતા ૩-૧૯

અર્થાત્ : તેટલા માટે કામના વિનાનો બની તું સતત કર્તવ્ય કર્મ કરતો રહે, કારણ કે જે પુરૂષ આસકિત વિનાનો રહી કર્મ આચરે છે તે પરમ પદને પામે છે. પૂજ્ય બાપુજીએ આ ધ્યેયને

અનુસરીને જીવન કર્મ માર્ગમાં આગળ ધપાવ્યું હતું. કર્મ બે પ્રકારનાં છે. તેમાં સાત્વિક કર્મ કરનારો મનુષ્ય જ કર્મયોગ સાધ્ય કરી શકે છે. બાપુજી ખરેખરા કર્મયોગી હતા. ડૉ. કન્જુ પણ બાપુજીને અંજલી આપતાં કહે છે કે "બાપુજી ખરેખરા કર્મ યોગી હતા." કોઇ પણ પ્રકારની આસકિત રહિત કર્મ કરવું એ ઉત્તમ કર્મ માનેલું છે. શ્રી કૃષ્ણચંદ્રે પણ જીવનપર્યંત કર્મ જ કર્યાં છે. રાઘવકુળદીપક રામે પણ કર્મથીજ જીવનનું ગૌરવ વધાર્યું છે. ઇશ્વરાવતાર કર્મ કરવાને માટે જ ઉત્પન્ન થાય છે. અનેક ધર્મોના આદ્ય પુરૂષો કર્મ કરવાને માટેજ ઉત્પન્ન થયા છે. પોતાનું જીવન-કર્તવ્ય પૂર્ણ થાય ત્યારે તે સ્વધામ વિચરે છે. એટલે જ્યાંથી ઉત્પત્તિ થઇ હોય ત્યાં તે જાય છે. બાપુજી પોતે જ કહેતા હતા કે "મારૂં કર્તવ્ય પૂરૂં થશે એટલે પ્રભુ મને પોતાના ધામમાં બોલાવી લેશે." બન્યું છે પણ એમ જ. ભારત વર્ષને પરાધીન દશામાંથી મુકત કરી સ્વરાજ્ય અપાવવાને માટે જ કેમ જાણે બાપુ જન્મ્યા હોય! સ્વધર્મ ભૂલી પરધર્મમાં વિચરતી જનતાને સ્વધર્મનો બોધ કરવાને જ બાપુજી જન્મ્યા હોય એવો ભાસ થાય છે, કારણ કે બાપુજીએ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને જીવનનો બોધ આપ્યો અને સ્વધર્મનો પદાર્થ પાઠ શીખવતાં જીવનનું બલિદાન આપ્યું. સત્ય ધર્મના આચરણે ધર્મ પ્રવર્તકોએ આજ રીતે બલિદાનો આપ્યાં છે.

જ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત એટલો છે કે જ્ઞાની જે કર્મ કરે છે તે નિષ્કામ ભાવે હોય છે અને અજ્ઞાની જે કર્મ કરે છે તે સકામ ભાવે હોય છે. સકામભાવે કરેલાં કર્મ બંધન કર્તા છે, જ્યારે નિષ્કામ ભાવે કર્મ કરનાર કર્મથી બંધાતો નથી.

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।**
**सर्वभूतात्म भूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥**

गीता ५-७

અર્થાત્:—કર્મયોગયુક્ત, વિશેષે કરીને શુદ્ધ ચિત્તવાળો, મનને જીતનારો, જિતેન્દ્રિય અને જેનો ભૂતાત્મા સર્વભૂતોના આત્મ રૂપે થયો હોય તેવો પુરૂષ કર્મો કરવા છતાં પણ કર્મોથી લેપાતો નથી. બાપુજીએ જીવનભર આજ વૃત્તિએ કર્મો કર્યાં છે. કર્મ તો બધાય કરે છે, આ જગતજ કર્મપ્રધાન છે. પ્રાણીઓના સુખ દુ:ખનો આધાર પણ કર્મો ઉપર જ અવલંબી રહ્યો છે; પરંતુ જેઓએ મનને વશ કરી કર્મ અકર્મ, સકામ નિષ્કામનો ભેદ જાણ્યો છે તેજ પ્રભુત્વ પ્રાપ્ત કરી શકે છે, બંધન કે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે. મન મનુષ્યને સારે માર્ગે લઈ જાય છે તેમ ખરાબ માર્ગે પણ લઈ જાય છે. તેથી જ બંધનકર્તા અને મોક્ષદાતા મન જ છે એમ ગીતામાં યોગેશ્વર કૃષ્ણે કહ્યું છે, ' **मनएव मनुष्याणाम् कारणम् बंध मोक्षयो**. બાપુજીએ મનને જીત્યું હતું અને તેથીજ તેઓ જગતને જીતી શક્યા હતા. કામ, ક્રોધ, મોહ, મત્સર, લોભ અને અસુયા આ છ જીવનને બંધન કર્તા મનુષ્ય માત્રના શત્રુઓ છે. આ છ શત્રુઓ જેણે જીત્યા છે તેણે જ મુક્તિ માર્ગ સાધ્ય કર્યો છે એમ શાસ્ત્રો કહે છે. બાપુજીએ આ છએ શત્રુઓને જીત્યા હતા. એવું તેઓના જીવન પરિચયથી સિદ્ધ થાય છે.

**सर्वकर्माणि मनसा सन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥**

ગીતા ૫–૧૩

અર્થાત્—સંયમી (મનુષ્ય) મનવડે સર્વ કર્મોને ત્યજીને નવ દ્વારવાળા (દેહરૂપ) નગરમાં સુખેથી રહે છે (અને તે) કરતો નથી, અને કરાવતો નથી. કદીએ કોઈ પણ કાર્યોમાં "હું કર્તા"નું અભિમાન કરતો નથી.

જે કાંઈ કાર્ય કરતા તે પોતાનો ધર્મ અને ફરજ સમજીને પ્રભુ કરાવે છે અને હું કરૂં છું, એ મુજબ કરતા હતા. બાપુજી સારી પેઠે સમજતા હતા કે,

પરાધિન જીવ માત્ર જ છે, ન પાત્ર જ દ્વેષને કોઈ;
કરેલાં કર્મને આધિન, વિચરતાં વિશ્વમાં જોઈ.

\+ + +

કર્મની ખાણુ જેની જે, નીકળતાં તેજ તે આપે;
ઘટે ના દ્વેષ કરવો કંઈ, કરે સહુ કર્મના માપે.

મન કર્મ આધિન છે. જેલમાં પડેલો મનુષ્ય જેમ જેલરને આધિન છે અને તેની આજ્ઞા પ્રમાણે કદાને વર્તવું પડે છે, તેમ કરેલાં કર્મો પ્રમાણે મન ઉપર અસર થાય છે. અને મનથી વિચારો ઉદ્‌ભવતાં બુદ્ધિપ્રેરક બને છે. કાંઈ કોલસાની ખાણમાંથી હીરા નીકળતા સાંભળ્યાં છે? હીરા તો હીરાની ખાણુમાંથી જ નીકળે. હીરો જેવો તેજસ્વી હોય તેવો પ્રકાશ આપે છે. મનુષ્યો પણ જેવા કર્મ કરે તેવો પ્રભાવ પાડી શકે છે. કાદવકીચડમાં ફરનારો મનુષ્ય કીચડથી ભરેલો દેખાય છે. મધમાખી મધપુડો બનાવે છે એ મધપુડાનું મધ લોકોના ઉપયોગમાં આવે છે. ભ્રમરો કમળોની આસપાસ ફરે છે. હંસ માનસરોવરમાં મોતીનો ચારો ચરે છે, જ્યારે સામાન્ય માખી વિષ્ટા ઉપર બેસે છે તેમજ ભૂલે ચૂકે ગળી જનારને વમન કરાવે છે. આ જ પ્રમાણે કર્મના યોગે મનુષ્યની પ્રકૃતિ બંધાય છે; એટલે ખરાબ વર્તન કરનારાઓ પ્રત્યે પણ દ્વેષ કરવો નકામો છે. બાપુજીએ આ સિદ્ધાંત જીવનપર્યંત પાળ્યો હતો. એમના ઉપર જીવલેણ હુમલો કરનારાઓ પ્રત્યે પણ બાપુજીએ તો પ્રેમ જ બતાવ્યો છે. પૂર્વ બંગાળના હત્યાકાંડમાં, અને કલકત્તાની સળગતી આગમાં બાપુજીએ નિર્ભય રીતે પ્રયત્નો કર્યા હતા અને ઝનુની લોકોને સમજાવી શાંત પાડયા હતા. કલકત્તાનો હિંદુ–મુસ્લિમ વિગ્રહ શાંત કરવા અપવાસ આદર્યા અને પરીણામે ઝનુની ઇસ્લામીઓએ પોતાના હથીઆરો બાપુજીને ચરણે ધર્યાં. મોતના ભય વગર શત્રુદળમાં ફરવાનું જોખમ ખેડવાનું કાર્ય બાપુજી જેવા કર્મયોગીઓજ કરી શકે. **क्षमा वीरस्य भूषणम्** ક્ષમા એજ વીરોનું ભૂષણ છે. બાપુજીએ પોતાના જીવનને ક્ષમામયી જગતને બનાવ્યું હતું.

બ્રહ્મમય જોનારની દૃષ્ટિમાં દ્વેષ કે વૈરનો લેશ પણ અંશ હોય જ નહી. પાકીસ્તાન અને હિંદુસ્તાનના ઝઘડા પછી જે મહાન ગંભીર બનાવો બની ગયા છે તેનું વર્ણન કરતાં હૃદય કંપે છે. હિંદુસ્તાનનું નંદનવન સમુ ગણાતું કાશ્મીર ઊજ્જડ મેદાન જેવું બની ગયું ! પંજાબના સંખ્યાબંધ ગામડાઓ ભસ્મીભૂત બની ગયાં ? લાખો મનુષ્યની કત્લેઆમ થઇ ગઈ ! લાખો નિરાધારો ઘરબાર અને દેશ છોડી તદ્દન નિરાધાર સ્થિતિમાં જ્યાં ત્યાં જઇ વસ્યાં ? આવા હૃદયભેદક દૃશ્યોથી કોનું હૃદય ન ઉશ્કેરાય ! જો બાપુજીએ પોતાના અટલ નિયમાનુસાર **शांतं पापम्** નો માર્ગ ગ્રહણ ન કર્યો હોત સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનો દૃઢાગ્રહ ન રાખ્યો હોત, તો આજે ભારતવર્ષની સ્થિતિ ન કલ્પી શકાય એવી બની ગઈ હોત ! સળગતી આગમાં ગ્યાસતેલ છાંટવાથી ભડકો શમતો નથી પણ વધે છે, પણ પાણી છાંટવાથી શાંતિ થાય છે. સાચા ધર્મપાલનની અને સાચા કર્તવ્યની કસોટી આવા ભયંકર બનાવો પ્રસંગે થાય છે. ગમે તેવી આફતમાં પણ સાચો કર્મયોગી નથી ઉશ્કેરાતો, નથી શોક કરતો કે નથી પોતાના કર્તમાર્ગથી લેશ પણ ડગતો.

**दृश्यन्ते दृशि रुपाणि गगनं भाति निर्मलम् ।**
**अहमित्यक्षरं ब्रह्म परो विष्णुः समोऽव्ययः ॥**

ગીતા૧–૧૦

અર્થાત કે આંખથી જેમ જુદા જુદા રૂપો દેખાય છે. છતાં આકાશ તો તદ્દન નિર્મલજ દેખાય છે; તેમ અવ્યય રૂપ, સમદૃષ્ટિ સ્વરૂપ, જેનો નાશ નથી એવા સર્વોત્કૃષ્ટ પરમાત્મા વિષ્ણુસ્વરૂપ પોતેજ છે એમ યોગી લોકો જગતમાં વિચરવા છતાં માને છે. બાપુજી આ ભાવને સમજતા હતા અને જગતને સમજાવવા કર્તવ્ય કરતા હતા. વેદ કહે છે કે આત્મા પરમાત્માનું સ્વરૂપ છે. તેને પરમાત્મા સ્વરૂપ ઓળખો એટલે અદ્વૈત ભાવની પ્રાપ્તિ થશે. પછી

કર્મ કરવા છતાં બંધન નહીં થાય. ભક્ત કવિ નરસિંહ મહેતાએ ગાયું છે કે,

“ **જ્યાં લગી આત્માનો તત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જુઠી.** ઇશ્વર સ્વરૂપ ઓળખ્યા વગર જે કર્મ થાય તે બંધન રૂપ છે. બાપુજીએ જે કર્મો કર્યાં છે તે આત્માને ઇશ્વર રૂપ માનીનેજ કર્યાં છે અને અનેક કષ્ટો વેઠવા છતાં અન્તે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. ફળની આશા વગરનાને જરૂર ફળ પ્રાપ્ત થાય છે. ફળની આશાવાળાને નિરાશા ઉદ્ભવે છે.

બાપુજી સાચા કર્મયોગી હતા. પરંતુ તેમનું દષ્ટિબિંદુ એક જ ન હોતું. તેઓ સર્વદેશિય કર્મયોગી હતા. જગતમાં અનેક કર્મ યોગીઓ થઈ ગયા છે અને અસ્તિત્વમાં પણ હશે. કોઈ કેવળ યોગમાં મસ્ત હોય છે, કોઈ ભક્તિમાર્ગમાં તલ્લિન હોય છે, કોઈ જ્ઞાનમાં મગ્ન હોય છે, કોઈ સેવામાં સાધક હોય છે; પરંતુ બાપુજી તો બધી રીતે યોગી હતા એમ એમના જીવન ઉપરથી જણાય છે. બાપુજીની દિનચર્યા અને ઉપેદશાત્મક ભાષણો અને લખાણો જોતાં આ માન્યતા સિદ્ધ થાય છે. જગત જનતાની સેવા એ એમનું મુખ્ય ધ્યેય હતું. માટીમાંથી સોનું તો ઘણા ય બનાવે છે, પરંતુ બાપુજીએ તો માટીમાંથી માનવી બનાવ્યા છે. સવજીભાઈ મણીલાલ પટેલે બાપુજીના ત્રયોદશા શ્રાદ્ધ નિમિત્તે “ ગુજરાત સમાચાર ”માં લેખ લખતાં આ વિષયનું પ્રતિપાદન કર્યું છે. મરણાંત સુધી બાપુજીએ વિવિધ પ્રકારે માનવીઓની સેવા કરી છે. બ્રિટીશ સરકારે હિંદુસ્તાનનું સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યા પછી તે ટકાવી રાખવાને પ્રજાની નાડ તપાસી. વિચારોના પરિવર્તન સિવાય કાર્ય સિદ્ધિ નથી થતી. એ સિદ્ધાંત સ્વીકારી હિંદી પ્રજાના વિચારોનું પરિવર્તન કરવા વિદેશિય પદ્ધતિની કેળવણી દાખલ કરી. આંતર રાષ્ટ્રિય વિગ્રહો અને સામાજીક માનસીક કલહો ધર્મનું સંરક્ષણ કરવાના બહાના નીચે ઉપસ્થિત કર્યા. હિંદના હુન્નરઉદ્યોગનો નાશ કરી વિજ્ઞાન કળાના

પ્રચારે હિંદને વ્યાપાર-ઔદ્યોગીક દૃષ્ટિએ પરાધીન કર્યું. વિચારો ફરે ત્યારે આચાર પણ ફરે. ક્રમે ક્રમે હિંદી પ્રજાએ પ્રજા સ્વાતંત્ર્ય ગુમાવ્યું તેમ આત્મ સ્વાતંત્ર્ય પણ ગુમાવ્યું. સુધારાને નામે પરવશતાની જંજીરો પહેરાવી. ખિતાબો, પગારો અને હોદ્દાઓની લાલચે પોતે અલગ રહી હિંદી સત્તાધારીઓને હાથે હિંદી પ્રજાને કચડવાની પ્રગતિ આગળ ધપાવી. બાપુજીએ આ વસ્તુસ્થિતિનું નિરીક્ષણ કર્યું. વમન થયા સીવાય પીધેલું ઝેર નીકળે નહીં અને ઝેર નીકળ્યા સિવાય આરામ તથા શાંતિ મળે નહીં; એટલે બાપુજીને વિરોધી પ્રવૃત્તિનો પ્રતિરોધ કરવાનો રહ્યો. હીંદી પ્રજાના વિચારોનું પૂર્વ પરિવર્તન ન થાય, આકર્ષક જણાતી રમતમાં પરાધીન બનેલું મન મૂળ સ્થિતીએ સ્થિર ન થાય, ત્યાં સુધી કાર્ય સિદ્ધિ પણ ન થાય. એ રીતે હિંદુસ્તાનની પ્રજાનું મન પણ ગીતાહીત સમજતાં ન શીખે ત્યાં સુધી પ્રજાનો અને દેશનો ઉદ્ધાર ન થાય. આથી જ બાપુજીને માટીમાંથી માનવી બનાવવાનું કાર્ય આરંભવું પડયું. બાપુજીએ ત્રણ આશ્રમો દ્વારા આ કાર્ય સિદ્ધ કર્યું છે. બાપુજીનું સેવા કાર્ય આફ્રિકાથી શરૂ થાય છે. પ્રથમ આફ્રિકામાં ફીનીક્સ આશ્રમ સ્થાપ્યો. ભાવિ ઉન્નતિની પ્રયોગશાળામાં બાપુજીએ દીર્ઘદૃષ્ટિ વાપરી માનવીઓમાં મનુષ્યત્વની ભાવના અને સેવા ઉત્પન્ન કરવા જે જે પ્રયોગો શરૂ કર્યા તેનું વર્ણન આપતાં રાવજીભાઈ લખે છે કે, "આ પ્રયોગશાળામાં સાત રીતના રસાયણો વપરાતાં હતાં. સત્ય, અહીંસા, પ્રેમ, જાત મહેનત, સેવા, સ્વધર્મ અને સમભાવના શીખવાતાં હતાં" કેવા સુંદર આત્મવિકાસના પ્રયોગો! વૃક્ષના મૂળને જળસિંચન કરવાથી તે વિકાસ પામે છે અને ફૂલે ફાલે છે. આવું વિકસેલું વૃક્ષ જગતને કેટલું ઉપકારક બને છે! માનવીઓના હૃદય વિકસાવવાની આ પ્રયોગ શાળાના સાતે રસાયણો જળસિંચન રૂપ છે. જેઓ આ સાતે રસાયણોમાં પાસ થયા હોય તેઓ જગતને ઉપકારક બન્યા સિવાય રહેતા નથી. બીજું આશ્રમ અમદાવાદ સાબરમતીને તીરે પરોપકાર

દેવોને દેહાર્પણ કરનાર ઉદારચિત્ત દધિચિઋષિના પવિત્ર સ્થાનની પડોશમાં ગાંધી આશ્રમ સ્થાપ્યો. આ આશ્રમમાં રેંટિયા પ્રકરણ ચાલુ કર્યું કારણ કે સ્વરાજ્ય મેળવવાનું પ્રથમ પગલું રેંટિયો મનાયો. કાયદા ભંગની સત્યાગ્રહી લડતનાં બીજ હિંદુસ્તાન માટેજ આ આશ્રમમાં રોપાયાં. ધીમે ધીમે પ્રગતિનું આંદોલન એટલું તીવ્ર અને મજબૂત બન્યું કે બાળકોથી વૃદ્ધો સુધીના નરનારીઓના હૃદયમાંથી સત્તાધિશોનો ભય નાબુદ થયો. માનચેસ્ટરના મોહક–નાજુક કપડાંને સ્થાને ખાદી વપરાવા લાગી. દેશ સેવાને માટે જેલમાં જવાનો ઉત્સાહ વધ્યો. ભારતની જેલો દેશ સેવકોથી ઉભરાવા લાગી. કેવો પ્રગતિકારક પડઘો ! બાપુજીએ સ્વરાજ્ય મેળવવાની પ્રતિજ્ઞા કરી આ આશ્રમને છોડયો. ત્રીજો આશ્રમ વર્ધા સેવાગ્રામમાં સ્થાપ્યો. અને જનતામાં સેવા ભાવનાનો વિકાસ કરી " કરેંગે યા મરેંગે " એ વિચારોને દઢ કરી આત્માર્પણ કરવાની હિમત પ્રજામાં સ્થાપી. પરિણામે બ્રિટિશ સામ્રાજ્ય જેવી મહાન સત્તાને નિડર પ્રજામત આગળ નમવું પડયું. બાપુજીએ સ્વરાજ્યની મેળવવા પ્રતિજ્ઞા પૂર્ણ કરી અને બાપુજી સ્વર્ગે સીધાવ્યા. આ એમનું ઉત્તમ સેવા કાર્ય-કર્મ યોગીની કાર્ય પ્રતિક્ષા.

બીજી દષ્ટિએ બાપુજી ભક્તિ ભાવનામાં તલ્લિન હતા. રામદાસ સ્વામીએ રામ ભક્તિમાં પોતાના જીવનને રામમય બનાવ્યું હતું. સર્વત્ર રામ નામનો ઉપદેશ કરી, અંતે રામ સ્મરણમાં દેહ વિલય કર્યો હતો. બાપુજીનો ભક્તિભાવ પણ એવો હતો. સવાર સાંજની પ્રભુ પ્રાર્થના અને પ્રવચન જ્યાં હોય ત્યાં ચાલુ જ રહેતાં હતાં અને " રઘુપતિ રાઘવ રાજારામ "ની ધુન નિયમીત ચાલતી. રામનામનો ઉચ્ચાર તો હૃદયગમ્ય હતો. જેને તેને રામ સ્મરણ કરવાને તેઓ સૂચવતા હતા. અંતકાળે પણ ગોળીનો ઘા વાગતાં રામનામનો ઉચ્ચાર થયો હતો. બાપુજીનું રામમય જીવન રામનામમાં સમાયું. સ્વરાજ્ય મેળવ્યું પણ રામરાજ્ય વિકસાવવાની અભિલાષા પૂર્ણ ન

થઈ. જેવી રામની ઇચ્છા. બાપુજીનો આ અનન્ય ભક્તિભાવ નરસિંહ અને મીરાંથી નિરાળો હોવા છતાં અજોડ હતો એમ કહી શકાય.

જ્ઞાન દષ્ટિએ જોઇએ તો સત્ય, અહીંસા, દયા, ક્ષમા, પ્રેમ એ સર્વ સાધનો બાપુજીના જીવનમાં હતાં. દુ:ખીઓ પ્રત્યે દયાભાવ એટલો તીવ્ર હતો કે કોઈનું દુ:ખ તેઓ જોઇ શકતા ન હોતા. દુ:ખીઓને દુ:ખ મુક્ત કરવા બનતી કોશીષ કરતા. માંદાઓની માવજત પણ બને ત્યાં સુધી હાથેજ કરતા. " વૈષ્ણુવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે," સાચા વૈષ્ણુવનું ગુણુ વર્ણવતું નરસિંહ મહેતાનું આ ભજન બાપુજીને બહુ પ્રિય હતું. તેઓ પ્રાર્થનામાં દરરોજ આ ભજન ગવરાવતા. લોકોને સાચા વૈષ્ણુવ બનવા ઉપદેશ આપતા. બાપુજી સાચા વૈષ્ણુવ હતા, સાચા જ્ઞાની હતા. તેમણે જગતને પ્રભુમય જાણ્યું હતું અને પ્રભુત્વ દીપાવ્યું હતું.

આત્મચિંતવન એ યોગીનું પરમ લક્ષણુ છે. જેને મોહ નથી. જેને શોક નથી, કેવળ ત્યાગ વૃત્તિ છે એ મહાન યોગી છે. બાપુજીની યોગ મસ્તી આ કક્ષામાં હતી. એકંદરે બાપુજીએ પોતાના જીવનને ખરેખર કર્મયોગી તરીકે દીપાવ્યું છે.

બાપુજીએ સંન્યસ્ત લીધું ન હતું. પરંતુ સંન્યાસી કરતાંએ ઉચ્ચ કોટીનું જીવન કર્મયોગ દ્વારા પ્રાપ્ત કર્યું છે.

**अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।**
**स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥**

(ગી. ૬-૧)

અર્થાત્ કે:—કર્મફળમાં આશ્રય રાખ્યા વગર જે કર્તવ્ય કર્મ કરે છે તે જ સંન્યાસી છે ને યોગી છે; માત્ર નિરાગ્નિ કે અક્રિય (ક્રિયા વિનાનો) (સંન્યાસી અને યોગી) નથી. આ રીતે બાપુજી કર્મ કરવાથી સંન્યાસી પણ હતા અને યોગી પણ હતા. કાંઈ

ભગવા કપડાં પહેરવાથી અને જંગલમાં રહેવાથી સંન્યસ્થ સાધી શકાય છે ?

શ્રી કૃષ્ણચંદ્ર ગીતાના અંતમાં કહે છે કે,

સંસારમાં સરસો રહે ને મન મારી પાસ,
જાણ અર્જુન સાર ગીતા એજ મારોદાસ.

× × ×

**सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥**

(ગીતા અધ્યાય ૧૮-૬૬)

અર્થાત્ કેઃ—સર્વ ધર્મોનો પરિત્યાગ કરી એક મારે જ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. માટે શોક ના કર. ગીતા બાપુજીના પ્રાણ હતી. ગીતાજીનો ઉપદેશ બાપુજીનું જીવન કર્તવ્ય હતું. અંતે બાપુજીએ ગીતાના બોધક યોગેશ્વર કૃષ્ણના યોગમાંજ જીવન કર્તવ્ય બજાવી વિરામ મેળવ્યો છે.

**कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥**

(ગીતા. અ. ૫-૧૧)

અર્થાત કેઃ—કર્મ યોગીઓ સંગ (આસક્તિ) તજીને આત્મ શુદ્ધિ માટે શરીરથી, મનથી, બુદ્ધિથી અને કેવળ ( કર્મ ઈંદ્રયોથી પણ કર્મ કરે છે.

**युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥**

(ગી. ૫-૧૨)

અર્થાત્ કેઃ—( કર્મ ) યોગયુક્ત પુરૂષ કર્મ ફળને તજી (સત્વગુણરૂપા) પરમ નિષ્ટાવાળી શાંતિને પામે છે. અને અયુક્ત

(ઈશ્વર નિમિત્તે કર્મયોગમાં આસક્ત નહિં તેવો) પુરૂષ ફળમાં આસક્ત હોઈ કામનાથી બંધાય છે. બાપુજીએ કામના રહિત કાર્ય કરી પૂર્ણ શાંતિ સાથે પરમ પદની પ્રાપ્તિ કરી છે. એમણે જીવનમાં અંતિમ કાળ સુધીમાં કામ, ક્રોધ અને આસક્તિનું પાલન કર્યું નથી. જ્યાં કામના નથી, ક્રોધ નથી, આસક્તિ નથી ત્યાં સંતોષ ને શાંતિ હોય છે. માટે ઘણા મહાનુભાવોએ બાપુજીને શાંતિના પયગમ્બર કહ્યા છે જે યથાર્થ છે.

ગીતામાં નિવૃત્તિ માર્ગ કરતાં પ્રવૃત્તિ માર્ગને શ્રેષ્ઠ કહ્યો છે. કારણ કે પ્રવૃત્તિ માર્ગથી જગતમાં ભિન્ન ભિન્ન સ્વરૂપે સર્વત્ર વ્યાપી રહેલ પરમાત્માની સેવા થઈ શકે છે. બાપુજીએ પણ પ્રવૃત્તિ માર્ગ સ્વીકારી જીવન ભર પ્રભુ સેવા કરી છે. છેવટે પરમાત્માનું અક્ષર ધામ પ્રાપ્ત કર્યું છે. ધન્ય છે બાપુજીની જનેતાને, ધન્ય છે બાપુજીને, સેવા માર્ગની દીક્ષા આપનારને, ધન્ય છે ભારત ભૂમિને, ધન્ય છે સૌરાષ્ટ્રને અને ધન્ય છે સુદામાપુરી નામથી ઓળખાતી પોરબંદરની ભૂમિને કે જે પવિત્ર ભૂમિમાં બાપુજી જેવા કર્મયોગી મહાપુરૂષનો જન્મ થયો.

વંદના છે કર્મયોગી બાપુજીને હજારો વાર,<br>
વંદના છે કર્મ પ્રેરક બાપુને વારંવાર.

---

૭

# ભારતની ભવ્યતા.

શીખરિણી.

**સુહાવે સૌંદર્ય, અનુપમ અહા સૂરસદની !**
**અને ધર્મે-કર્મે, પરમ પુનિતા પ્રિયવદની:**
**વસેલી દિવ્યાત્યા, જગત જનતા મુગ્ધ કરતા,**
**જનેતા એ ભાતિ ચરણ રજ સૌ શીશ ધરતા.**

સૂર્યના પ્રકાશને કોની ઉપમા આપી શકાય? શશી શિતળતાને કોની સાથે સરખાવી શકાય? ચંપાની સુંદરતા અને ગુલાબની ગૌરવતાને કોણ ગૌણ બનાવી શકે? ઉષાએ ખીલેલી પુષ્પ કળીઓના સૌરભની જોડી મળી શકે ખરી? દુનિયામાં સ્વર્ગીય ભૂમિ ગણાતી અજોડ ભારતની ભવ્યતા કયો ઈતિહાસકાર વર્ણવી શકે? સમુદ્રની મર્યાદા માપવી અશકય છે, દિશાઓના છેડાઓની શોધ કરવી અશકય છે, આકાશનું અંતર માપવું અશકય છે, હિમાલયના એવરેસ્ટમાં વસવાટ કરવો અશકય છે. એજ પ્રમાણે ભારતિનો મહીમા વર્ણવવો અશકય છે. ભારતી એટલે દેવ ભૂમિ! ભારતી એટલે સૌંદર્યની પ્રતિમા! ભારતી એટલે શાંતિનું ધામ! ભારતી એટલે પવિત્રતાની મૂર્તિ! અદ્વિતીય, અગોચર, અગમ્ય, નિર્વિકલ્પ પરમાત્માને કોઈની ઉપમા આપી શકાય તો ભારતીને ઉપમા આપી શકાય. વિદ્વાનોએ અને

જ્ઞાનીઓએ ભારતીને અજોડ કહી છે. આશ્ચર્ય ચક્તિ કરનારી દુનિયાની વસ્તુઓમાં સૌથી વધારે વસ્તુઓ ભારતીના ભૂષણ તરીકે જગતમાં ખ્યાતિ મેળવી રહેલ છે. કાશ્મીરની કમનિયતા, હિમાલયના શિખરોની શ્રેષ્ઠતા, ગંગોત્રી જન્મોત્રીના આકર્ષક સ્થાનો, ગેરસપ્પાના ધોધની મનોહારીતા, રામસેતુનો પ્રભાવ, પ્રયાગના ત્રિવેણી સંગમની કુદરતીલીલા, તાજમહાલની તાજુબી, ગંગાસાગરનું ગૌરવ, વિંધ્યાચળની વિચિત્રતા, નર્મદાનો ગોલ્ડન પુલ, દિલ્હીની જુમ્મામસ્જીદ, ઇલોરાની ગુફાઓ, દેલવાડા અને કુંભારીયાનાં જૈન દેરાસરો, બુદ્ધ ગયાનું બુદ્ધિસ્થ સ્થાન, બદ્રિનારાયણનું નારાયણ ધામ, કન્યાકુમારીનો સમુદ્ર સંગમ, કાશીવિશ્વનાથનું દેવળ વગેરે ચમત્કારીક સ્થાનોથી વિભૂષિત ભારતી પોતાની ભવ્યતા પુરવાર કરે છે.

ભારતની પવિત્રતા ભવોદધિ તારણી ગણાય છે. ચારે દિશાએ ચાર પવિત્ર ધામો ભારતનું સંરક્ષણ કરી રહ્યા છે. ઉત્તરમાં બદ્રીનારાયણ, પૂર્વમાં જગન્નાથ, પશ્ચિમમાં દ્વારિકેશ, દક્ષિણમાં રામેશ્વર, ભારતના પૂરાણા ઈતિહાસનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કરે છે. કૈલાસનું માનસરોવર કચ્છનું નારાયણસર, અજમેરનું પુષ્કર, અને દક્ષિણનું પંપાસરોવરની જોડી દુનિયામાં નથી. ગંગા, યમુના, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, કાવેરી, કૃષ્ણા, સરયૂ, આદી પવિત્ર સરિતાઓ પતિત પાવની ગણાય છે, દ્વાદશ જ્યોતિર્લિંગો સ્વયમ પ્રકાશીત ભારતને પ્રકાશમય બનાવી રહ્યા છે. અવંતિકા, મથુરા, કાશી, જગન્નાથપુરી, દ્વારામતી, કશીપુરી, અને અયોધ્યા એ સાત મહા પુરીઓ ખાસ યાત્રાનાં તિર્થો છે. મેરૂ ઉપનામ પામેલો હિમાલય હિમકુટ ગણાય છે. તેની અલૌકિકતા અને પ્રચંડ શરીરથી દુનિયા પરના પર્વતોમાં પર્વતરાજ કહેવાય છે. તેના ગગનચૂંબિત શિખરોની હારમાળાઓથી તે વાયુદેવના સીધા માર્ગમાં વિઘ્ન લાવે છે એટલું જ નહિં પરંતુ વાયુદેવના બળગર્વમાં નિર્બળતા ધારણ કરાવે છે. પવિત્ર, શીતળ અને નિર્મળ જળથી ચારે દિશાઓમાં વહન કરતી નાની મોટી અનેક સરિતાઓના ગગનગર્જીત

ખળખળાટ પોતાના ગૌરવનું ભાન કરાવે છે. આત્મ સંજીવિની ઔષધિઓનો જાણે ભંડાર હોય એવી પ્રતિતિ કરાવે છે. ઇંદ્રજીતની શક્તિથી પ્રાણરહિત બનેલા લક્ષ્મણને સંજીવન કરવા કપિદેવ હનુમાન ઔષધોપચાર કરવા હિમાલયના શિખરને લંકામાં લઈ ગયાની કથા રામાયણમાં છે. શિવ અને નારદે હિમગીરીની ગુફાઓમાં તપ કરીને કામદેવનો પરાજય કર્યો હતો. સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદે હિમાલયમાં પવિત્ર સ્થાનોમાં આત્મજ્ઞાન સાધ્યું હતું. અમરનાથ, પશુપતિનાથ, અને કેદારેશ્વરના પવિત્ર શિવાલયોથી શિવભક્ત આત્માઓ શિવપદ મેળવી રહ્યા છે. કાકા કાલેલકરે હિમાલયની યાત્રાનું સુંદર વર્ણન લખી હિમાલયની દિવ્યતાનું દિગ્દર્શન કરાવ્યું છે. ઉપરાંત "લોકમાતા"નું પુસ્તક પ્રસિદ્ધ કરી (પવિત્ર નદીઓ) ભારતમાતાની પવિત્રતા પુરવાર કરી છે. આજેયે લાખો લોકો આ પવિત્રતિર્થોની યાત્રા કરે છે, અને સંખ્યાબંધ સંત સાધુ મહાત્મા ને યોગીઓ ભારતના પવિત્ર સ્થાનોમાં વસી આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી રહ્યા છે. એજ ભારતની પવિત્રતાની વિશિષ્ટતા.

ભારત દુનિયાની વીરભૂમિ ગણાય છે. ભારતમાં જેટલા રણ સંગ્રામો થયા હશે તેટલા દુનિયાના બીજા કોઈ પણ દેશમાં થયા નહિ હોય ! યુગ યુગના સંગ્રામોનું વર્ણન કરીએ તો પાર આવે તેમ નથી. રામયુગના યુદ્ધો અને કૃષ્ણયુગના યુદ્ધોથી સમાજ વિશેષ પરિચિત છે. રામાયણ, ભાગવત અને મહાભારતના ગ્રંથોમાં અનેક મહાયુદ્ધોનું વર્ણન છે. કુરૂક્ષેત્ર વીરભૂમિ ગણાય છે.ભારતમાં થયેલા અનેક યુદ્ધો પૈકી ઘણાં યુદ્ધો કુરૂક્ષેત્રમાં થયેલાં છે. કૃષ્ણે ગીતાનો મહાન ઉપદેશ પાંડવ કૌરવના યુદ્ધના પ્રારંભે અર્જુનને કુરૂક્ષેત્ર ભૂમિમાં કર્યો હતો. ભારતના જયપરાજયનો દંદુભીનાદ પણ કુરૂક્ષેત્રની ભૂમિમાં વાગેલો સંભળાય છે. આર્ય અને અનાર્યોના યુદ્ધો પણ ભારતની વીરતામાં ઉમેરો કરે છે. છેલ્લા સૈકાઓમાં ઈસ્લામી પાદશાહો અને હિંદી રાજવીઓના મહાન યુદ્ધોથી કુરૂક્ષેત્ર ઉજ્વલીત

છે. હિંદની પરાધીનતાનો પાયો કુરૂક્ષેત્રમાં જ ખોદાયો. એના ઉપર ભવ્ય ઈમારતો ચણાયી અને દેશ પરાધીન બન્યો. પાકિસ્તાન અને હિંદુસ્તાનના ભાગલા કુરૂક્ષેત્રના હિંદુ મુસ્લીમ છેલ્લા યુદ્ધની પરાજયતાનું પરિણામ છે. હાર અને જીત એ તો વિધિના ખેલ છે. તડકા અને છાયાની માફક જગતનાં પરિવર્તન થયાં કરે છે. ભારતે આવા અનેક પરિવર્તનો જોયાં છે અને કષ્ટો સહ્યાં છે. દેવ અને દાનવના યુદ્ધો કયાં નથી થયાં? દેવોનેયે અનેક વખત દાનવોથી પરાજય પામી દુઃખો ભોગવવાં પડયાં છે. ભારતને નથી તેનો હર્ષ કે નથી તેનો શોક? સદાયે સંતોષ છે ભારતને પોતાના વીર પુત્રોની વીરતા માટે? વિરાંગનાઓના આત્મબળ માટે!

યાદગાર રાજવીઓના પવિત્ર રાજ્યામલથી પણ ભારત વિભૂષિત છે. રામરાજ્યનો દાખલો સર્વત્ર અપાય છે. એજ રામરાજ્યના પવિત્ર રાજ્યામલને પુરવાર કરે છે. જનક વિદેહીનો રાજ્યામલ રાજવીનો વિદેહભાવ દાખવે છે. ચંદ્રગુપ્તની ચતુરાઈ અને હર્ષનો હર્ષાનંદ ભર્યો રાજ્યામલ હર્ષ ઉપજાવે છે. અશોકનો શોક રહિત રાજ્યામલ ગીરનારના અશોક લેખે સિદ્ધ થાય છે. અશોકનું સાર્વભૌમત્વ આજેયે પ્રજા સ્વતંત્રતાનું દિગ્દર્શન કરાવે છે. જે રાજ્યમાં પ્રજામતને માન અપાતું હોય, પ્રજા સુખી અને સંતોષી હોય, ન્યાય અને નીતિ ધોરણે સહુને સરખો ન્યાય મળતો હોય, પ્રજામાં કોઈ જાતનો કચવાટ ન હોય, રાજા ને પ્રજા વચ્ચે પિતા પુત્રનો સંબંધ ચાલુ હોય એ જ રાજ્યામલ શ્રેષ્ઠ ગણાય છે.

ચોપાઇ

સાધુ સુમન સુશીલ નૃપાલા, ઈશ અંશ ભવ પરમ કૃપાલા,
સુનિ સનમાનની સબદે સુવાહિં, ભણિતિ ભકિત મતિગતિ પહિચાની.
ધનિ ગરીબ ગ્રામ નર નાગર, પંડિત મૂઢ મલીન ઉજાગર;
સુકવિ કુકવિ નિજમતિ અનુહારી, નૃપહિં સરાહત સબ નરનારી.

અર્થાત્ કેઃ-રાજાઓ પોતે મહાત્મા, સુજ્ઞ. સુશીલ, ઇશ્વરના અંશથી ઉત્પન્ન થયેલા અને બહુ કૃપાળુ હોય છે તેઓ તે સર્વની સારી વાણી સાંભળી તેમનાં વચન, ભક્તિ. મતિ અને ગતિને સમજી સર્વનો યથાયોગ્ય સત્કાર કરે છે.

ધનવાન, ગરીબ, ગ્રામજન, ચતુર. પંડિત, મૂર્ખ, મલિન, વિખ્યાત, સારા અને નરસા કવિઓ તથા સર્વ સ્ત્રીપુરૂષો પોત-પોતાની મતિ અનુસાર રાજાની સ્તુતિ કરે છે. અર્થાત તેમની (રાજાની) પ્રભુતા જણાવે છે. સંત તુલસીદાસ રાજાનું પ્રભુત્વ દર્શાવતાં રામાયણમાં ઉપર પ્રમાણે વર્ણન કરે છે.

રામચંદ્રજી ભરતને અયોધ્યા જઈ પ્રજાને સુખી કરવાની આશા આપતાં કહે છે કે,

રહહુ કરહુ સબ કર પરિતોષ નતર તાત હોઇહિ બડ દોષ
જાસુ રાજ પ્રિય પ્રજા દુખારી, સો નૃપ અવશિ નરકુ અધિકારી

અર્થાત્ કેઃ-માટે તમે ઘેર રહી સર્વના મનને સંતોષ પમાડો. જો તમે એમ નહિ કરો તો હે તાત ! તમને અત્યંત પાપ લાગશે, (કારણ કે કહ્યું છે કે) જેના રાજ્યની વહાલી પ્રજા દુઃખ પામે તે રાજા અવશ્ય નરકનો અધિકારી છે. રામરાજ્યની મહત્તા દર્શાવતું સંત તુલસીદાસનું ઉપરોક્ત કથન સમ્રાટ અશોકે બરાબર પાળ્યું જણાય છે. અનેક રાજા મહારાજાઓએ પોતાનો રાજધર્મ સમજીને રાજ્ય કર્યાના દૃષ્ટાંતો ભારતના ઇતિહાસમાંથી મળે છે.

**क्षत्रीयस्य परोधर्म प्रजानामेवपालनम् ।**

અર્થાત કેઃ-રાજાનો પરમધર્મ એ છે કે પ્રજાનું પાલન કરવું. તેજ ધર્મ સત્ય છે અગાઉના રાજવીઓ રાજધર્મ સમજતા હતા અને પ્રજાનું પાલન કરતા હતા. આવા પવિત્ર રાજવંશીઓથી ભારત ગૌરવાંકિત છે. અત્યારની સુધરેલીપદ્ધતિ જુની પ્રણાલિકાનું

દિગ્દર્શન કરાવે છે. અગાઉની રાજ પ્રદ્ધિતિમાં રાજગુરૂઓ, પંડીતો અને પ્રજાકીય કર્માચાર્યોની સમિતિથી રાજ્યવ્યવસ્થા ચાલતી હતી. અત્યારની ધારાસભાઓ, પંચાયતો, મ્યુનિસિપાલીટીઓ, લોકલ બોર્ડો, કૌન્સીલો વિગેરે તેનું રૂપાંતર છે. ભારતવર્ષની પ્રાચીન પ્રણાલિકા સર્વત્ર વ્યાપક છે અને તેથી જ ભારતની મહત્તા વધે છે.

જ્ઞાન અને વિજ્ઞાનમાં ભારતના પ્રાચીન વૈજ્ઞાનિકો અને તત્વજ્ઞાનીઓની તુલનામાં કોઈ દેશ આવી શકે તેમ નથી. ભારતના ધર્મગ્રંથો, ખગોળ અને ભૂગોળના ગ્રંથો ઉપરથી માલુમ પડે છે કે ભારત પરાધીન બનતાં પરદેશો ઉન્નતિને પામ્યા છે. ભારતની ધર્મ પ્રણાલિકા, વેદપ્રિય સંસ્કૃતિ દુનિયાને મુગ્ધ બનાવે છે. વશિષ્ઠનું બ્રહ્મર્ષિપદ ક્ષત્રિય રાજવી વિશ્વામિત્રે તપોબળથી અને મનોબળથી સાધ્ય કર્યું હતું. ભગીરથ પ્રયત્ને સ્વર્ગીય ગંગાનું અવતરણ ભારતમાં થયું. હરિશ્ચંદ્રની સત્યનિષ્ઠાની પ્રસંશા કરતું સ્વર્ગ દુનિયાના ઇતિહાસમાં નહિ મળે. મેવાડ અને મારવાડની વિરાંગનાઓથી ભારત મશહુર છે. મહારાજા શિવાજીની જનેતા જીજીબાઈની બાલ્યશિક્ષણ પદ્ધતિ, મહારાણી અહલ્યાબાઈની યુદ્ધ કૌશલ્યતા અને મહારાણી ચંદ્રાભાગા તથા મહારાણા રાજસિંહની માતાનું વીરત્વ જગતમાં ઝળકી રહ્યું છે. અનેક સતીઓએ પતિરક્ષા અને સ્વધર્મ માટે પ્રાણ ત્યાગ કર્યા છે. અનેક વીર રમણીયોએ વીરોને શરમાવે એવા રણસંગ્રામો ખેલ્યા છે. ભારત જનેતાને જગતે દીપાવી છે.

ભારતની સમૃદ્ધિ, ભારતનો વૈભવ અને ભારતની જાહોજલાલી દુનિયામાં એકમુખે પ્રશંસાયેલ છે. પાદશાહ શાહજહાંનું મયુરાસન, સમ્રાટ અકબર અને જહાંગીરનો રાજવૈભવ, પાટણ નરેશોની પ્રભુતા છેલ્લા સૈકાઓના પુરાવા છે. વિક્રમ અને ભોજની રાજસમૃદ્ધિઓની પ્રસંશા પરદેશીઓએ પણ કરેલી છે કે જેના રાજવૈભવમાં વિદ્વાનોને લાખોનાં ઈનામો મળતાં હતાં. વિક્રમનો સંવત અને શાલીવાહનનો

શક ચાલે છે તે કાંઇ અમસ્થા નથી ચાલતાં! રાજવીઓની પ્રભુતાથી ચાલે છે.

ભારતની ઉદારતા અને ધર્મભાવના આર્ય સંસ્કૃતિને શોભાવે છે. કહેવું જોઈએ કે આ ઉદારતા અને ધર્મ ભાવનાને લીધે ભારતને પરવશ બનવું પડયું છે. પ્રતાપી પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને સત્તર વખત માફી આપી જીવિતદાન આપ્યું. એ જ શાહબુદ્દીન ઘોરીએ અઢારમી વખત હુમલો કરી પૃથ્વીરાજને પકડ્યો અને અંધ બનાવી કાબુલ લઇ ગયો. ભારતમાં ઈસ્લામી હકુમતનો પગપેસારો અહિંથી જ થયો. આજે ઈસ્લામીઓ ભારતના ભાગ પડાવી પાકીસ્તાન મેળવી શકયા હોય તો પૃથ્વીરાજની ઉદારતાએ અને શરણે આવેલાને ક્ષમા આપવાની ધર્મ ભાવનાએ. પાદશાહ જહાંગીરે બ્રિટિશ એલચીને વેપાર કરવાની ઉદારતાભરી પરવાનગી આપી અને દેશ દેશની પ્રજા વચ્ચે સમભાવ દર્શાવ્યો તેના પરીણામે બ્રિટિશ સામ્રાજ્યની ધુંસરીમાં હિંદને પરાધીન બનવું પડયું. હિંદ સીવાય દુનિયાના કોઇ પણ દેશોમાં આવી ઉદારતા કે સમભાવના જણાતી નથી. હિદુઓ પ્રત્યે પરદેશી પ્રજાઓને સુગ છે અને હિંદી પ્રજાના વસવાટ સામે કાયદાના પ્રતિબંધો છે. આ પ્રતિબંધો તોડવાને અને સમાન હક્ક મેળવવાને બાપુજીએ આફ્રીકામાં ઝુંબેશ ઉઠાવી અને અહીંસક સત્યાગ્રહની લડત ચાલુ કરી. આજે પણ ભારતની વીરપુત્રી વિજ્યાલક્ષ્મી પંડિત આ પ્રશ્ન માટે પરદેશમાં ભ્રમણ કરી યોગ્ય લડત ચલાવી રહ્યાં છે. ધન્ય છે ભારતની એ વીર રમણીને. ભારતે સ્ત્રીઓ પ્રત્યે સન્માન જાળવ્યું છે, સ્ત્રીઓનો યોગ્ય રીતે આદર સત્કાર કર્યો છે એ વાતને પણ ન ભૂલવી જોઈએ. હિંદી કોંગ્રેસનાં પ્રમુખપદે એનીબિસેંટ જેવી વિદેશીય નારીનો સત્કાર કરવાની સમભાવના કોંગ્રેસ નેતાઓએ વાપરી છે. સંયુક્ત પ્રાંતના ગવર્નર તરીકે સરોજીની નાયડુ બિરાજે છે! અનેક કાર્યવાહક કમીટીઓમાં જવાબદારીના હોદ્દાઓ

સન્નારીઓ ભોગવી રહી છે. પ્રાચીન સમયમાં પણ બિદુષિ ગાર્ગિ અને સરસ્વતિ જેવી પંડીતાઓ સત્કારાયેલી છે. ભારતની આર્ય સંસ્કૃતિનું આર્ય ગૌરવ હિમાલયના શિખર સમું આજે યે દુનિયામાં ગૌરવાંકિત છે.

ભારતની મહત્તા દર્શાવતાં શ્રીમદ્‌ભાગવતમાં વ્યાસજીએ જણાવ્યું છે કે,

**अश्मिन्नेव वर्षे पुरुषै र्लब्धजन्मभिः मोक्षपदं प्राप्यते ॥**

देवाः—

**अहो अमीषां किमकारि शोभनं प्रसन्न**
**एषां स्विदुत स्वयं हरिः ॥**
**यैर्जन्म लब्धं नृषु भारताजिरे मुकुंद**
**सेवौपयिकं स्पृहा हिनः ॥१॥**
**प्राप्तानृजातिं त्विह ये च जंतवो**
**ज्ञान क्रिया द्रव्य कलाप संभृताम् ।**
**न वै यतेरन्न पुनर्भवाय ते भूयो**
**वनौका इव यांति बंधनम् ॥**

આ ભારતવર્ષમાં મનુષ્યો જન્મ પ્રાપ્ત કરીને મોક્ષ મેળવે છે. દેવતાઓ પણ કહે છે કે,

જે મનુષ્યોએ ભરતખંડમાં જન્મ લીધો છે તેઓએ શું પુન્ય કર્યું છે! તેઓ ઉપર સાક્ષાત્ ભગવાન પ્રસન્ન થયા છે. ભરતખંડમાં જન્મ લઈ મોક્ષને માટે યત્ન કરતો નથી તે બંધનરૂપ માયાને પામે છે. અનેક વિદેશિય મુસાફરોએ ભારતનું પર્યટન કરી ભારતની પ્રસંશા કરેલી છે. ભારત એટલે સ્વર્ગીય ભૂમિ, અખુટ સમૃદ્ધિની ખાણ. ભારતમાં પાકતો કાચો માલ દુનિયાને પહોંચે છે. ભારતના ખાદ્ય

પદાર્થો દુનિયાને જીવાડે છે. અન્ય દેશોની કળા કૌશલ્યતા ભારતના ખનીજ પદાર્થો પોષે છે. વિદેશોની વિજ્ઞાનકળાઓને ભારતના ધર્મ-ગ્રંથો અને શાસ્ત્રોએ વિકસાવવામાં પણ મદદ કરી છે એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. વિદેશીય શોધકો પોતાની કળામાં ભારતીય દિવ્યદર્શી મહાપુરુષોનું અનુકરણ કરતાં સફળ નિવડયા છે.

શ્રી કૃષ્ણચંદ્રની ગીતા સારીયે દુનિયામાં આદર પામી છે. તેના અનેક ભાષાઓમાં ભાષાંતરો થયાં છે. ઘેર ઘેર ગીતા વંચાય છે. ગીતાના કર્મ અને મર્મને સમજીને વિદેશીય પ્રજા જાગૃત બની છે, સુધારાની ટોચે પહોંચી છે, એમ કહેવામાં લેશ પણ શંકા નથી. ભારતના પ્રાચીન ધર્મગ્રંથો અને પૂરાતન વેદોનું જ્ઞાન દુનિયાના ચારે ખૂણામાં પ્રસર્યું છે. પાણીનીનું વ્યાકરણ, પાતંજલીનું યોગદર્શન, કપિલનું સાંખ્ય, કણાદનું વૈશેષ્ય, ધન્વન્તરીનું આરોગ્યશાસ્ત્ર, ગૌતમનું ન્યાયશાસ્ત્ર, અને જૈમીનીનું ખગોળભૂસ્તર આદી ભૂત, ભવિષ્ય અને વર્તમાન દર્શક જગતને ઉપયોગી ગ્રંથો લખનાર મહાપુરુષો ભારત સિવાય કયાં મળવાના હતા ? ગણિત શાસ્ત્રમાં પારંગત લીલાવતીનું લીલાવતી બીજગણિત ભારતની સન્નારીની વિદ્વત્તાને દુનિયામાં શોભાવી રહી છે. આ રીતે ભારતના સાહિત્ય તરફ દષ્ટિ કરીએ છીએ ત્યારે ભારતની દિવ્યતા દેખાઈ આવે છે. બ્રહ્માના મુખે ઉત્પન્ન થયેલા ચાર વેદો અને ઉપનિષદો, શ્રુતિ અને સ્મૃતિ, છ શાસ્ત્રો અને અઢાર પુરાણો એ ઉપરાંત અનેક ૠષિમુનિઓએ, મહાકવિઓએ, સંતમહાત્માઓએ અને વિદ્વાનોએ લખેલા ગ્રંથોનો ભંડાર ગંગાની નિર્મળતા જેવોજ નિર્મળ અને હિમાલયના શિખરો જેવો ઉચ્ચ આશયો ધરાવતો જોવામાં આવે છે. આત્મા અને પરમાત્માનું એકીકરણ કરનાર સાહિત્ય ભારત સિવાય બીજે મળવું મુશ્કેલ છે. ભારતે અનેક રંગો જોયા છે, યુગ પલટા ખાધા છે, આક્રમણો સહન કર્યાં છે, છતાં પોતાની ભવ્યતાને ઝાંખપ આવવા દીધી નથી.

ભારતને અજોડ એટલા માટે કહેવામાં આવે છે કે તેની

તુલનામાં સ્વર્ગ પણ આવી શકતું નથી. ઉપર જણાવ્યા પ્રમાણે દેવતાઓ ભારતમાં જન્મ લેવા ઇચ્છે છે કારણ કે ઇશ્વરત્વ પ્રાપ્ત કરવાને માટે ભારત જ અમોલું સાધન છે. વિવિધ દૃષ્ટિએ અવલોકન કરીએ તો ભારતની વિશિષ્ઠતા પુરવાર થાય છે. અહીંસાનો જીવન કલ્યાણકારી માર્ગ બોધનાર ભગવાન મહાવીર ભારતમાં જન્મ્યા છે. પ્રાણાર્પણે પણ સત્યનું ઉલ્લંઘન ન કરનાર ધર્મરાજા દશરથ અને હરિશ્ચંદ્ર જેવા સત્યવાદીઓ હિંદુસ્તાનમાંથી મળી શકશે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિદેવોને બાળક બનાવવાની શક્તિ ધરાવનાર અનસુયા જેવી મહાસતીઓ ભારતની પુત્રીઓ છે. બેઠેલા ઓટલાને ચલાવનાર, પાડાને મુખે ઉચ્ચારાવનાર અને પિત્રુઓને પ્રત્યક્ષ ભોજન કરાવનાર જ્ઞાનદેવ જેવા જ્ઞાનીઓ ભારતે જ આપ્યા છે. મૃતદેહને સ્થાને પુષ્પનો ઢગ બનાવનાર ગુરૂ નાનક અને કબીર જેવા ભક્તો ભારતને શોભાવે છે. કરોડો રૂપીઆની મીલકત દેશને ચરણે ધરી ફકીરી લેનાર રાજનૈતિજ્ઞ દેશસેવક પંડીત જવાહરલાલ જેવા ત્યાગીઓ ભારતના ભૂષણરૂપ છે. લાખોની આવકને ઠોકરે મારી દેશસેવામાં આત્મ બલિદાન આપનાર તિલક, ગોખલે, ચિત્તરંજનદાસ, લાલા લજપતરાય, બીપીનચંદ્ર પાલ, વીરકેસરી સુભાષચંદ્ર બોઝ, કુશાગ્રબુદ્ધી વિઠ્ઠલભાઈ પટેલ અને ચાણક્યનિતિનિપૂણ વલ્લભભાઇ પટેલ જેવા અનેક મહાપુરૂષો ભારતના જ સંતાનો છે. કવિવર ટાગોર, યોગિન્દ્ર, અરવિંદ ઘોષ, વનસ્પતિશાસ્ત્ર નિષ્ણાત જગદીશચંદ્ર બોઝ, પ્રખર સુધારક રાજા રામમોહનરાય વગેરે મહાનુભાવો ભારતના જ વીર પુત્રો છે. ઈંગ્લંડની પાર્લામેન્ટમાં બિરાજવાનું પહેલા હીંદી તરીકે માન મેળવનાર દાદાભાઈ નવરોજી, અમેરીકા જેવા સુધારાને શિખરે પહોંચેલા પ્રદેશમાં સનાતન હિંદુ ધર્મનો વિજયનાદ ગર્જાવનાર સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતિર્થ ભારતનાજ મહાત્માઓ છે. સ્વામી રામકૃષ્ણ પરમહંસ જેવા સાત્વિક વૃત્તિના દેવી પૂજકોનો પ્રભાવ ભારતના પ્રભાવમાં વધારો

કરે છે. ભક્તકવિ મીરાં પોતાના ભક્તિ પ્રભાવથી ભારતની ઉજ્જવળતામાં ઓજસ્ આપે છે. આ રીતે ભારતના અનેક મહાનુભાવોએ ભારતને ઉજાળી છે. અનેક અશ્વમેધ યજ્ઞો ભારતમાં થયા છે. કરોડો ગાયોના દાનો ભારતમાં અપાયાં છે. અસંખ્ય રૂષિમુનિઓ, યોગીઓ, સિદ્ધો, ભક્તો, સેવકો ભારતને દીપાવે છે. ભૃગુરૂષિને ઘેર સાક્ષાત્ લક્ષ્મીજીએ દુર્વાસાના શ્રાપથી કન્યારૂપે જન્મ લીધો હતો. તેનું પાણીગ્રહણ સાક્ષાત્ વિષ્ણુએ કર્યું હતું. શ્રીમાળક્ષેત્ર પાસે આવેલા ત્ર્યંબક સરોવરમાં સ્નાન કરતાં લક્ષ્મીજીને પૂર્વભવનું જ્ઞાન થયું હતું. એ જ ભારતવર્ષમાં બાપુજીએ જન્મ લઈ ભારતવર્ષનો પુનરોદ્ધાર કરી જગત જનતાનો સેવાવૃત્તિએ પ્રેમ મેળવ્યો હતો. બાપુજીએ ભારતને ઉજાળ્યું છે અને ભારતે બાપુજી જેવા વિરલ પુત્રરત્નને ઉત્પન્ન કરી પોતાની દિવ્યતા જગતને બતાવી આપી છે. ધન્ય છે બાપુજી જેવા વીરરત્નને અને ધન્ય છે તેમની જન્મદાત્રી ભારત મૈયાને. કહેવત છે કે,

જનની જણ તો ભક્તજન કાં દાતા કાં શૂર,<br>
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

ભારત જેવી જનનીએ અનેક ભક્તો, અનેક શુરવીરો, અનેક દાતાઓને જન્મ આપ્યો છે. તે સર્વેમાં છેલ્લા સૈકામાં બાપુજીએ પોતાના દૈવી કર્તવ્યથી જગતમાં શ્રેષ્ઠત્વ પદ મેળવ્યું છે. આજે અનેક દેશના મહાપુરુષો બાપુજી વિહોણા ઉદાસીન બની ગયા છે. જય હો ભારત માતનો અને જય હો વિશ્વપ્રેમી બાપુજીના દિવ્ય આત્માનો !

---

૮

# સૌરાષ્ટ્રની શ્રેષ્ઠતા

ભુજંગી

**દિસે સૃષ્ટિમાં શ્રેષ્ઠ સૌરાષ્ટ્ર દેશ,**
**વસે દ્વારિકાનાથ-દેવો વિશેષ;**
**વધારી પ્રભા બાપુએ આત્મ યોગે,**
**ઝુરે વિશ્વના લોક જેના વિયોગે.**

**ભા**રતની ભવ્યતાના અનેક વિભાગોમાં સૌરાષ્ટ્ર સાહસિકતામાં અને કર્મયોગમાં વધારે જાણીતો છે. સૌરાષ્ટ્ર દેશ ઘણો પ્રાચીન સમયનો છે. કૃષ્ણાવતાર પહેલાંનો એ દેશ હશે. ગુજરાતનું ગૌરવ અને ગુજરાતની રમણિયતા ભાગ્યેજ કોઈથી અજાણી હશે. ગુજરાતની જમીન ઘણી ફળદ્રુપ છે. ગુજરાતના પર્વતો અને નદીઓ સુપ્રસિદ્ધ છે. ગુજરાતના રાજ્યવીરોએ પોતાની પ્રતિભા સાચવવાને બનતું કર્યું છે. ભારતનો સૌંદર્યદર્શક બગીચો કહે છે એજ ગુજરાતના એક ભાગ તરીકે સૌરાષ્ટ્ર આવેલો છે. તેની ત્રણે દીશાએ દરિયો છે. માત્ર ઉત્તર અને પૂર્વના કાટખુણાએ ગુજરાતથી સંધાયેલો છે. પાટણની પ્રભુતાના જાણીતા લેખક કનૈયાલાલ મુનશીએ ગુજરાતની પ્રતિભા બતાવી છે. ઉત્તર પ્રદેશને આનર્ત કહેતા અને દક્ષિણને લાટ કહેતા. પશ્ચિમનો વિભાગ એજ સૌરાષ્ટ્ર. ગુજરાતના પશ્ચિમ વિભાગનું મોટું અને જાણીતું બંદર ઓખા. ઓખા એટલે

દ્વારિકા એટલે યાદવોની રાજધાની. પ્રજા પીડક કંસને શ્રી કૃષ્ણે મથુરામાં માર્યા પછી સૌરાષ્ટ્રને પશ્ચિમ કિનારે સમુદ્ર તિરે દ્વારિકા શહેર વસાવ્યું. મથુરાની પ્રજાને ત્યાં લઈ ગયા, અને રાજધાની સ્થાપી. પંચ હજાર વર્ષો ઉપરની આ વાત છે. દ્વારિકાનું વર્ણન સુદામા ચરિત્રમાં નરસિંહ ભકતે કર્યું છે એ પ્રમાણે હોય તો દ્વારિકા નગરીની જોડ દુનિયામાં મળવી મુશ્કેલ છે. જ્યાં છપ્પન કોટી યાદવો રહેતા હતા. મંહેલના કાંગરા સોના રૂપાના હતા. રાજ-મહેલોના ઘુમટો હીરા જડિત સુવર્ણ કાંગરે ઝળકતા હતા. દ્વારીકાની સમૃદ્ધિ અને શોભા બીજે કયાંઇ મળી શકશે ખરી ? જો કે પુરાણોમાં વર્ણવાયેલી દ્વારકા આજે નથી. આજે તો માત્ર દ્વારકા એટલે નાનુ ગામડું. પરંતુ પવિત્ર ગોમતીના સમુદ્ર સંગમ. દ્વારિકેશનું મંદિર અને આદ્ય શંકરાચાર્ય સ્થાપિત શારદાપીઠની જ્ઞાન દીપિકાના સુવર્ણ કળશો આજે યે મોજુદ છે. રણછોડરાયની મૂળ મૂર્તિ તો ભક્ત બોડાણો દ્વારકાથી ડાકોર લઈ ગયાની કથા જાણીતી છે, છતાં પધરાવેલી દ્વારકાનાથની નવી મૂર્તિનો પ્રભાવ કાંઈ ઝાંખો થયો નથી. યાદવો પ્રભાસક્ષેત્રમાં ત્રિવેણી સંગમે માંહોમાંહે લડી જગશાઈ થયા ત્યારે મૂળ દ્વારિકા પણ જગશાઇ થયાનું ભાગવત જણાવે છે. ગમે તેમ હો પરંતુ સૌરાષ્ટ્રની શ્રેષ્ઠતામાં દ્વારિકા અને દ્વારિકાનાથના સંયુક્ત પ્રાચીન પ્રભાવ આજે પણ જેવો ને તેવો છે. ઐતિહાસિક દૃષ્ટિએ પ્રભાસક્ષેત્રના ત્રિવેણી સંગમના પ્રવાહ, મધુસુદન ભગવાનની મનોહરતા અને સોમનાથની પ્રતિભા સેંકડો વર્ષ થવાં છતાં હજી જેવાં ને તેવા પ્રભાવશાળી છે. સોમનાથ એટલે અનુપમ જ્યોતિર્લિંગ. પ્રાચીન શિવાલયની ભવ્યતા વર્ણવાય તેમ નથી. નવું શિવાલય બંધાશે ત્યારે તેની ઝાંખી થશે ઈ. સ. ૧૦૨૪માં મહમંદગીઝનીએ સોમનાથને ઘેરો ઘાલ્યો. હજારો ક્ષત્રિ વિરોએ વિરતા બતાવી પણ **अवश्य मेमवं भावि भावात्मम्** એ કથનાનુસાર ભાવિને કોણ મિથ્યા કરી શકે ? વિધિના લીલાતો જુઓ ! નવ દાયકા પછી સોમનાથનો

પુનરૈદ્ધાર કરવા સમય આવ્યો. કરોડ રૂપિયાના ખર્ચે મૂળ સંસ્કૃતિ નિર્દેષ શિવાલય બંધાવવાને સરદાર વલ્લભભાઈની આગેવાનીએ પ્રભુ પ્રેરણા થઈ અને કમીટી નિમાઈ. જૂનાગઢના ઈસ્લામી રાજ્યનું પુનરાવર્તન થયું, આ પણ સૌરાષ્ટ્રની શ્રેષ્ઠતામાં નોંધવા જેવો બનાવ તો ખરોને ? કયાં ભારતી સ્વરાજ્ય ? કયાં આરઝી હકુમતની સ્થાપના ? કયાં વિર કેસરીયાં સ્વયંસેવક દળની વિરતા અને કયાં સોમનાથના પુનરોદ્ધારની ઘટના ? વિધિ નિર્મિત કાર્યો સંયોગ વશાત બન્યા કરે છે તેનો આ પ્રત્યક્ષ દાખલો.

સૌરાષ્ટ્રને પવિત્ર દેવભૂમિ કહીએ તો અતિશયોક્તિ નહી કહેવાય. ઓખાપોર્ટને સામે કિનારે બેટ આવેલ છે: જ્યાં અષ્ટ પટરાણીઓ સહિત ભગવાન કૃષ્ણ બિરાજે છે. દ્વારકાની યાત્રાએ જનારાઓ બેટ પણ જાય છે. સોમનાથનો સંગમ પ્રભાવ તો એના આકર્ષક લિંગ દેવથી થાય છે. બિહારમાં પવિત્ર ગયા પિત્રુગયા ગણાય છે. તેમ પ્રભાસક્ષેત્ર સૌરાષ્ટ્રનું પિત્રુગયા ગણાય છે સેંકડો ભાવિકો પ્રભાસના ત્રિવેણી સંગમમાં પિતુશ્રાદ્ધ કરી પિતૃ રૂણથી મુક્ત થાય છે. ગીરનારનું દત્ત શિખર સૌરાષ્ટ્રની શોભા છે. પવિત્ર ગીરનારની પ્રભુતા રાણકદેવીના ઠપકાથી સિદ્ધ થાય છે રાખેંગાર મરાતાં ઉપરકોટથી ઉતરતાં રાણકદેવી ગીરનારને ઠપકો આપે છે, ઠપકો ન સહન થતાં ઊંચા શિખરોથી મોટા પત્થરો પડવા માંડે છે. ત્યારે રાણકદેવી હાથ દઈ તેને રોકે છે અને તેને કહે છે કે,

મા પડ મારા આધાર, ચોસલા કોણ ચઢાવશે;
ગયા ચડાવણ હાર, અંતર વિત્યા હાભલા.

ગીરનારની સાત ટુંકોમાં સાત તિર્થો આવેલાં છે. હનુમાનધારા, ગૌમુખીગંગા, અંબાજી, ગોરખનાથ, દત્તગુરૂ કાળીકા અને સેવાદાસની જગ્યાઓ ઉપરાંત ભરતવન અને શેશાવન જેવાં ઉત્તમ સ્થાનો છે.

પહેલી ટુંકે જૈન મંદિરોમાં નેમિનાથ ભગવાન બિરાજે છે. ત્યાંથી થોડેક દૂર રાજુલની ગુફા. રાજુલ એટલે મહાન યોગેશ્વરી. પરણવા આવેલા નેમિનાથ, ખોરાક માટે આણેલા પક્ષીઓનો કોલાહલ સાંભળી હિંસાનું નિમિત્ત પોતે નહીં બનવાના કારણે ત્યાંથી પાછા ફરી ગીરનાર ઉપર મહાન્ તપ કરી તિર્થંકર થાય છે. મહાસતી રાજુલ રાજવૈભવ છોડી નેમીનાથ પાછળ ગિરનારની ગુફામાં તપશ્ચર્યા કરી પોતાનું સતિત્વ ટકાવી રહેલ છે. નેમિનાથ અને રાજુલની ગુફા વચ્ચે રાખેંગારના મહેલોના ખંડેર છે. ગીરનાર વનસ્પતિથી ભરપુર છે તેમ મહાત્માઓ અને તપધારીઓથી ભરપુર છે. ગીરનારની મહત્તા દર્શાવતાં રાણકદેવીએ ગાયું છે કે,

" ઊંચો ગઢ ગીરનાર, વાદળથી વાતો કરે "

ગીરનારનું ગુરૂ શિખર ઘણું ઊંચું, સાંકડું અને કોડા ઘાટનું છે, જ્યાં દત્તાત્રય ભગવાનના પગલાં છે. અત્રીરૂષીને ત્યાં સતી અનસુયાની કુંડે અવતરેલા દત્ત ભગવાનનું નિવાસસ્થાન તે જ આ ગુરૂ શિખર. દર મહાશિવરાત્રીએ ગીરનારની તળેટીમાં મોટો મેળો ભરાય છે. આ પવિત્ર ભૂમિને અશોકના શિલાલેખે ગૌરવવંતિ બનાવી છે. જૈન ધર્મના આદિ પ્રવર્તક આદિનાથ ભગવાન પાલીતાણા પાસેના શેત્રુંજય પર્વતના શિખરે બિરાજેલા છે. જૈન ધર્મની જાહોજલાલી અને ધર્મ ભાવનાનું આબેહુબ નિરીક્ષણ કરવું હોય તો શેત્રુંજય ઉપર થઇ શકે છે. કરોડો રૂપીઆનું દ્રવ્ય શેત્રુંજયના શિખરે વપરાયું છે. શેત્રુંજય બહુ ઊંચો નથી પણ એનું મહાત્મ્ય વધારે છે. જૈન ધર્મનું સર્વથી શ્રેષ્ઠ તિર્થ શેત્રુંજય ગણાય છે જ્યાં દુનિયા ભરના જૈનો યાત્રાએ આવે છે. ગીરનારમાં જેમ મીરા દાતારની જગ્યા પવિત્ર ગણાય છે તેમ શેત્રુંજય પણ અંગારશા તિર્થ મનાય છે શેત્રુંજય પર્વત ઉપર વનસ્પતિ નથી પરંતુ આત્મસિદ્ધિના સિદ્ધક્ષેત્રના પ્રભાવ છે. ભીમ સ્થાપિત ભીમનાથ, સોમનાથના અંશરૂપ

ઘેલા સોમનાથ, જંગલમાં વસેલા જડેશ્વર, દરિયાકિનારે આવેલા ગોપનાથના સ્થાનો ખાસ રમણિય અને શાંતિદાયક છે વલ્લભીપુરનો વૈભવ સૌરાષ્ટ્રની શ્રેષ્ઠતાનું પ્રતિબિંબ છે. જેમ સોમનાથનો ઘેરો અને જય સોમનાથના પુસ્તકો સોમનાથની મહત્તા દર્શાવે છે તેમ વલ્લભીરાજ્યનો ઈતિહાસ સૌરાષ્ટ્રની સમૃદ્ધિ દર્શાવે છે. સુદામાપુરીનું પવિત્રધામ આજે પોરબંદરના નામથી ઓળખાય છે, કે જે પવિત્ર ધામમાં બાપુજીનો જન્મ થયો હતો. સૌરાષ્ટ્રમાં તિર્થો ઘણાં છે. પવિત્ર નદીઓ પણ છે ગીરના પહાડી મુલકમાં આવેલા તુળશી શ્યામના કૃષ્ણજળકુંડો કુદરતી કૃતિની પ્રતિભા છે.

સૌરાષ્ટ્રનો રણરંગ પણ એટલો જાણીતો છે. સૌરાષ્ટ્રની ભૂમિ અનેક રણસંગ્રામોથી વિભૂષિત છે. સ્થળે સ્થળે જણાતાં વિરોની પ્રતિભાદર્શક પત્થરના પાળીઆઓ સૌરાષ્ટ્રના વિરોની વિરતા દર્શાવે છે. રસધારના પુસ્તકોમાં અને કાઠીયાવાડી કોહીનુરમાં સૌરાષ્ટ્રના વિરોની આત્મકથાઓ ને બુદ્ધિ ગમ્ય વાર્તાઓ સૌરાષ્ટ્રના ઇતિહાસને શોભાવે છે. સૌરાષ્ટ્રની પ્રજા સાહસિક, મહેનતુ અને વ્યવહાર કુશળ છે અને દેશપરદેશમાં પથરાયેલી છે. આફ્રીકા જેવા દૂર દેશમાં ગુજરાત અને સૌરાષ્ટ્રના વતનીઓએ સેંકડોની સંખ્યામાં કાયમી નિવાસ કર્યો છે બર્મા, જાપાન, સિંગાપૂર અને મલાયાના ટાપુઓમાં સૌરાષ્ટ્ર વાસીઓનાં અનેક વંશો સ્થાઇ થયા છે.

ભારતનું ભાગ્યે જ કોઈ ગામ સૌરાષ્ટ્રવાસી વગરનું ખાલી હશે. સૌરાષ્ટ્રવાસીઓ જેવા સાહસીક છે એવા જ મહેનતુ અને બુદ્ધિવાન પણ છે. બંગાળના કોલસાનો બહુધા વેપાર કચ્છ અને સૌરાષ્ટ્રવાસીના હાથમાં છે. કચ્છ અને સૌરાષ્ટ્ર એક જ ગણાય. જામનગર, ધ્રોળ, રાજકોટ, ગોંડલ, મોરબી, વગેરે રાજકર્તાઓ કચ્છ-માંથી ઉતરી આવ્યા છે. સિદ્ધરાજ જયસિંહની મહેરબાનીએ

હરપાળે, શક્તિદેવીના પ્રભાવથી ઝાલાવાડના અગીઆરસો ગામોના તોરણો એક જ રાતમાં બાંધી ઈનામ તરીકે મેળવ્યાં હતાં અને રાજપદ ધારણ કર્યું હતું. સતિ નાગબાઈ અને સતિ તોરલની વાતો જાણીતી છે. સૌરાષ્ટ્ર અનેક સતીઓના સતિત્વથી પ્રભાવશાળી છે. વઢવાણ શહેરના ભોગાવા તિરે રાણકદેવી સતી થયાં જેનું દેવળ આજે પણ મોજુદ છે. ભોગાવામાં પાણી નથી રહેતું એ રાણકદેવીનો શ્રાપ હજુ ચાલુ છે. સૌરાષ્ટ્રમાં ચારણોની વસ્તી વધારે છે. ચારણો-દેવી પુત્ર ગણાય છે અને વધારે વાચા, ઇતિહાસના જાણકાર, વાર્તા વિનોદી અને કવિત્વ શક્તિ ધરાવનારા છે. કવિ પિંગળશી, કવિ મસ્ત, કવિ રાયમલ્લ વિગેરે ઘણા ચારણ કવિઓ જાણીતા છે. કચ્છ (ભુજ)માં ચારણો માટે કાવ્યશાળા ચાલે છે. અન્ય વિદ્વાનો, પંડિતો અને કવિઓથી સૌરાષ્ટ્ર શોભિત છે કવિ દલપતરામ, કવિ નથુરામ, કવિ ભવાનીશંકર, કવિ મસ્ત, કવિ કાંત, કવિ કલાપી. કવિ બોટાદકર, કવિ લલિત, કવિ સમ્રાટ ન્હાનાલાલ વિગેરે સૌરાષ્ટ્રનાં, સરસ્વતિની પ્રસાદીસમા, સૌરાષ્ટ્રના ચળકતા કોહીનુરો છે. રાષ્ટ્રશાયર ગણાતા કવિ મેઘાણીના રાષ્ટ્રગીતોએ સૌરાષ્ટ્રની વિરતાને જગતમાં જાહેર કરી છે સૌરાષ્ટ્રનું જુનું સાહિત્ય વિવિધ પુસ્તકો રૂપે બહાર પાડી સૌરાષ્ટ્રના પ્રાચીન ગૌરવને ગૌરવાન્વિત બનાવેલ છે. પંડિત ગટુલાલ, શાસ્ત્રી હાથીભાઈ, વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજી, ભક્ત કવિ કેશવરામ વિગેરે અનેક વિદ્વાનો સૌરાષ્ટ્રને શોભાવે છે. ભક્ત કવિ નરસિંહે તો સૌરાષ્ટ્રને આકાશના તારલામાં ચળકતા ધ્રુવની માફક અચળપદ પ્રાપ્ત કરાવ્યું છે. ચોરવાડકરે અઢાર સ્વર્ગ લખી સૌરાષ્ટ્રને સાહિત્યનું સ્વર્ગ બનાવ્યું છે. રાજકાર્ય કુશળ રાજકર્ણધારીઓ કંઇ સૌરાષ્ટ્રે ઓછા નથી આપ્યા ? બહુ જ જુની વાતો જવા દઈએ તો પણ છેલ્લા સકાઓમાં થઈ ગયેલા પણ દીવાન અમરજી, ગૌવરી-શંકર ઓઝા, પ્રભાશંકર પટ્ટણી વિગેરેએ પોતાની મુસદ્દીગીરીથી સૌરાષ્ટ્રનો પ્રભાવ ઠેઠ ઈંગ્લાંડ અને અમેરીકાના ઝાંપા સુધી પહોં-

ચાડયો છે સૌરાષ્ટ્રના રાજ્યવીઓએ પણ સૌરાષ્ટ્રની યશસ્વી દીપમાળાઓનો સારો પ્રકાશ આપ્યો છે. મારવાડમાંથી આવી સ્વ પરાક્રમે જાગીરો મેળવી રાજસ્થાનો સ્થાપનારા રાજવીઓનો ઇતિહાસ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં વિરત્વ દર્શાવે છે. કાઠિયાવાડના કાઠીરાજાઓના પરાક્રમો પણ કાળાન્તરે ભૂલી શકાય તેમ નથી. ગુજરાતી નાટયભૂમિની શરૂઆત કરી પ્રજાપ્રિય ઉપદેશાત્મક નાટકો લખી ભજવવાની પહેલ કરનાર કવિ વાઘજી અને મુળજીને ગુજરાતના નાટકકારો અને પ્રેક્ષકો નહિં ભૂલી શકે. એ પણ સૌરાષ્ટ્રના સ્તંભો છે. સૌરાષ્ટ્રની ઉદારતા, નિર્મળ પ્રેમ અને ભ્રાતૃભાવની સમાનતા બીજે ભાગ્યે જ મળશે. સૌરાષ્ટ્ર રોટલાનું ચોર નથી જણાયું. ગરીબ ઘરે પણ આવેલા મહેમાનનો પ્રેમાળ દષ્ટિએ સત્કાર થાય છે. વાણીની મધુરતા, સેવાવૃતિ અને ક્ષમાનો ગુણ પણ સૌરાષ્ટ્રવાસીઓમાં વિશેષ જણાય છે. પાંચે આંગળીઓ સરખી નથી હોતી. કોઈ કોઈ હિણભાગી અપકૃત્યો કરનારાઓના પરિચયથી ભલે સૌરાષ્ટ્રને કોઈ નિંદતું હોય. દેવતાઓમાં પણ સર્વની પ્રકૃતિ સરખા નથી હોતી. આકાશમાં ચળકતા બધા તારલાઓનાં તેજ એક સરખાં નથી હોતાં. એક જ ઘરમાં વસનારા મનુષ્યોમાં પણ સારા નરસાનો ભેદ રહે છે. તો પછી અમુક સૌરાષ્ટ્રવાસીઓના અપરાધે સમસ્ત સૌરાષ્ટ્રનું ગૌરવ કંઇ ઓછું થતું નથી. સૌરાષ્ટ્ર એ તો સૌરાષ્ટ્ર છે અને સૌરાષ્ટ્ર રહેવાનો. સૌરાષ્ટ્રના દરિયામાં મોતી પણ પાકે છે. સૌરાષ્ટ્રના બંદરોના વ્યાપારીઓનો વ્યાપાર સારીએ દુનિયાના દેશો સાથે ચાલે છે. માત્ર સૌરાષ્ટ્રની ભૂમિ વિશેષ ભાગે ડુંગરાળ અને કઠણ હોવાથી ધાર્યો પાક ઉતરી શકતો નથી એટલે હુન્નર ઉદ્યોગના અને ખેતીવાડીના કાર્યોને વિકસાવી શકાતાં નથી. પૂરતી પાણીની સગવડતાનો પણ અભાવ છે. બહુ મોટી નદીઓ નથી કે જેમાંથી નહેરો કાઢી શકાય. સમુદ્ર કિનારાનો અમુક ભાગ વધારે ફળદ્રુપ છે. અને સોપારીથી તે નાળીયેર સુધીના વિવિધ ફળોને ઉત્પન્ન કરે છે.

મહુવાની જમાદાર કેરી, હાફુસ અને પાયરીના સ્વાદને પણ ભુલાવે છે. ભાવનગર અને પાલીતાણાના દાડમ દેશાવરોમાં જાય છે. બરડાનું ઘી અને ગીરની ભેંસો સૌરાષ્ટ્ર સિવાય નથી મળી શકતી. પાણીદાર કાઠી ઘોડીની જોડી દુનિયામાં ક્યાંઇ નથી મળતી. આ રીતે સૌરાષ્ટ્ર વિવિધ દૃષ્ટિએ પોતાનું શ્રેષ્ઠપણું સાબિત કરે છે.

સ્વામી દયાનંદ સરસ્વતિના સત્યાર્થ પ્રકાશે અને આત્મબળી સાધુતાએ અંધકારમાં વિજળીના પ્રકાશની ઝાંખી કરાવી છે. જ્યારે કર્તવ્ય ફળમાં ઘોર અંધકાર વ્યાપ્યો હતો અને સત્યાસત્ય પારખવાની વિચારશક્તિ નાશ પામી હતી એવા સમયે સ્વામી દયાનંદે સાત્વીક આર્ય સંસ્કૃતિના પુનઃરૂદ્ધારનો વિકટ માર્ગ ગ્રહણ કર્યો. સારાયે ભારતવર્ષમાં પર્યટન કરી એક નૈષ્ઠિક બ્રહ્મચર્યે પોતાના તપોબળે નિર્જીવ બનેલી આર્ય સંસ્કૃતિને સજીવન કરી અંતે જોધપુર નરેશને ધર્મોપદેશ કરતા વિરોધીઓના વિષ પ્રયોગે આત્મબલીદાન આપ્યું. આવા વિરલા સપુતોથી સૌરાષ્ટ્ર દુનિયામાં પોતાની કિર્તિ પાસીફિક મહાસાગરના વિસ્તૃતપણા સમી યશનામી બનાવી રહેલ છે. સૌરાષ્ટ્રની ઉપરોક્ત અનેકવિધ ઉજ્વળતાને સૂર્ય સમી પ્રકાશમાન બનાવનાર બાપુજી પણ સૌરાષ્ટ્રના સપુત છે. સુદામાએ પોતાની ત્યાગ વૃત્તિએ અને કૃષ્ણ ભક્તિએ પોરબંદરને સુદામાપુરીનું ઉપનામ અપાવ્યું એ જ સુદામાપુરીએ બાપુજીના પ્રભાવિક કાર્ય ક્ષેત્ર દુનિયાભરમાં નામના મેળવી. બાપુજી દુનિયાના હતા, બાપુજીએ દુનિયાને પોતાની માની હતી અને દુનિયાનો આદર મેળવ્યો હતો. છતાં બાપુજીની જન્મભૂમિને નહી ભૂલાય! ભલે બાપુજીએ ભારતના પાટનગર દિલ્હીમાં આત્મ બલીદાન આપ્યું અને યમુના કિનારાના રાજઘાટને અમૃત્વ બક્ષ્યું, પણ કાંઇ જન્મભૂમિનું અમૃત્વ તેથી ઓછું નહીં થાય. સ્વામી દયાનંદે જોધપુરમાં સ્વર્ગ પ્રયાણ કર્યું. પણ તેથી જ તેમની જન્મભૂમિ સૌરાષ્ટ્રના ટંકારીઆ ગામને ભૂલી જવાશે?

તેમનો મહાન ઉત્સવ તો ટંકારીઆમાં થયો હતો. બાપુજીની જન્મ-ભૂમિ હવે કદાચ સુદામાપુરિના ઉપનામ સાથે ગાંધીપુરીનું ઉપનામ મેળવે તો તેમાં આશ્ચર્ય નહિં કહેવાય. સૌરાષ્ટ્રભૂમિની પ્રસંશા કરતાં મહાનુભાવ ગોખલેએ આફ્રીકાની જાહેર સભામાં બાપુજી વિષે બોલતાં જણાવ્યું હતું કે–"ગાંધી એવી માટીના બન્યા છે કે જેમાંથી શહીદો બને છે." સૌરાષ્ટ્રની વિર ભૂમિને શોભાવતું મહાનુભાવ ગોખલેજીનું ઉપરોક્ત કથન બાપુજીની ભવિષ્યની કારકીર્દિ માટે ભાવિ નિર્માણ સુચવતા હોય એવું જણાય છે. બાપુજી શહીદ થયા. અને સૌરાષ્ટ્રની શહીદ ભૂમિને શોભાવી ગોખલેજીનું કથન પુરૂં કર્યું. વિધિની વિચિત્રતા પાર કોણ પામી શકે તેમ છે? ધન્ય છે સૌરાષ્ટ્રભૂમિને કે જેણે બાપુજી જેવા વીર નર ઉત્પન્ન કરી જગતને ચરણે ધર્યા.

૯

## જન્મ અને બાલ્યકાળ

મન્દાક્રાન્તા

**જેના જન્મે કુળ ઉજળતાં ધન્ય એ જન્મભૂમિ !**
**સેવા ભાવે જીવન ખીલવે સત્યતા એ ઝઝુમી;**
**ચિદ્દા-નંદે યમનિયમને પાળતા આત્મજ્ઞાને,**
**ચાહે એવા વિરલ વિરને વિશ્વ વિશેષ માને.**

ધન્ય છે એ જન્મભૂમિને કે વિરલ વિરના જન્મથી દુનિયામાં શોભે છે જેણે પોતાના કુળને ઉજાળ્યું છે, સત્યતાએ ઝઝૂમીને સેવા ભાવનાથી જીવન ખિલવ્યું છે, યમનિયમનું પાલન કરી આત્મજ્ઞાનથી ચાહે છે. બાપુજીને સારૂંયે વિશ્વ ચાહતું હોય તો બાપુજીના સેવા ભાવ યુક્ત, સત્યાગ્રહની ભાવનાએ. બાપુજીનો યમનિયમ અને આત્મજ્ઞાન એવાં મજબુત હતાં કે તેઓએ મહાન સંકટોમાં પણ આત્માનંદ જ અનુભવ્યો છે. ધન્ય છે સૌરાષ્ટ્રની ભૂમિને ! ધન્ય છે સુદામાપુરિની સાત્વિકતાને ! ધન્ય છે કરમચંદ ગાંધી અને પુતળી બાઈને કે બાપુજી જેવા વિરલ વિરના માતા–પિતા થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું

બાપુજીનો જન્મ સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ સને ૧૮૬૯ ઓકટોબરની બીજી તારીખે પોરબંદરમાં થયો હતો. કેમ જાણે સૌરાષ્ટ્રનું પુરાણું ભૂસાતું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાને થયો હોય,

પ્રાચીન વિરતાને પુનર્જીવન અર્પવાને થયો હોય. ઝાંખી પડેલી જ્ઞાનદિપીકાને ઓજસ્ આપવા થયો હોય, ગૌણુ થયેલા સેવા કાર્યોને સજીવન કરવા થયો હોય, ભૂલાયેલા આત્મભાવને પ્રદિપ્ત કરવા થયો હોય! કૃષ્ણ પક્ષના ચંદ્રની માફક ક્ષીણ થતા જતા, સત્ય, અહીંસા, અને પ્રેમભાવને શુકલ પક્ષમાં તેજસ્વી બનતા જતા, ચંદ્ર પેઠે તેજસ્વી બનાવવાને થયો હોય ! રાજકાર્યની પ્રૌઢ બનેલી પ્રણાલિકાને યુવાવસ્થાથી શોભીત બનાવી કાર્યદક્ષતા પુરવાર કરવા થયો હોય ! મહાનપુરૂષોના જન્મો અમુક કાળે, અમુક કાર્યોને માટે જ હોય છે. નરસિંહ મહેતાના જન્મ પછી થોડાક વર્ષોના અંતરે સ્વામી દયાનંદ થયા. તેણે આર્ય સંસ્થાઓ સ્થાપી. આર્યસંસ્કૃતિની વિજય પતાકાઓ સ્થળે સ્થળે પ્રગટાવી. તેના પછી અમુક વર્ષોને અંતરે બાપુજી અવતર્યા અને ભારતનો વિજયધ્વજ દુનિયામાં ફરકાવ્યો.

બાપુજીના દાદા ઉત્તમચંદ ગાંધી—ઓતા ગાંધીથી ઓળખાતા. તેઓ પોરબંદરમાં વસતા હતા. તેમને બે પત્નીઓ હતી. બીજી પત્નીથી કરમચંદ તથા તુલસીદાસ ગાંધી થયા. કરમચંદ એટલે કબા ગાંધી. આ બન્ને ભાઈઓએ થોડો થોડા સમય પોરબંદર રાજ્યનું કારભારૂં કર્યું હતું. બાપુજીના વડવાઓ મૂળથી જ નીડર હતા ખોટી રીતે કોઈની પણ શેહમાં દબાય તેવા ન હોતા. ઓતા ગાંધીને પોરબંદર રાજ્ય સાથે ખટપટ થઈ અને જૂનાગઢ રાજ્યનો આશ્રય લેવો પડયો. નવાબ સાહેબને ડાબે હાથે સલામ કરી. આ ઉઘાડો અવિનય હતો. રાજાઓને, ગુરૂઓને અને સત્તાધીશોને ડાબે હાથે સલામ કરવી એ અવિનય છે. તેનું કારણ પુછતાં ઓતા ગાંધીએ નિર્ભયતાથી જણાવ્યું કે જમણો હાથ તો પોરબંદર રાજવીને છે. મતલબ કે જમણે હાથે પોરબંદર રાજવીઓને જે સલામ કરેલી છે તે અન્ય રાજવીઓને કેવી રીતે સલામ ભરે ? કેવો સાદો સીધો અને સચ્ચોટ જવાબ ? ઓતા ગાંધીનું કેટલું આત્મબળ ? જેને શરણે રહેવું છે તેનો આવો જવાબ મજબૂત મનના માનવીઓ જ આપી શકે.

કબા ગાંધીએ પોરબંદર છોડી રાજકોટ રાજનું પ્રધાન પદ લીધું. થોડો સમય વાંકાનેરના રાજગૃહે પણ કારભારૂં કર્યું. ઓતા ગાંધીની નિડરતાને ઓપ આપે એવી નિડરતા અને રાજવફાદારી કબા ગાંધીમાં પણ હતી. એક વખત પ્રાંતના સાહેબે રાજકોટ નરેશનું અપમાન કર્યું. કબા ગાંધી નિર્ભયતાથી તેની સામે થયા. સાહેબે ગુસ્સે થઈ કબા ગાંધીને માફી માગવા કહ્યું પણ સત્યના આગ્રહી કબા ગાંધી શેની માફી માગે? થોડા કલાક હાજર તો રહેવું પડયું પણ તેથી કાંઈ કબા ગાંધી પોતાના નિશ્ચયમાં ડગે તેવા ન હોતા. અંતે સાહેબ ખુશ થયા અને કબા ગાંધીને છોડયા. સત્યના આગ્રહ પાસે મ્હોટા સત્તાધીશોને પણ નમવું પડે છે. તેનો આ પ્રત્યક્ષ દાખલો. એ સમયમાં ભણતરની કિંમત ન હોતી પણ વ્યવહાર કુશળતાની કિંમત હતી અણઉકેલ કાયડા ભણેલાઓ નથી ઉકેલી શકતા પણ વ્યવહાર કુશળ બુદ્ધિવાનો ઉકેલી શકે છે. આવી કુશળતા કબા ગાંધીમાં હતી અને તેથી જ તેમણે પોતાનું કારભારૂં દિપાવ્યું હતું. તેમણે ચાર વખત લગ્ન કર્યાં હતાં. ચોથી વખતના પુતળીબાઇના છેલ્લા પુત્ર તે બાપુજી. જે સમયમાં પુરૂષોમાં ભણતરનો અભાવ હતો ત્યાં સ્ત્રીઓ ભણેલી ક્યાંથી હોય? પુતળીબાઇ ભણ્યા ન હોતાં પણ ગણ્યાં બહુ જ હતાં. તેઓ ભાવનાશિલ, માયાળુ, શ્રદ્ધાળુ અને ભક્તિભાવવાળા હતાં. કઠણ વ્રતો કરવામાં અને ધાર્મિક કાર્યોમાં પ્રેમ દાખવતાં. ચાંદ્રાયણાદિક અને સૂર્ય પાંદડા જેવા આકરા વ્રતો તેઓ કરતા. ઉપવાસ કરવા એ તો એમને મન રમત હતી. ચાતુર્માસાદિક વ્રતો પણ તેઓ તો નિયમિત કરતા. રાણીવાસમાં તેઓનું માન હતું. આ બધા માતાના ગુણોની છાપ બાપુજી ઉપર પડી. બાળકોનો સાચો ગુરૂ માતા છે એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ. ભરતે સિંહના દાંત ગણ્યા હોય તો શકુંતલા જેવી વિર માતાની વિરતાદર્શક કેળવણી હતી. શિવાજી મહારાજે હિંદુ ધર્મનું રક્ષણ કર્યું હોય તો જીજાબાઈની બાળકેળવણીએ!

કબા ગાંધીએ ઉત્તરાવસ્થામાં ગીતાનો પાઠ શીખી ભણવા

માંડયો હતો. બાપુજીને એ ગીતાનો પાઠ સાંભળી ગીતા ઉપર પ્રેમ થયો હતો. જેવા માતાપિતાના સંસ્કાર હોય તેવા જ બાળકોમાં ઉતરે છે. એ કાળમાં ગૃહશિક્ષણ ઉપર ખાસ ધ્યાન દેવાતું હતું. અત્યારે બાહ્ય આડંબરી શિક્ષણ પદ્ધતિ વધી પડવાથી પાશ્ચાત્ય કેળવણીનો ચેપ લાગવાથી સનાતન આચાર વિચારમાં ઘણું જ પરિવર્તન થયું છે. ગૃહશિક્ષણમાં સવારમાં ઊઠી પ્રભુ પ્રાર્થના કરવાને બદલે દંતધાવનમાં પાવડર અને ચા દેવીને આધીન થવાનું શિક્ષણ અપાય છે. બાપુજીએ ભારતોદ્ધારનું કાર્ય હાથમાં લીધા પછી આવા ગંધાતા ગૃહશિક્ષણ ઉપર અનેક વખત પ્રહારો કર્યા છે. પોતાની પ્રયોગશાળામાં કે આશ્રમોમાં ચાને પહેલી તિલાંજલી આપી છે. બાપુજીને પોરબંદરની ગામઠી શાળામાં પ્રારંભિક શિક્ષણ લેવું પડયું હતું માત્ર સાત વર્ષની ઉમર સુધી તેઓ પોરબંદરમાં રહેલા. કેટલીક વાર બાળપણમાં માતા સાથે રાણીવાસમાં જતા અને માતાની ડહાપણ ભરેલી વાકચાતુરી સાંભળી અજાયબી પામતા.

સાત વર્ષ બાદ સને ૧૮૭ માં રાજકોટ આવ્યા. ગામઠી નિશાળનો અભ્યાસ પુરો કરી અંગ્રેજી સ્કુલમાં દાખલ થયા. પહેલે જ વર્ષે જાઈલ્સ સાહેબ પરીક્ષા લેવા આવ્યા. ચોરી કરીને પાસ થવું એ બાપુજીના મતથી વિરૂદ્ધ હતું. માસ્તરે ચોરી કરવા ઈશારો કર્યો. પણ સત્યવાદી અસત્યવાદી કેમ બને ? ભણતરમાં બાપુજીનું મન પુરૂં લાગતું ન હોતું તેથી અભ્યાસમાં કાચા રહેતા. જે છોકરાઓ નાનપણમાંથી વડીલોના દોષ જોતાં શીખે છે તે પોતે પોતાના ભાવિ જીવનને બગાડે છે. શાસ્ત્રકારોએ કહ્યું છે કે ગુરૂ અને વડીલો કરે તેમ ન કરવું પણ કહે તેમ કરવું. બાપુજીએ આ સિદ્ધાંત સ્વીકાર્યો. છોકરાઓને ચોરી કરાવવી અને પાસ કરાવવા એ ઉપરાંત માસ્તરમાં બીજા દોષો પણ હતા. તે તરફ બાપુજીએ લક્ષ આપ્યું ન હોતું. બાપુજીને વાંચવા ઉપર કંટાળો હતો. છતાં એક વખત શ્રવણ પિતૃભક્તિ નાટકનું પુસ્તક નજરે પડયું. બાપુએ તે રસપૂર્વક વાંચ્યું. સારૂં સાહિત્ય બાળકોના મન ઉપર કેવી સુંદર અસર કરે છે તેનો

પુરાવો બાપુનું બાલ્યજીવન આપે છે. અત્યારનું સાહિત્ય બાળકોના ભાવિ જીવનો સુધારવાને બદલે વિશેષ ભાગે બગાડનારૂં પ્રગટ થાય છે. પૈસા કમાવાની દષ્ટિએ તેમજ નામના ખાતર ઘણા લેખકો એવાં ખરાબ પુસ્તકો લખે છે કે તેનું પરિણામ આપણે જોઈ શકીએ છીએ.

સમાજની છીન્નભિન્ન દશા, ભ્રાતૃભાવનો નાશ અને ઘરઘરના કલહો એ આવા સાહિત્યને આભારી છે પુસ્તક વાંચ્યા પછી બાપુ-જીને શ્રવણ જેવા થવાની ઈચ્છા ઉદ્ભવી. યોગાન યોગે પેટીવાળા ચિત્રપટ બતાવવા આવ્યા. તેમાં પણ અંધ માતા પિતાને કાવડમાં બેસાડી શ્રવણ યાત્રા કરવા લઇ જાય છે એ દશ્ય જોયું. વાંચન અને દશ્ય એકત્ર થતાં ભાવના આગળ વધી. એજ અરસામાં સત્ય-વાદી હરિશ્ચંદ્રનું નાટક જોયું. સમાજ ઉપર નાટકો સારી અસર કરે છે. તેથી જ બોધક નાટકોની અપેક્ષા શાણા લોકો રાખે છે. એ સમયમાં સાચા બોધક નાટકો ભજવાતાં હતાં. નાટક કંપનીઓ પણ પોતાની ફરજ વિચારતી અને બોધક પ્રયોગો ભજવતી. અત્યારની નાટક કંપનીઓના માલિકોનું દષ્ટિબિંદુ બદલાયું છે. લોકોને હસા-વવા અને પૈસા મેળવવા એજ હેતુ સચવાય છે. નાટક સમાજને દોરનાર છે. સમાજને રૂચિકર નાટકો ભજવવાની જરૂર નથી તેમ સાચા વિદ્વાનો માને છે. નાટક જોયા પછી બાપુજીનું મન સત્યને માટે આગ્રહી બન્યું. બાપુજી મૂળથી જ સત્યને માર્ગે જ ચાલવા ટેવાએલા હતા. તેમાં અનેક આફતો સહન કરવા છતાં પણ સત્ય ન છોડનાર હરિશ્ચંદ્રના નાટકે બાપુજીના હૃદય ઉપર ઊંડી છાપ પાડી. બાપુજી લખે છે–"હરિશ્ચંદ્રનું નાટક વાંચું છું ત્યારે મને રડવું આવે છે." આ બન્ને પુસ્તકો અને દશ્યોએ બાપુજીનું ભાવિજીવન ઉજ્જવળ બનાવવાની પહેલ કરી.

જગતમાં એવા માણસો થોડા જોયા હશે કે જેઓએ પોતાના દોષો પોતાના હાથે સમાજને જણાવ્યા હોય. પ્રશંસા કરવાની અને આપ હોંશીયારી બતાવવાની ટેવ તો બધાઓને હોય છે. પારકાના

દોષો જોવાની અને ટીકા કરવાની પ્રથા તો ચાલી જ આવે છે. જે માણસ પોતાના દોષ જોઈ શકતો નથી, પોતાના દોષનો એકરાર કરી શકતો નથી તે કદી પણ સુધરી શકતો નથી જેમ શરણે આવેલાને મારવામાં વિરની વિરતા નથી તેમ પોતાના દોષો છુપાવવામાં મનુષ્યોની મર્દાનગી નથી. સાત્વિક જીવન જીવવા ઈચ્છતા મનુષ્યોને પણ વિધિવશાત્ કેટલીક વખત કડવા ઘુંટડા પીવા પડે છે. સોનાનો મૃગ ન હોય. મૃગને મારી તેના ચામડાની કાચળી કરી પહેરવાનું મન પતિની આજ્ઞા વિરૂદ્ધ ન થાય, સીતા પ્રત્યેની લક્ષ્મણની માતૃભાવની ભક્તિમાં શંકા ન ઉપજે છતાં ભાવિ વશાત્ સીતા ભાન ભૂલ્યાં અને રાવણથી હરણ કરાય. આવા પ્રસંગોમાં પોતાની પવિત્રતા સાચવવા પોતાનું આત્મબળ મનુષ્યોને ખાડામાં પડતા બચાવે છે. ધન્ય છે બાપુજીને કે તેઓએ સ્વહસ્તે લખેલા પોતાના જીવન વૃત્તાંતમાં પોતાના દોષોનો પણ ઉલ્લેખ કર્યો છે. કોલેજના શિક્ષણમાં બાપુજીને કેટલાક કડવા ઘુંટડા પીવા પડયા હતા. બાપુએ જ પોતે માર્મિક વાણીમાં તેનું સુંદર વર્ણન કર્યું છે જે વાંચી આશ્ચર્ય થયા વગર રહેતું જ નથી. સત્ય પ્રિય મનુષ્યો સત્યની ખાતર કોઈ જાતનો ભય રાખ્યા વગર સત્ય હકીકત નિર્દેશ કરે છે. બાપુજીનાં લગ્ન માત્ર ૧૪ વર્ષની વયે સને ૧૮૮૩માં કસ્તુરબા સાથે થયાં. આ બાળ લગ્નથી બાપુજીનું અંતઃકરણ દુભાયું, પણ શું કરે ? કસ્તુરબા નિરક્ષર હતાં. કન્યાઓને ભણાવવાની પ્રથા તે સમયે અત્યારના જેવી પ્રચલિત ન હોતી. બાપુજીને એમ થયું કે કસ્તુરબા ભણે તો ઠીક તેમને આદર્શ પત્ની બનાવવાના બાપુજીને કોડ હતા; પણ દેવદર્શનની અને કથા વાર્તાની સંસ્કૃતિમાં ઉછરેલાં કસ્તુરબા ઉપર બાપુજી વધુ દબાણ કરી શકતા ન હોતા. આપણી સહચારીણીને પવિત્ર અને આદર્શ બનાવવી હોય તો આપણે પણ પવિત્રતા અને આદર્શ ગ્રહણ કરવાં જોઈએ. જે નિયમો બીજા પાસે પળાવવાની ઈચ્છા હોય તે નિયમો પ્રથમ પોતે

પાળવા જોઇએ. પત્નીને પતિવ્રતા બનાવવી હોય તો પતિએ એક પત્નિવ્રત પાળવું જોઇએ. બાપુજી એક જ પત્નિવ્રત પાળવા ઉત્સુક હતા અને નિબંધો વાંચેલ તેમાંથી હંસવૃત્તિએ સાર ગ્રહણ કરેલો. રામચંદ્રજીના એક પત્નિવ્રતનો માર્ગ બાપુજીને બહુ પસંદ પડેલો અને તેથી તેમણે એ વ્રત પાળવા નિશ્ચય કર્યો હતો. કસ્તુરબા ચાલાક અને નિડર હતાં. બાપુજીનું હૃદય ભયભીત અને નબળું હતું એમ તેઓ કહે છે. ભૂતપ્રેતાદિકનો અને ઝેરી જાનવરોનો ભય તેમને રહેતો તેથી મનને મજબુત બનાવવાના ઉપાયો યોજતા. મિત્ર સાથેની ચર્ચામાં માંસભક્ષણથી મન મજબુત બને છે એ તરફ લક્ષ દોરાયું. ગુપ્ત રીતે માંસભક્ષણ કરવા પ્રેરાયા. હૃદય તો ડંખતું હતું, ગુપ્ત કાર્યો કરવામાં સમાજ અને માતાપિતાનો દ્રોહ થતો એ પણ જાણતા હતા. છતાં વિધિવશાત આ દુષ્કર કાર્યમાં બાપુજીએ સાત્વીક ભાન ગુમાવ્યું. પૈસા ખર્ચવા નહોતા પડતા, ભોજનની વ્યવસ્થા પોતાને કરવી નહોતી પડતી, પણ માતાપિતા આ વાત જાણશે તો તેમના મનને કેવો આઘાત થશે તેની બીક રહેતી. ક્ષણભર એવો વિચાર પણ આવતો કે માતાપિતા સાથે ચર્ચા કરી છડે–ચોક માંસ ભક્ષણ કરવું. પણ એ બની શક્યું નહિ. એક અનાચાર બીજા અનાચારમાં દોરી જાય છે. એનો પ્રત્યક્ષ અનુભવ બાપુજીને થયો હતો. કુદરતી રીતે વ્યવહારમાં જોઇએ છીએ કે મદ્યપાન કરનારાઓ માંસભક્ષી બને છે અને માંસભક્ષીઓ વ્યભિચારી બને છે. બાપુજીને માંસ ભક્ષણ કરાવનાર મિત્ર એક વખત વેશ્યાને ત્યાં લઈ ગયો. પૈસા મિત્રે ચુકવ્યા હતા. **कुसंगति संग दोषेण काष्टघंटा विषम** ગધેડાનો સંગ કરતાં ગાયને ગળે ઘંટડી બાંધવી પડી. એ ન્યાયે કુસંગતમાં સત્યપ્રિય અને પવિત્ર મનુષ્યોને પણ પરવશ બની ઘેલા બનવું પડે છે. બાપુજીની દશા પણ એવી જ થઇ. કોટડીમાં પુરાયા, વેશ્યાના પલંગ પર જઇ બેઠા. પણ અપકૃત્ય કરવા જતાં હૃદય ધડકે છે અને રોકે છે. શાણો મનુષ્ય સમજી જાય છે. અપકૃત્યથી પાછો ફરે છે. જ્યારે મુર્ખ મનુષ્ય

આંધળાની માફક ખાડામાં પડે છે. એક પત્નીવ્રતનો ભંગ કરવા જતાં બાપુજીનું હૃદય ધડક્યું. પ્રભુએ તેમને બચાવી લીધા. પવિત્ર રહેવા ઇચ્છનારને ઈશ્વરી સહાયતા મળે છે. માંસાહાર અને વ્યભિચારના દોષથી બચવા બાપુજી ચેત્યા. કુમાર્ગે લઈ જનાર મિત્રનો ત્યાગ કર્યો. વર્ષા ઋતુમાં વાદળાંથી ઢંકાયેલો સૂર્ય વાદળાં વિખરાતાં પુનઃ પ્રકાશે છે. તેમ બાપુજીના આત્મા ઉપર છવાયેલુ કુસંગતિનું પડળ દૂર થયું. જીવનના ઝેરી પ્રસંગો જીવલેણ થતા અટક્યા. બાપુજી વહેમી બહુ હતા. અને તેનું કારણ એ હતું કે બાળપણ અને હૃદયની નબળાઈ, મિત્રની ખરાબ સોબત. આપણામાં કહેવત છે કે વહેમનું ઓસડ નથી. વહેમ ન કરવાનાં કૃત્યો કરાવે છે. બાપુજીને બીડી પીવાનો શોખ થયો હતો. પૈસા મળે નહિ એટલે બીડી અને દોકડા ચોરવાની આદત પડી. કંઈક દેવું પણ થયું. દેવું ભરપાઈ કરવાને સોનું ચોરવું પડેલું. વ્યસની મનુષ્યોને એક પછી એક દુરાચાર કરવા પડે છે. એનુ દૃષ્ટાંત બાપુજીનું બાળ જીવન આપે છે. આ વખતે બાપુજીનું વય કંઈ મ્હોટું નહોતું. તેમ વ્યવહારીક જ્ઞાન પણ વિશેષ નહોતું. એટલે ખરાબ મિત્રની સોબતમાં ઘેલા બનેલા. કરેલા દુષ્કર્મોનો પશ્ચાત્તાપ એ જ એની મુક્તિ છે એમ જ્ઞાનીઓ કહે છે બાપુજીને તેમના દુષ્કર્મોનો પશ્ચાત્તાપ થવા લાગ્યો. સઘળા દુસ્કર્મો પિતાને જાહેર કરવાની ઇચ્છા થઈ આવી. પણ હિંમત આવતાં વાર લાગી. ઝેર પીને આપઘાત કરવાની ઇચ્છા થઈ. તે પણ ન બન્યું. વિચાર કરવા સહેલા છે પણ અમલમાં મૂકવા સહેલા નથી. સદ્ભાગ્યે એક વાર રામજીના દર્શને ગયા. રામજીના દર્શને આત્માનો ઓજસ પ્રગટ્યો. ઝેરથી આપઘાત કરવાનું માંડી વાળ્યું. જીવનનો પુનરોદ્ધાર થવાનો હોય ત્યારે અણધાર્યું આત્મબળ પ્રગટે છે. પોતાના પાપકર્મોનો પશ્ચાત્તાપ પિતા પાસે જાહેર કરી માફી માગવાની અણધારી હિંમત આવી. એક કાગળ ઉપર કરેલા દુષ્કર્મોનો ખરડો તૈયાર કર્યો અને પિતાજીના બિછાના આગળ જઈ બાપુજીએ તે ખરડાને પિતાના કરકમળમાં મૂક્યો.

## ૧૦

# દુષ્કર્મોનો પશ્ચાતાપ

અનુષ્ટુપ્

**અમાવશિયા પછી આવે, શુક્લ પક્ષ પ્રતિપદા;**
**પ્રકાશે ચંદ્રની જ્યોતિ, ટાળે તિમિર વિશ્વના.**

બાલ્યાવસ્થાનો કાળ પૂર્ણ થવાની સાથે દુષ્કર્મોનો યોગ પણ પૂર્ણ થયો. અગ્નિહોત્રના ભારેલા અગ્નિ ઉપરની રખ્યા દૂર થતાં અગ્નિપ્રજ્વલિત થાય છે. તેમ બાપુજીના જીવનમાં થયું. સત્ય અને પવિત્રતાની ભાવના માતાજીના પવિત્ર જીવન કાર્યોથી બાપુજીમાં ઉદ્ભવી હતી. પરંતુ અમુક કાળે ગ્રહણ થતાં, સૂર્ય અને ચંદ્રને પણ કલંકિત બનવું પડે છે. દૂર્ભાગ્યવશાત્ મનુષ્યોના પવિત્ર જીવનમાં અમુક પ્રકારનો ડાઘ લાગે છે. કોલસા પકડવાથી હાથ કાળા તો થાય જ. કાદવમાં ચાલવાથી પગ તો બગડે જ. તે નિર્મળ પાણીથી સાફ થાય છે. ખરાબ સોબતના યોગે બાપુજીના પવિત્ર બાલ્યજીવનમાં આગળ જણાવી ગયા તેમ દુર્વ્યસનનો ડાઘ લાગ્યો હતો. પણ તે સારાને માટે જ હશે. કેટલીક વખતે ખરાબમાંથી સારા પરિણામો આવે છે. વાદળાં ઘટ થાય છે. ત્યારે અંધારૂં ફેલાય છે, ભયાનક ગાજવિજ થાય છે. વરસાદ પડયા પછી સર્વત્ર આનંદ ફેલાય છે. ઉનાળામાં બહુ જ બફારો થાય છે, પરસેવો છૂટે છે, જીવ અકળાય છે, અને તે સહન કરવાથી શરીરનો અમુક પ્રકારનો રોગ

ઉત્પન્ન થાય છે. મહાન પુરૂષો જીવનમાં ભૂલથાપ ખાઇ જાય છે, પણ તે તેના જીવનની કસોટી છે. સોનું ચાંદી સાથે ભેળવવાથી રસ બનાવી શુદ્ધ કરાય છે. ચાંદીને શીશા સાથે મેળવી રસ બનાવી શુદ્ધ કરાય છે. તેમ ઘણા મહાનુભાવોનાં જીવનો અપવિત્રમાંથી પવિત્ર બન્યાં છે. વાલ્મીકી, સુરદાસ કાલિદાસ, તુલસીદાસ વગેરે મહાપુરૂષોના જીવનો તેના સાક્ષીરૂપ છે. નારદ જેવા મહાન રૂષી પણ માયામાં ભાન ભૂલ્યા તો બાપુજી જેવાનો શો દોષ ? દુર્વ્યસનના યોગે વડીલોની આજ્ઞામાં રહેવાનું પરાધીનપણું બાપુને લાગ્યું. એથી જીવન અકારૂં થયું. જીવનનો અંત લાવવાની ઘેલછા થઇ, પણ ભાવિ નિર્માણ દેશોદ્ધારક જગત્-વિખ્યાત મહાપુરૂષ બનવાને સર્જાએલા બાપુનું આવું અધોગતિક કાર્ય પૂર્ણ ન જ થયું. ઊલટી રીતે તેમના સાત્ત્વિક જીવનની કસોટી થઈ. હૃદયનો અંધકાર દુર થયો. છુપાં દુષ્કર્મો કરવાનું પાપ ડંખવા લાગ્યું. હૃદયની નિર્માલ્યતા દુર કરી ખરા મર્દ બનવાની હિંમત આવી. કરેલા ગુન્હાનો એકરાર કરવા અને માફી માગવા લખેલી ચીઠ્ઠી માંદગીના બીછાને પડેલા પિતાજીના હાથમાં બાપુજીએ મૂકી અને જે ઠપકો આપે, જે શિક્ષા કરે તે સહન કરવાની તાકાત મેળવી. નિર્ભયપણે સ્થિર દૃષ્ટિએ પિતા સામે જોઈ ઊભા. અપરાધી પોતાનો ગુન્હો કબુલ કરી તેનું પરિણામ સહન કરવાની સહિષ્ણુતા દર્શાવી શાન્ત મુદ્રા એ પશ્ચાતાપ કરનાર બાપુજીની હતી. પિતા બહુ જ અનુભવી અને શાણા હતા. ચીઠી વાંચી, હૃદય તો ડંખ્યું પણ ક્રોધ ન કર્યો. સુતા હતા ત્યાંથી બેઠા થયા. સામે જોઈ નિસાસો નાખ્યો. કંઇ પણ બોલ્યા વગર પાછા સૂઈ ગયા. બે ત્રણ વખત આ પ્રમાણે કર્યું. જમીન માર્ગ આપે તો સમાઇ જવા જેવી શરમિંદી દશા બાપુજીની થઇ. બસ વાદળાનું આવરણ વિખરાયું. સૂર્ય પ્રકાશ્યો. બાપુજીનો આત્મા પ્રફુલ્યો. સત્યની મહત્તા સમજાઈ. જીવનક્રમ બદલાયો. ખરા આદર્શોનો માર્ગ ગ્રહણ કર્યો. ગંભીર મુખમુદ્રાએ, ધડકતે હૃદયે, પિતાને નમન કરી કરેલા અપરાધોની ક્ષમા યાચી. બાપુજીનું ભાવિ જીવન

બદલાયું. સલેપાટ ઉપરથી ઉતરી પડેલું એ જીવન પુનઃ પાટે ચડયું અને આગળનું પ્રયાણ શરૂ કર્યું. ભાન ભૂલેલું બાપુજીનું મન પોતાની ભૂલો સમજ્યું અને પૂર્વકાળના સત્ય માર્ગે આગળ ધપ્યું.

કયાં ગાંધીની, ભાન ભૂલ્યા બાપુજીને ઠેકાણે લાવવાની કેવી સરસ યુક્તિ! ક્રોધ ન કર્યો, ઠપકો ન આપ્યો, માર પણ ન માર્યો. કેટલાક ક્રોધી મનુષ્યો આવે પ્રસંગે ન કરવાનું કરી બેસે છે. અને તેનું પરિણામ સારાને બદલે ખરાબ જ આવે છે. સમયસૂચકતા રાખવી એજ ડાહ્યા પુરૂષોનું ડહાપણ છે. વિદ્વાનો કહે છે કે,

भूताश्चर्यं विनश्यन्ति देशकालविरोधिता।
विक्लवं हूतमासाद्य तमः सूर्योदये यथा॥

અર્થાત્ કેઃ—સૂર્યોદય થવાથી જેમ અંધકારનો નાશ થાય છે તેમ કાર્યાકાર્યના વિચાર વિનાના દૂતને લીધે સિદ્ધ થવા આવેલો અર્થ પણ નાશ પામે છે. અવિચારી દૂતજ દેશ-કાળને જોયા વિના કાર્ય કરવામાં પ્રવૃત્ત થાય છે. આ પ્રસંગે પિતા-પુત્ર બન્નેએ વાપરેલું ડહાપણ પ્રસંશનિય ગણાય. આ જગતમાં કાળ (સમય) બળવાન છે. સત્યવાદી મનુષ્યો પણ કાળને આધીન થઈ ઘેલછામાં દોરવાય છે અને પાછા ઠેકાણે આવે છે. આ કાળનું નિયમન ઇશ્વરના હાથમાં છે. તેમાં કોઈને દોષ આપી શકાય નહિ. આ જગત બેધારી તલવાર જેવું છે. તેમાં સારૂ અને નરસુ બન્ને જોવામાં આવે છે.

नियतिः कारणं लोके नियतिः कर्मसाधनम्।
नियतिः सर्वभूताना नियोगेस्विह कारणम्॥

અર્થાત કેઃ—આ લોકને વિષે સર્વનું નિયમન કરનાર કાળ એજ ઇશ્વર છે. જગતની ઉત્પિત્તિ વગેરેનું મૂળ કારણ કાળ જ છે, તેમ વ્યાવ્હારિક અને પારમાર્થિક કર્મોનું સાધન તથા પ્રાણીમાત્રને પોત પોતાના કર્મને વિષે પ્રેરનાર પણ કાળ જ છે. બાપુજીને આ

બળવાન ઈશ્વરી કાળને આધીન થવું પડયું. જે બાલ્યાવસ્થા તદ્દન પવિત્ર આચરણમાં ગાળી હતી તેને ખરાબ સંગ લાગ્યો. પવિત્ર પત્ની પ્રત્યે શંકા ઉદ્દભવતાં પત્નીને ભણાવી આદર્શ બનાવવાના કોડ ભૂલાયા. ગુપ્ત કાર્યો કરવામાં અવિવેક અને પાપ સમજનાર બાપુજીએ ગુપ્ત રીતે દુર્વ્યસનનું સેવન કરી ચોરી કરવા સુધીની હિમ્મત મેળવી. માતા પિતાનો દ્રોહ કર્યો એજ કાળે પુનઃ બાપુજીનું મન ફેરવ્યું, કરેલા કર્તવ્ય માટે પશ્ચાતાપ થયો. સુવર્ણમાં ભળેલું તાંબુ બળી જતાં સુવર્ણ ચોકખું થાય છે.

બાપુજીનો કસ્તુરબા ઉપર પ્રેમ નહોતો એમ નહોતું. માત્ર વહેમાયેલું મન પત્નીને દબાણમાં રાખવા ચાહતું. આવા દબાણને કસ્તુરબા સહન ન કરી શકે અને ગૃહકલહ ઉભો થાય એ સ્વાભાવિક હતું. ઉંમર, અભ્યાસ અને અનુભવના યોગે બાપુજીને સ્ત્રીઓની નિર્માલ્ય અને પરાધીન દશા સમજાઇ. સત્ય અને અહીંસાના અભ્યાસે બાપુજીનો વહેમ દૂર થયો. મનુષ્ય અનુભવમાં આગળ વધે છે તેમ તેના વિચારોનું પરિવર્તન થાય છે. દિવો પ્રગટે કે અંધારૂં આપ મેળે દુર થાય. બાપુજીનો હૃદયદિપક પ્રગટતો ગયો અને વિચારોનો ઓજસ્ પ્રસરતો ગયો. પિતાજીની માંદગી વધતી ચાલી. બાપુજીના કાકા પ્રેમભાવે સેવા કરતા હતા તે જોઈ પિતાની સેવા કરવાની અને કર્તવ્ય બજાવવાની ફરજ બાપુજીના હૃદયને સમજાઈ. તેઓ સેવા કરવા લાગ્યા. પણ તેમાં કેટલીક વખતે અનન્ય ભાવનાની ગૌણુતા જણાતી. પિતાના અંતકાળ સમયે બાપુજી સુઇ ગયા હતા. અણધાર્યો બનાવ જાણી બાપુજીને પારાવાર પસ્તાવો થયો. વિષયવાસના અને એકાંત શયનના યોગે પિતાના અંતકાળ સમયે હાજર ન રહેવા માટે બાપુજીના હૃદય ઉપર તિવ્ર આઘાત થયો. આ આઘાતનું પરિણામ બાપુજીના ભાવિ જીવન ઉપર ઘણું જ ઉપકારક નિવડયું. આત્મસંયમ, આત્મજ્ઞાન, તપોબળ, આત્મબળ અને યોગના પ્રાધાન્ય પગલા સમાન બ્રહ્મચર્ય–વ્રતની મહત્તા બાપુજીને સમજાઈ. સર્વ મહાવ્રતોમાં બ્રહ્મ-

ચર્યવ્રત ઉત્તમ ગણાય છે. મનોનિગ્રહમાં પણ બ્રહ્મચર્યવ્રતની પ્રથમ આવશ્યકતા શાસ્ત્રકારોએ સ્વીકારી છે. જે વૃક્ષનું મૂળ મજબુત હોય તે વૃક્ષ વિશાળ બની શકે છે. શરીરરૂપી વૃક્ષને વિશાળ બનાવવાને બ્રહ્મચર્યવ્રતનું પાલન મુજબુત મૂળ સમાન છે. બ્રહ્મચર્યનો મહિમા અગાધ છે અને શાસ્ત્રકારોએ વિવિધ દૃષ્ટિએ તેનું સમર્થન કરેલું છે. આ હકીકત બાપુના મગજમાં અથડાવા લાગી અને એવું બોલી જવાયું કે, "જો હું વિષયાસક્ત ન હોત તો પિતાના અંતકાળ સમયે પિતાની પગચપી કરતો હોત." ભાવિ ભૂલાવે તેમાં કોનો દોષ ? મનુષ્યને જ્યારે પૂર્ણ આઘાત થાય છે, ત્યારે તેનું પરીણામ ઘણું સારૂં આવે છે. સત્ય અને અહીંસાના તત્વોએ બાપુનું મગજ ડોલાવ્યું અને સત્ય નિશ્ચય ઉપર આવ્યા કે બ્રહ્મચર્યના તપોબળ વગર માણુસ મહાન થઈ શકતો નથી. પોતાને જો મહાન થવું હોય તો બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ. આ વખતે બાપુની વય ૨૧ વર્ષની હતી. દૃઢ નિશ્ચયને પરીણામે બ્રહ્મચર્યનું પાલન કરવા તરફ બાપુજીએ આગ્રહ વધાર્યો. મન ઉપર કાબુ મેળવતા ગયા, અને આફ્રિકામાં સને ૧૯૦૬માં એટલે ત્રીસ વર્ષની ભર યુવાન વયે, બાપુજીએ બ્રહ્મચર્ય વ્રત પાળવાની પ્રતિજ્ઞા લીધી. ત્યારથી તેમનો જીવનક્રમ પણ બદલાયો. કડવા અનુભવે અમૃતપાન પીવાય છે અને અમર થવાય છે. એ જ દૃષ્ટાંત બાપુના જીવનમાંથી મળી શકે છે. મનુ ભગવાન કહે છે કે,

**कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति**

અર્થાત કેઃ—જે કામ ક્રોધને સંયમમાં રાખે છે તે પરમ સિદ્ધિને પામે છે. બાપુજીએ ભવિષ્યમાં જો આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી હોય તો તે યુવાનીમાંથી મેળવેલા સંયમ ઉપરથી. કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે. વિષય વાસનાનો ત્યાગ થાય ત્યારે ક્રોધ આપોઆપ નાશ પામે છે. કામને જીતવો સહેલો નથી. ભલભલા રૂષીમુનિઓએ પણ કામમાં મોહીત થઇ સેંકડો વર્ષોના તપોબળનો નાશ કર્યો છે. દેવોએ પણ કામવાસનાને વશ થઈ અંદર અંદરના કલહો ઉત્પન્ન કર્યા છે.

કેટલાક મહાન રાજ્યોનો વિનાશ થયો હોય તો કામને વશ થયેલા રાજવીઓની અજ્ઞાનતાને લીધે. ધન્ય છે બાપુજીને કે ખરી યુવાવસ્થામાં બ્રહ્મચર્ય વૃત્તની પ્રતિજ્ઞા લીધી અને અંત સુધી પાળી તેમાંયે વિશેષતા એ છે કે પત્નીની સાથે રહેવા છતાં અને અનેક સુંદર સન્નારીઓના સમાગમમાં રહેવા છતાં મન ઉપર પૂર્ણ કાબુ રાખ્યો હતો. મન, વાણી અને કર્મથી જીતેન્દ્રિય વૃત્તની પ્રતિજ્ઞા પાળવી એ વજ્ર જેવું કઠણ કાર્ય છે, સીતાજીએ અગ્નિમાં પ્રવેશી પવિત્રતા સિદ્ધ કરી હતી. તેમ બાપુજીએ સ્ત્રી સમુદાયમાં રહી બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા પાળી આત્મ શુદ્ધિ મેળવી હતી.

આગળ જણાવી ગયા તે મુજબ બાલ્યકાળથી જ માતાના સુસંસ્કારે બાપુના જીવનને સંસ્કારી બનાવ્યું હતું. સત્ય અને પવિત્રતા ઉપર જીવનસિદ્ધિનો આધાર છે એવું બાપુજીના મગજમાં ઠસી ગયું હતું. રંભા નામની એક સદ્‌ગુણી નોકર બાઇનો બાપુ ઉપર શુદ્ધ પ્રેમ હતો. બાપુને રામનામ ઉપર પૂર્ણ શ્રદ્ધા બાલ્યકાળથી જ બેસી ગઈ હતી અને અંતકાળે પણ એજ પવિત્ર રામનામનો ઉચ્ચાર કર્યો હતો. બાપુજી પોતે પણ ભવાટવિમાં ભૂલા પડેલા જીવાત્માઓને આત્મ કલ્યાણ સાધવા રામનામનો મંત્ર આપતા હતા. બાપુજી પોતે માનતા હતા કે, " જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે ? " આ કથનાનુસાર જેને પ્રભુ બચાવવા ધારે છે તેને ભર સમુદ્રમાં ડુબતા પણ તારે છે. એટલે કે ભાન ભૂલેલા માનવીને જીવન અપવિત્ર બનાવતાં બચાવી લે છે. આ પ્રમાણે બાપુને ઘણીવાર પ્રભુએ બચાવ્યા છે અને સદ્‌માર્ગે દોર્યા છે. મેલું થયેલું કપડું સાબુથી ધોવાથી પુનઃ ઉજળું બને છે. તેમ બાપુનું પવિત્ર જીવન અમુક સમયને માટે મેલું બનેલું મન શુદ્ધિથી ધોવાઇ ઉજળું બનેલું છે એ જ એમના ઉપર ઇશ્વરની મહાન કૃપા.

કૃપા હોય ઇશ્વરની, તો ડુબતા તરાય છે;
અધર્મને માર્ગે જતાં, સત્ય ધર્મ સમજાય છે.

११

## વિલાયત ગમન—બેરીસ્ટર થયા

દોહરો

**સરિતા પુરે ચાલતો, માનવ જીવન પ્રવાહ**
**નિર્મળ નીરે મેળવે, ઉપકારક જગ ચાહ.**

સને ૧૮૮૫ માં બાપુજી રાજકોટ આલ્ફ્રેડ હાઈસ્કુલમાં અભ્યાસ કરતા હતા. તે જ સાલમાં દેશ સેવા માટે દેશનેતાઓએ મળી પ્રજાકિય અવાજ સત્તાધીશો સામે રજુ કરવા કોંગ્રેસની સ્થાપના કરી અને તેનું પહેલું અધિવેશન મળ્યું. તેનો રિપોર્ટ અને અધિવેશને કરેલા ઠરાવો બાપુજીના વાંચવામાં આવ્યા. મેંઢાના ટોળામાં વસતા સિંહના બચ્ચાંને સ્વ જાતિનું ભાન થતાં જીવન બદલે છે. તેમ બાપુજીનું અંતઃકરણ સ્વદેશ અને સ્વજાતિ ભાવનાથી રંગાયું. સેવાની ભાવના તો હતી જ તેમાં કોંગ્રેસના આંદોલને પુષ્ટી કરી અને ઉગતા છોડને પુરતું જળસિંચન અને હવાઉજાસનું બળ મળતાં ફાલે ફુલે છે તેમ બાપુજીનું હૃદય ફાલ્યું ફૂલ્યું. દેશ સેવા કરવાની બાપુજીની ધગશને પ્રોત્સાહન મળ્યું. તેઓ જે તકની રાહ જોતા હતા તે સમય આવી મળ્યો. તેમને જણાયું કે પૂરતા અભ્યાસ અને જ્ઞાન વગર કાર્યમાં આગળ વધી શકાય નહિ. તે માટે વિશાળ વાંચન અને સમાચારો દ્વારા દેશના વાતાવરણનો અનુભવ મેળવવાનું કાર્ય કાળજી પૂર્વક ચાલુ રાખ્યું.

બાપુજી મુળથી જ સુધારક વિચારના હતા. સમાજમાં ચાલતો દંભ, ખોટા રૂઢી બંધનો, પરદેશી રાજ્યનો અમલ વિગેરે દેશને હાનીકારક પ્રવૃત્તિઓનો વિરોધ કરી સામનો કરવા વિચારી રહ્યા હતા. સત્યને માટે આગ્રહવંતા હોઇ સત્યાગ્રહ કરવાને પણ હિંમત રાખતા હતા. સત્યાગ્રહ શબ્દનો પ્રયોગ અંગ્રેજી પહેલા ધોરણમાંથી જ કર્યો હતો. છેવટે સત્યની ખાતર પિતા પાસે ગુન્હા કબુલ કરી ફરી એવા ગુન્હાઓ નહિં કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. કસ્તુરબા ઉપરના વહેમી વિચારોએ સ્ત્રીઓની દુર્દશાનું ભાન થયું હતું અને સ્ત્રીઓના સમાન હક્ક હોવાનો નિશ્ચય કર્યો હતો. જેમ જેમ ઉંમર, અભ્યાસ અને અનુભવ વધતાં ગયાં તેમ તેમ વિચારોમાં પણ ફેરફાર થતો ગયો. પિતાના મૃત્યુએ આત્મજ્યોતિ ઝળકાવી અને બ્રહ્મચર્યનો મહીમા સમજાયો. સને ૧૮૮૭ માં બાપુજી મેટ્રીકમાં પાસ થયા અને વધુ અભ્યાસ માટે ભાવનગર શામળદાસ કોલેજમાં દાખલ થયા. તેમને બેરીસ્ટર થવાની ઇચ્છા હતી. વિલાયત ગયા સિવાય બેરીસ્ટર બનાય નહિ. બેરીસ્ટર થયા સિવાય ધારેલાં કાર્યો સિદ્ધ થઇ શકે નહિ. તેથી વિલાયત જવા નિશ્ચય કર્યો. એ સમયે વિલાયત જવું આજના જેવું સહેલું ન હોતું જ્ઞાતિ બંધનો આજના જેટલાં વિચારશીલ નહોતાં. નિર્ધન, નિર્બળ, અને નિરાધાર મનુષ્યોને સમાજ તરફથી બહુ જ સહન કરવું પડતું. છતાં બાપુજી તો વિલાયત ગયા. અણુસમજુ જ્ઞાતિજનોએ તેમને જ્ઞાતિ બહાર મૂકયા. વિલાયત જનારાઓએ મદ્યપાન કરવું પડે, માંસાહાર કરવો પડે, સ્પર્શાસ્પર્શનો ભેદ તોડવો પડે આવી અનેક માન્યતાઓ જડ ઘાલી બેઠી હતી અને તેથી જ વિલાયત જવા પ્રત્યે સુગ હતી. બાપુજીને જ્ઞાતિની દરકાર નહોતી. તેમને તો પોતાનું કાર્ય સિદ્ધ કરવું હતું. **मनुष्य यत्न इश्वर कृपा** એ ન્યાયે યત્ન એટલે પુરૂષાર્થ કરવો એ મનુષ્યોનું કર્તવ્ય છે. ઇશ્વર કૃપાએ તેમાં સફળતા મળે છે. હાથપગ જોડી રહેનારના કાર્યો સિદ્ધ થઇ શકતાં નથી. વૃક્ષનું બી જ વાવ્યા

પછી પાણી પાવામાં ન આવે, પુરતી દેખરેખ ન રખાય તો વૃક્ષ ઊગે નહિ. માણસ મહેનત કરે નહિ અને હાથપગ જોડી બેસી રહે તો ખાવાનું પણ મળે નહિ. માટે પુરૂષાર્થને શાસ્ત્રકારોએ પ્રાધાન્ય પદ આપ્યું છે. પુરૂષાર્થ વગર નસીબ પાંગળું છે. જર્મની, અમેરીકા, રશીયા, જાપાન અને ઇગ્લંડ જેવા મહારાજ્યોએ પ્રગતી કરી હોય તો તે પુરૂષાર્થને આભારી છે. બાપુજીએ પણ ભાવિ જીવન ખીલ-વવાને વિલાયત જવાનો અને બેરીસ્ટર બનવાનો પુરૂષાર્થ કર્યો.

વિલાયત વસનારા હિંદુઓ માટે હાલના જેટલી સગવડતા એ વખતે નહોતી. વિલાયત જઈ અન્નાહારી અને સાદાઇથી રહેવું મુશ્કેલ હતું. ત્યાંની હવાને અનુકુળ કપડાં જોઇએ. બાપુજીને સાદાઈ ગમતી હતી. માતાજીએ વિલાયત જતા પહેલાં લેવરાવેલી કેટલીક પ્રતિજ્ઞાઓ પાળવાની હતી. માંસાહાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. એટલે બાપુજીની મુશ્કેલીનો પાર નહોતો. છતાં દઢ મનના મનુષ્યો સંકટો સહન કરીને પણ જોઇતી સગવડતાઓ મેળવી શકે છે. વિલાયતમાં એક અન્નાહારી મંડળ હતું. એ મંડળના બાપુજી સભ્ય થયા. ધીમે ધીમે મંડળની પ્રગતિ વધી. તે દિશામાં બાપુજીનો કાર્યરસ પણ વધ્યો. સાથે સાથે સેવા ભાવનાનો ઉત્સાહ પ્રગટયો. કાર્ય કરનારા મનુષ્યો સહુને વહાલા લાગે છે. બાપુજી પ્રત્યે લોકોનો ચાહ વધવા લાગ્યો. વિલાયતમાં વસ્યા પછી બાપુજી માટે એક નવો પ્રસંગ નોંધવા જેવો છે. સમાજને શોભે એવાં કપડાં પહેરતાં શીખ્યા, પણ તેની સાથે નાચવાનું શીખ્યા. જીવનક્રમ કયારે કેવા રંગો બદલે છે એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ. નાટકનો પડદો પડે અને ઉપડે એવો બનાવ બની ગયો. બાપુજીને લાગ્યું આ તોફાન શું કરવા જોઇએ? મૂળના સદ્‌વિચારોએ, જેમ સૂર્ય આથમ્યા પછી ચંદ્રમા ઊગે ત્યાં સુધીનો અંધકાર જગત સહન કરી લે છે તેમ, બાપુના મૂળ વિચારોએ જીવનક્રમ બદલ્યો. નાચવાનું મૂકી દીધું. સમાજને શોભારૂપ કપડાં પણ મૂકયાં. સાદાઈ ગ્રહણ કરી. ધર્મ

પ્રચારની પ્રગતિ કરવા લાગ્યા. ગીતાનો અભ્યાસ કરવાની મનોવૃત્તિ અહિંથી જ ચાલુ થઇ. પિતાની ઉત્તરાવસ્થામાં ગીતાજીનો પાઠ કરતા પિતાને સાંભળેલા પણ તે વખતે તે અરૂચીકર થઇ પડયા હતા. પછી તો ગીતાનું નામ પણ યાદ કયાંથી આવે? વિલાયતે બાપુને બેરીસ્ટર બનાવ્યા અને સાથે સાથે ગીતા પાઠ પણ ભણાવ્યો. કેવો ઉત્તમ સંયોગ! બાપુજી શરમાળ બહુ જ હતા. બેરીસ્ટર થવું હોય તો વાચાળપણું અને ભાષણ કરતાં શીખવું જોઇએ. બીજાઓને બોલતાં સાંભળી બાપુજીને વિચારોના ઉમળકા તો ઘણાંયે આવે પણ શરમાળપણું તૂટે નહિં અને જીભ ઉપડે નહિ. લોકો બાપુજીને શરમાળ કહેતા. એ શરમાળપણું પણ તૂટવા લાગ્યું. બાપુ બોલતા થયા. વિચારોના વિનિમયે વાક્‌પટુતા પણ વધી. ભાષણો આપતા થયા. અન્નાહારી મંડળમાં આગળ પડતો ભાગ લેવા મંડયા. જેમ જેમ બાપુજીનો સાદાઈ ભરેલો જીવનક્રમ અને કાર્યક્રમ આગળ વધતો ગયો તેમ તેમ તેઓ લોકોના પ્રીતિપાત્ર બનતા ગયા.

વિલાયતમાં વસ્યાને એકાદ વર્ષ વિત્યું એટલે બે થિયોસોફિસ્ટ ભાઇઓનો સમાગમ થયો. તેઓ એડવિન આર્નોલ્ડનો ગીતાનો અનુવાદ વાંચતા હતા. બાપુજીને સંસ્કૃતમાં વાંચવાની વિનંતી કરી. અત્યાર સુધી બાપુજીએ ગીતા વાંચી નહોતી. તેમ બાપુજીનો સંસ્કૃત અભ્યાસ સારો નહોતો, છતાં રૂચી થઈ અને બીડું ઝડપ્યું. ગીતા વાંચવી ચાલુ કરી. પ્રાતઃકાળ થાય અને સૂર્યદેવનું પતિબિંબ દ્રશ્યમાન થાય તેમ બાપુજીને થયું. ગીતા સાંખ્યયોગના બીજા અધ્યાયના છેલ્લા શ્લોકોએ બાપુના ભાવિ જીવનના પ્રાતઃકાળમાં આત્મપ્રકાશ પ્રગટાવ્યો. તત્ત્વજ્ઞાનના પુસ્તકોમાં ગીતાનું શ્રેષ્ઠત્વ બાપુજીને જણાયું. ગીતાના તેઓ અનન્ય ઉપાસક બન્યા. એટલું જ નહિ પણ ગીતાને જીવનના ઉન્નતભાવિ સંસારની માર્ગદર્શિકા બનાવી. બાપુજી લખે છે મારી નિરાશાના સમયે "તે ગ્રંથે મને અમૂલ્ય

સહાય કરી છે." જીવન કલ્યાણ સાધનારાઓએ અવશ્ય ગીતાનું પઠન-પાઠન કરી જીવનને ગીતામય બનાવવું જોઇએ.

બાપુજીએ પોતાના આત્મકથનમાં જણાવ્યું છે કે જીવનમાં ચારેક વખત વ્યભિચારના પંજામાંથી તેઓ બચી ગયા છે. એવો એક પ્રસંગ વિલાયતમાં બન્યો હતો. વિલાયતમાં જનારાઓ ભાગ્યે જ શુદ્ધ રહી શકે છે. મદ્યપાન અને માંસાહાર એ તો જીવન નિભાવવાના સાધનો ગણાય છે. વ્યભિચાર જીવનને પરવશ બનાવનારૂ વશીકરણ છે. તેમાં ફસાયેલો મનુષ્ય ભાગ્યે જ શુદ્ધ રહી શકે છે. ભૂત-પ્રેતાદિનો વળગાડ કાઢવો મુશ્કેલ છે. આ વળગાડ કાઢવો એનાથીએ મુશ્કેલ છે. સત્યનાશોધક અને અહીંસાના આચરણવાળા બાપુજી પણ આ દિશામાં ભાનભૂલા બની ગયા છે, પરંતુ ઈશ્વર કૃપાએ ભ્રષ્ટ થતા બચ્યા છે. છેલ્લા વર્ષે સને ૧૮૯૦ માં પોર્ટસ્મથ બંદરમાં અન્નાહારીઓનું સંમેલન હતું, બાપુજીને નિમંત્રણ મળ્યું. એક હિંદી મિત્ર સાથે તેઓ પોર્ટસ્મથ ગયા. પોર્ટસ્મથ ખલાસીઓનું બંદર ગણાય છે. એક ખલાસી યુવતીને ત્યાં ઉતારો મળ્યો. સર્વ પ્રકારે મહેમાનોની પરોણાગત કરવી એવા ઇરાદાથી સત્કાર મંડળે મહેમાનો માટે આવા જ ઉતારાઓ પસંદ કર્યા હતા. આવી યુવતીઓ વેશ્યાઓથી ઉતરે એવી નહોતી. બાપુજી અને તેમનો મિત્ર સભામાંથી ઉતારે આવ્યા. વાળુ કરી પાનાં રમવા બેઠા. વિલાયતમાં સારા ઘરની સ્ત્રીઓ પણ મહેમાનો સાથે છૂટથી પાનાં રમે છે. પાના રમતાં વાર્તાવિનોદ શરૂ થયો. બિભસ્ત ચર્ચા વધી, યુવતીના અભિનયે બાપુજી ઘેલા બન્યા. બાપુજી આવી પરિસ્થિતિથી અજ્ઞાન હતા. પણ તેનો મિત્ર જાણકાર હતો. આવતી રેલગાડીને રોકવા લાલ બત્તી કે લાલ વાવટો આડે ધરે છે તેમ બાપુજીની આગળ વધતી વિષય વાસના રોકવા મિત્રે કહ્યું કે, " અલ્યા તારામાં કલયુગ આવ્યો કે શું ?" બસ થઇ રહ્યું. બાપુની ગાડીનો જોસ અટક્યો. બાપુજી તુરત જ ચેત્યા. ચેતનવંતા અગ્નિને ફૂંક મારવાની જરૂર હોય તેમ બાપુજીને ઉપલા શબ્દો બસ હતા. પાનાં ફેંકી દીધા અને

રમત પૂરી થઇ. બાપુજીની જીવન કસોટી પણ પુરી થઈ. પ્રતિજ્ઞા પાલનની કસોટીએ સામ્રાજ્ય મેળવ્યું. બાપુજી જીવનભ્રષ્ટ થતાં બચી ગયા. આવા લલચાવવાના પ્રસંગો અને કાર્યક્રમો વિદેશીય લલનાઓ દ્વારા વિદેશમાં પ્રચલિત છે. આર્યાવૃત્તના આશ્રમ સ્થાનો અને હોટેલોમાં પણ આ ચેપ લાગુ પડયો છે. વિદેશીય સંસ્કૃતિએ ભારતને અધોગતિમાં મૂકયાના અનેક દાખલાઓ મોજુદ છે. બાપુજીએ પણ આ વિષયમાં ઘણું લખ્યું છે અને ઘણું ઉચ્ચાર્યું છે. ચતુર નર હોય તે ચેતે. પ્રભુ કૃપા હોય તે જીતે. બાપુજી અનેક કસોટીમાંથી પસાર થયા. બેરીસ્ટરની પરીક્ષા પાસ કરી અને સ્વદેશ પાછા ફર્યા.

---

## ૧૨

# બાપુજી આફ્રિકામાં

ગઝલ

**લખેલા લેખ વિધિના, નથી મિથ્યા કદિ થાતા;**
**ન ધાર્યું થાય છે પળમાં, જીવનનાં રંગ પલટાતા.**
**ઋતુના ફેરફારોએ, વિવિધતા દૃષ્ટિએ આવે;**
**પ્રભુની એ પ્રભુતાનો, અજબ મહીમા જ બતલાવે.**

પ્રભુની અગમ્ય ઘટનાનો પાર કોઇ પામી શકયું નથી. ક્ષણે ક્ષણે ન ધાર્યા એવા બનાવો નજરે જોવામાં આવે છે. કલ્પનામાં પણ ન હોય એવા સંયોગો અણધાર્યા ઉપસ્થિત થાય છે. એક પછી એક મંકોડો પરોવાતાં લાંબી સાંકળ બને છે. જીવનની સાંકળ પણ એવી જ રીતે સાક્ષી બને છે. એક કાર્ય પુરૂં થયું કે બીજું કાર્ય તેની મેળે આવે છે મનુષ્યની ધારણા હોય છે તેનાથી કેટલીક વખતે ઊલટું જ બની જાય છે. પ્રસંગવસાત આ લેખકની જીવન પોથીમાંથી આને મળતો એક પ્રસંગ લખવો જરૂર જણાય છે. આ લેખકની બાળપણની ઇચ્છા કાંતો વકીલ થવું અથવા ડોકટર થવું એવી હતી. એને માટે કેટલીક તૈયારીઓ પણ કરી રાખેલી. છતાં બન્યું ઊલટું. ન વકીલ થવાયું કે ન ડોકટર કે વૈદ્ય થવાયું ! સ્વપ્નમાં પણ નહોતું એવું સાહિત્ય અને સમાજ સેવાનું ક્ષેત્ર મળ્યું. સને ૧૯૧૪માં ધ્રાંગધ્રાં રાજસાહેબનાં જન્મોત્સવ પ્રસંગે ગયેલ ત્યાં વડોદરાથી "હિંદ વિજય" સાપ્તાહિક, પત્રના મેનેજર આવેલા, તેનો મેળાપ

ગાર્ડન પાર્ટીમાં થયો, પૂર્વનો યોગ સધાયો. તેઓ વડોદરે લઈ ગયા. અને પત્રના સબ એડીટરનું સ્થાન આપ્યું. આ કાર્યનો બીલકુલ અનુભવ નહોતો, છતાં તેનો નિષ્ણાત હોઉં એ રીતે કાર્ય ઉપાડી લીધું. કેવી પ્રભુની અનહદ કૃપા! એક કવિએ કહ્યું છે કે, "મન તું શિદ કલ્પના કરે, ધાર્યું ધરણીધરનું દરે" એ પ્રમાણે થયું. બાપુજીના જીવનમાં પણ આવો પ્રસંગ બન્યો.

બાપુ બેરીસ્ટર થઈને સ્વદેશ આવ્યા ત્યારે, માતાના અવસાનના સમાચાર સાંભળ્યા અને બાપુને તિવ્ર આઘાત થયો. અભ્યાસમાં ખલેલ પહોંચે અને પરદેશમાં મનને ઉદ્વેગ થાય એ હેતુંથી આ સમાચાર આપ્યા નહોતા. માતા ઉપર પૂર્ણ પ્રેમ હતો. બાપુ પોતે લખે છે કે "પિતાના મૃત્યુથી જેટલો આઘાત પહોંચ્યો તે કરતાં વિશેષ આઘાત માતાના મૃત્યુના સમાચાર સાંભળીને થયો હતો. અનુભવ પણ એજ કહે છે-માતા એ તો માતા! પિતા ભલે હોય પણ માતા પ્રેમનું સુખ અલૌકિક જ છે. માતૃ-વિહુણા બાળકો નોધારા ગણાય છે. માતા એટલે શક્તિ. શક્તિનો પ્રભાવ અનેરો છે. બાપુજીને નહોતા પિતા કે નહોતાં માતા. એટલે સાંસારીક મુંઝવણનો પાર રહ્યો નહિ. ગમે તેટલો અનુભવ હોય, ગમે તેટલું જ્ઞાન હોય, ગમે તેટલી સંપત્તિ હોય, ગમે તેટલા કુટુંબિજનો હોય, ગમે તેટલી ઉંમર હોય, તો પણ માતાપિતાની ખોટ તો અનિવાર્ય જ ગણાય.

બાપુજી આધ્યાત્મિક જ્ઞાનના અભ્યાસી હતા. વિલાયતમાંથી ગીતા જ્ઞાન મેળવ્યું હતું. તેને જીવનમાં ઉતારવાની કર્તવ્યપરાયણતા શરૂ કરી હતી. બાપુજીનું મન આ વખતે ત્રણ કાર્યોમાં ગુંથાયેલું હતું. એક તો સત્યધર્મની શોધ, બીજું સાત્વિક ખોરાક અને ત્રીજું વકીલાતની ગોઠવણ. પહેલા બે પ્રયોગો દૈવી હતા જ્યારે ત્રીજો પ્રયોગ દુન્યવી હતો. દૈવી ભાવનાવાળા મનુષ્યો દૈવી સંપતિને જલદીથી સાધ્ય કરી શકે છે. બાપુજીએ પણ પહેલા બે પ્રયોગો તો સાધ્ય

કર્યાં. પણ ત્રીજો પ્રયોગ બાપુજી માટે અસાધ્ય હતો. કારણ કે વકીલાતના ધંધામાં સત્યનેજ સ્થાન ઓછું હોય છે. ઓળખાણ પીછાણ વધારવી જોઈએ અને ગમે તેવા મનુષ્યોની ખુશામત પણ કરવી જોઈએ. સત્યપ્રિય બાપુજીથી આ કેમ બને? તેમાં તેઓ નિષ્ફળ નિવડયા.

ભાવિ યોગ નિર્માણ હોય તે મિથ્યા કેમ થાય? સતસંગના અભ્યાસીને સંતસંગ મળી રહે **यादृशी भावना सिद्धिर्भवति तादृशी** જેવી ભાવના હોય તેવી સિદ્ધિ પ્રાપ્ત થાય છે આધ્યાત્મિક જ્ઞાનના અભ્યાસી બાપુજીને આધ્યાત્મિક મહાપુરૂષનો મેળાપ થયો. આ સમયે મોરબીમાં રાજચંદ્ર પોતાના આધ્યાત્મિક જ્ઞાન વડે જનતામાં પૂજ્ય થઈ પડયા હતા. જેમ ચંપાની સુગંધ દૂર દૂર જઈ પહોંચે છે અને મનુષ્યોના હૃદયો આકર્ષે છે તેમ શ્રીમદ્ રાજચંદ્રનું જીવન પોતાની જ્ઞાન સૌરભને પ્રસરાવતું લોકોના દિલ જીતતું હતું. તેઓ જાતે વણિક હતા. ઉંમર માત્ર પચ્ચીસ વર્ષની હતી. છતાં પૂર્વ ભવના યોગે તેઓ મહાન જ્ઞાની ગણાયા હતા. બાપુજીએ તેમની પ્રસંશા સાંભળેલી અને યોગ આવતાં તેમનો મેળાપ થયો. બાપુજી પોતે લખે છે કે " હું તેમને કુતુહલથી મળેલો, પણ પ્રથમ પરિચયમાં મને જણાયું કે **પ્રગટ હારે દેખું રે** એવો એ આત્મા છે." શ્રીમદ્ રાજચંદ્ર સતાવિધાની એટલે એક સાથે સો પ્રશ્નોના જવાબ આપી શકે. શ્રીમદ્ રાજચંદ્રની જ્ઞાન ચારિત્રયની પ્રસંશા એટલી બધી આગળ વધેલી હતી કે તેઓએ ગુજરાતમાં આણંદ પાસે અગાસમાં આશ્રમ સ્થાપ્યો. ત્યાંથી જ્ઞાન પ્રવાહ મહીસાગરના વહેતા નિર્મળ પ્રવાહની માફક સારાયે ચરોતરમાં પ્રસર્યો. બાપુજીને તેમના આધ્યાત્મિક જ્ઞાનની સારી સહાયતા મળી. જ્યારે જ્યારે બાપુજી ગુંચવણીમાં પડતા ત્યારે ત્યારે શ્રીમદ્ રાજચંદ્રની સલાહ લેતા. બાપુજી અને શ્રીમદ્ રાજચંદ્ર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર બહોળો છે જેમાંનો કેટલોક ભાગ નવજીવનમાં બાપુજીએ પ્રસિદ્ધ કરેલો છે. દત્તગુરૂએ

જેમ ચોવીસ ગુરૂઓ કર્યા હતા તેમ બાપુજીના ગુરૂ તરીકે ત્રણ મહાપુરૂષોને માની શકાય. સત્યાગ્રહી સોક્રેટીસના જીવનમાંથી સત્યની શોધ બાપુએ કરી હતી. રાજકીય પ્રકરણમાં સાચા દેશસેવક ગોખલેજીનું જ્ઞાન મેળવ્યું હતું અને આધ્યાત્મિક વિષયમાં શ્રીમદ્ રાજચંદ્રની સલાહ સ્વીકારી હતી. બાપુજીએ પોતે પણ પોતાના જીવનલેખમાં આ ત્રણે મહાપુરૂષોમાં પોતાના જીવનના ચાર માર્ગદર્શક જણાવ્યા છે. અંધારામાંથી અજવાળામાં લઈ જાય તે ગુરુ, ગુરુથી કોઈ મોટો નથી. યોગેશ્વર કૃષ્ણે, અને રાઘવકુળ દિપક રામચંદ્રે પણ સાંદિપની અને વિશ્વામિત્ર પાસેથી શિક્ષણ મેળવ્યું હતું શાસ્ત્રકારોએ બ્રહ્મા, વિષ્ણુ અને શંકર કરતાં પણ ગુરુને ઉચ્ચપદ આપ્યું છે.

કુદરત શું કાર્ય કરી રહી છે તેની કલ્પના કોઇને આવતી નથી. આ વખતે બાપુની ઉંમર ચોવીસ વર્ષની હતી. ર દેશસેવા માટે તેમની ઇચ્છા ગમે તે હો પણ ઈશ્વરી પ્રેરણા જુદી જ હતી. આપણે અગાઉ લખી ગયા તેમ ઘણા સૌરાષ્ટ્રવાસીઓ નોકરી ધંધાર્થે આફ્રીકા જઈ વસ્યા હતા. પરંતુ ત્યાં તેનો બીલકુલ અવાજ નહોતો. ત્યાંની બીજી પ્રજા અને ખાસ કરીને ગોરી પ્રજા હીંદીઓ તરફ તિરસ્કારની દષ્ટિએ જોતી હતી. બ્રિટીશ પ્રજાએ હિંદમાં આવી વેપારની શરૂઆત કર્યા પછી રાજખટપટમાં માથું માર્યું અને ભારતને પરાધીન બનાવ્યું. એ રીતે દક્ષિણ આફ્રિકામાં પણ બ્રિટીશરોએ પગપેસારો કરી રાજસત્તા મેળવી હતી. આફ્રિકાના મૂખ્યવતનીઓ હતા મજબુત પણ કેળવણી વગરના. વ્યવસ્થા, કેળવણીના અભાવે અવ્યવસ્થિત અજ્ઞાન અને અભણ લોકો ઉપર સત્તા જમાવી શકાય છે. બ્રિટિશરોએ જ્યાં જ્યાં સત્તા જમાવી છે ત્યાં ત્યાં આ જ પદ્ધતિ અંગીકાર કરી છે. આફ્રિકામાં હિંદુઓને સમાન હક્ક મળે તો ગોરા અમલમાં વિઘ્ન આવે તે હેતુથી કોઈ સ્થાને બ્રીટીશરો પ્રજાપ્રજા વચ્ચેની સમાનતા સાચવી શકયા નથી. હિંદમાં પણ આખર સુધી

હિંદીઓને મોટા હોદ્દા આપતા અચકાયા છે. આફ્રિકાની દશા બહુ જુદી હતી. હિંદીઓમાં પણ કોઇ પણ જાતનું સંગઠન નહોતું. જુદા જુદા વાડાઓ બંધાયા હતા. કાયદાનું જ્ઞાન તો હોય જ શેનું ? માત્ર કમાવા ગયેલા એટલે માન અપમાનની પરવા ઓછી હતી. અપમાન થતાં તે પણ મૂંગે મોઢે સહન કરતા હતા. આ બધું ઈશ્વર કેમ સાંખી શકે ? હિંદીઓની આ દશા સુધારવા અને વસવાટના સમાન હક્કો મેળવવાની ઝૂંબેશ ઉડાવનાર કોઈ પણ માર્ગદર્શક પ્રાધાન્ય પુરૂષની જરૂર હતી. એને માટે કેમ જાણે પરમાત્માએ બાપુને નિર્માણ કર્યા હોય એવું બન્યું. આફ્રિકામાં વસેલા એક મેમણ પેઢીનો મોટો કેસ ચાલતો હતો. આ કેસમાં રોકાએલા મુખ્ય વકીલની સાથે કામ કરવા ચાલાક વકીલની જરૂર હતી. આ સોનેરી કળશ બાપુને માથે ઉતર્યો. બાપુને આફ્રિકા લઈ જવા પેઢીવાળા તરફથી માંગણી થઈ. બાપુ નહોતા જાણતા કે ગુજરાત મને દૂર મોકલે છે તે ભવિષ્યના ભલા માટે. આફ્રિકા બાપુને નોતરી રહ્યું હતું, એ આફ્રિકાની રાજવ્યવસ્થાનો અંધારપટ દૂર કરવા માટે, બાપુના સેવાકાર્યની જ્યોતિ જાગ્રત કરવા માટે, બાપુના કાર્યક્ષેત્રને વિશાળ બનાવવા માટે. બાપુએ આમંત્રણ સ્વીકાર્યું અને આફ્રિકા ગયા. સને ૧૮૯૩માં કેસમાં બાપુજીની કાર્યકુશળતા પુરવાર થઈ. ત્યાંની પરિસ્થિતિનો બાપુજીને અનુભવ થયો. હિંદીઓની અપમાનીત દૂર-દશા જોઈ બાપુને ઘણો ખેદ થયો.

ત્યાંની હિંદી પ્રજામાં નહોતું કોઈ જાતનું સંગઠન કે નહોતી પ્રજાકીય ભાવના. કેસ પૂરો થયો. બાપુને હિંદમાં આવતાં અગાઉ માનપત્ર આપવાનો મેળાવડો થયો. એ વખતે એક વર્તમાનપત્રને ખૂણે "નાતાલની ધારાસભામાં હિંદીઓને મત આપવાનો અધિકાર આપવામાં નહિ આવે" એવી મતલબનો છપાયેલો ફકરો બાપુએ વાંચ્યો. બાપુને ઘણું દુઃખ થયું. બીજાઓને ફકરો વંચાવ્યો અને તેની મતલબ સમજાવી. આ ઉપરથી ત્યાં વસતા હિંદીઓએ બાપુને

રોકાવા આગ્રહ કર્યો અને તેઓ બાપુની આગેવાની નીચે બાપુ કહે તેમ કરવા તૈયાર થયા. પ્રજાકીય સેવાનું બાપુનું કાર્ય આફ્રિકામાં આ ક્ષણથી જ શરૂ થાય છે. સત્યની શોધનું પરીણામ અને અહીંસાનું શુદ્ધ આચરણ પ્રાદુર્ભાવ આ ક્ષણથી જ કાર્યક્ષેત્રરૂપે અમલમાં મુકાય છે. સને ૧૯૧૫ માં બાપુજીએ સદાને માટે આફ્રિકા છોડી હિંદમાં વસવાટ કર્યો ત્યાં સુધીના બાવીસ વર્ષોનું બાપુના ઉજ્જવળ જીવનનું કાર્યક્ષેત્ર આફ્રિકા જ બની રહ્યું. હિંદુઓના સમાન હક્કની લડતનો આરંભ બાપુજીના હસ્તે તે દિવસથી જ શરૂ થયો અને અનેક આપત્તિઓ વેઠી તેની વિજયયશમાળા પ્રાપ્ત કરી ત્યાં સુધી બાપુજીએ આફ્રિકાને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું. કસ્તુરબાને પણ સેવા કાર્યની તાલીમ આપી, સહચરી બનાવ્યાં. પત્ની પતિનું અર્ધું અંગ ગણાય છે, સહધર્મચારિણિ ગણાય છે. પતિનો ધર્મ છે કે પોતે આરંભેલા કાર્યમાં પત્નીને ભાગીદારણ બનાવવી. પતિ ગમે તેવો ચાલાક હોય, કાર્યકુશળ હોય, બળવાન હોય છતાં પણ પત્નીના સહકાર વગર તે કદી પણ પોતાના કાર્યમાં સંપૂર્ણ યશ પ્રાપ્ત કરી શકતો નથી. બાપુજી આ વસ્તુ સમજતા હતા. જેમ રાજકીય પ્રકરણમાં પ્રજાનો સમાન હક્ક હોઈ શકે તેમ સંસારમાં સ્ત્રીઓનો પણ સમાન હક્ક હોવો જોઈએ એવો નિશ્ચય બાપુને થયો હતો અને તેથી જ તેઓ સ્ત્રીઓને સમાન હક્ક આપવા તૈયાર થયા હતા. પુરૂષોના કાર્યમાં સહકાર સાધ્યા સિવાય સ્ત્રીઓ સમાન હક્કની ભાગીદારણ બની શકે નહિ. તેમ સ્ત્રીઓનો સહકાર સાધ્યા સિવાય કાર્ય સિદ્ધ થઈ શકે નહિ. બાપુજીએ કસ્તુરબાને સમાન હક્ક આપ્યો હતો અને પોતાના કાર્યક્ષેત્રમાં સહકાર સાધવા બનતી તાલીમ આપી. કસ્તુરબાનું જીવન પણ બાપુજી જેવા મહાપુરૂષના સમાગમે સેવા-કાર્યથી દીપી રહ્યું. બાપુજીના હિંદમાં વસવાટ પછી કસ્તુરબાના સેવાકાર્યની જે પ્રતિતિ હિંદી પ્રજાને થઈ છે તે ન ભૂલી શકાય તેવી છે. કસ્તુરબાના સ્મરણાર્થે હિંદી પ્રજાએ જે લાખો રૂપીઆનું

ફંડ એકત્ર કરી ભારતની સ્ત્રી સુધારણા માટે જે યોજના અમલમાં મૂકી છે તે કસ્તુરબાની સેવાની યાદ હમેશાં આપ્યા કરશે.

બાપુ આફ્રિકા રોકાયા અને આફ્રિકાવાસી હિંદુઓનું જીવન ઘડતર ઘડવું શરૂ કર્યું. આફ્રિકાના હિંદીઓ ઉપરના કાળા કાયદા સામે બાપુએ અહીંસાત્મક સત્યાગ્રહ યુદ્ધના મોરચા માંડયા. આફ્રિકાના ગોરાઓ પોતાના સુખને સારૂં હિંદીઓને મજુર તરીકે લઈ જતા હતા એટલે ગિરમિટિયા ગુલામી પદ્ધતિ દાખલ કરવા માંડી, કારણ કે ગોરાઓ બીજી પ્રજાનું સુખ કે વિકાસ જોઈ શકતા નથી. કેમ જાણે પોતે જ દુનિયાના દેવ હોય અને સુખ સંપતિ ભોગવવાને સરજાયેલા હોય એવી જ તેઓની માન્યતા છે. બાપુજીએ હિંદીઓનું સંગઠન સાધવા માંડયું અને વિકાસ આરંભ્યો એ ગોરાઓથી ન સહન થયું. ગોરાઓએ પચીસ ટકાનો કર ગિરમિટિયા ઉપર લાધવાનો કાયદો કર્યો. આ કર રદ કરાવવા બાપુએ કમ્મર કસી ને સને ૧૮૯૩માં મેની બાવીસમી તારીખે નાતાલ ઈન્ડીયન કોંગ્રેસની સ્થાપના કરી. બાપુએ આફ્રિકા રહેવાનું નક્કી કર્યા પછી વકીલાતની સનંદ મેળવી હતી. પરંતુ આફ્રિકાવાસી હિંદીઓની સેવા કરવાની દેવી સનંદ કયારનીએ વિધિએ બાપુને આપી હતી. બાપુની લડતનો પ્રચાર ધીમે ધીમે આગળ વધ્યો અને આખા દક્ષિણ આફ્રિકામાં પ્રસર્યો. સત્યાગ્રહ દ્વારા લગભગ દશ હજાર મનુષ્યોને જેલમાં જવું પડયું. સેંકડો મનુષ્યોને હક્ક મેળવવાની ખાતર ગોળીઓના ભોગ બનવું પડ્યું. બાપુની ખરી યુવાવસ્થાનો સમય અને સેવાની કસોટીનો સમય આફ્રિકામાં વિતેલો હોઈ તેની ખરી ખૂબી આફ્રિકા જાણી શકે. હિંદી સરકાર આફ્રિકાવાસી ગોરાઓની હતી એટલે બનતી સગવડતા તેમને મળતી હતી. બાપુની સત્યાગ્રહની લડતના પરિણામે પચ્ચીસ ટકા કરને બદલે હિંદી સરકારે ત્રણ ટકા કર કર્યો હતો. તેમાં પણ અંતે વિજય મળ્યો. પરદેશ ભૂમિમાં પરદેશી સત્તાધીશોની સામે સમાન હક્કો પ્રાપ્ત કરવાને બાપુજીને બાવીસ વર્ષ સુધી જે

પરિશ્રમ ઉઠાવવો પડયો છે તે વર્ણવી શકાય તેમ નથી. આફ્રિકાની સત્યાગ્રહની લડતના સંબંધમાં બાપુજીએ પોતે જ બે ભાગમાં પુસ્તક બહાર પાડેલ છે. તેમાં ઘણા જાણવા જેવા પ્રસંગો આપેલા છે. સ્વલિખિત જીવન ચરિત્રમાં પણ બાપુએ આફ્રિકાના પ્રસંગો વિગત વાર આપ્યા છે. એકંદરે આ લડત દૈવી અને દાનવી એમ કહીએ તો પણ અંતે વિજય તો દેવોનો થાય છે. સત્યની સામે કોઈપણ ટકી શકયો નથી. જગત સત્યને આધારે ટકી રહ્યું છે–જો કે સત્યની ખાતર અનેક સંકટો સહન કરવાં પડે છે. હરિશ્ચંદ્રનું સત્ય મુકાવવા વિશ્વામિત્રે મહાન આફતો નાખી પણ સત્યવાદીએ સત્ય ન જ મુકયું. સત્યનો પ્રભાવ અલૌકિક છે. એ જ સત્યવડે બાપુજીએ પોતાના જીવનનો દિગવિજય કર્યો છે.

સને ૧૮૯૬ માં બાપુ હિંદમાં આવ્યા. આફ્રિકાની લડતથી હિદ બાપુને જાણતું થઇ ગયું હતું. તેમાં રાજકોટ આવ્યા બાદ આફ્રિકાના હિંદુઓ વિષે બાપુએ એક પુસ્તક લખ્યું તે ઉપર વર્તમાનપત્રોએ નોંધો લખી ખુબ પ્રચાર થયો. હિંદુપ્રજામાં બાપુજીનું નામ આગળ આવ્યું. આફ્રિકાના ગોરા શ્રીમંતો બહુ જ ખીજવાયા, કારણ કે બાપુએ આખી દુનિયામાં તેનો ફજેતો કર્યો હતો. આ વખતે રાજકોટમાં પ્લેગ ચાલતો હતો. રાજકોટના સાફસૂફીનું કાર્ય બાપુએ ઉપાડયું. કેટલી હૃદયની નિર્મળતા અને કેટલો ઊંચો સેવાભાવ! બાપુએ આફ્રિકાના પ્રચાર માટે હિંદના મોટા શહેરો અને આગેવાનોની મુલાકાતો લેવી શરૂ કરી. મુંબઇમાં સર ફિરોજશાહ મ્હેતા, ન્યાયમૂર્તિ રાનાડે, વિગેરેને મળ્યા. જનતાને જાણ કરવા બાપુજીએ જાહેર વ્યાખ્યાન આપ્યું. સર ફિરોજશાહ મહેતા ઘણા ખુશ થયા. પુનામાં કેસરી પત્રના અધિપતિ કાર્ય કેસરી તિલક મહારાજને મળ્યા. ઘણો સંતોષ થયો. ફરગ્યુસન કોલેજમાં સેવાભાવી ગોખલેજીને મળ્યા. ત્યાગવૃત્તિએ, ફરગ્યુસન કોલેજ અને સર્વન્ટ ઓફ ઈન્ડીયા સોસાયટીના પિતામહ ગોખલેએ રાજકિય પ્રકરણમાં

દેશની જે સેવા કરી છે તે ગોખલેજીની અમર યાદગીરી છે ગોખ-લેજીનું નામ બાપુએ સાંભળ્યું હતું. પ્રથમ પરિચયમાં પૂર્વના પરિચિત હોય એવો ઉલ્લેખ બાપુજી પોતે જ કરે છે. સંસ્કૃત સાહિત્યના ભંડારરૂપ ભંડારકરને મળ્યા. ત્યાંથી મદ્રાસ અને કલકત્તા ગયા. બંગાલી સિંહ સુરેંદ્રનાથ બેનરજીને કલકત્તામાં મળ્યા. આફ્રિકાની પરિસ્થિતિથી સૌ કોઈ વાકેફ થયા અને બાપુજી પ્રત્યે સર્વનો ચાહ વધ્યો. કાર્યદક્ષ મહાપુરૂષો જીવનની એક પળ પણ ખાલી જવા દેતા નથી. જ્યાં જ્યાં જેવો સમય મળે ત્યાં ત્યાં તેનો ઘટતો ઉપયોગ કરી લે છે. બાપુજી સ્ટીમરમાં હોય કે રેલગાડીમાં હોય, ઘોડાગાડીમાં હોય કે બળદગાડીમાં હોય, પગે ચાલતા હોય કે મંડળીમાં બેઠા હોય, ઘરમાં હોય કે ફરવા ગયા હોય જ્યાં હોય ત્યાં પ્રાસંગીક વાર્તાલાપથી બાપુજી માનવ જીવનનું કાર્યક્ષેત્ર સમજાવતા, પ્રત્યક્ષ સેવાકાર્ય કરી સેવાની ભાવના ઉત્પન્ન કરતા અને સૌનો ચાહ મેળવતા. હિંદના વધતા જતા વિદેશીય પહેરવેશનો મોહ જોઇ બાપુનું હૃદય ખિન્ન થયું.

લોકોને સન્માર્ગે દોરવા બાપુએ પોતાની લેખિનિને કસવા માંડી. હિંદુસ્તાનનો પ્રવાસ કરી બાપુએ આફ્રિકાના પ્રશ્નને હિંદનો પ્રશ્ન બનાવી દીધો. હિંદની સમર્થ ત્રણ વ્યક્તિઓના સંબંધમાં બાપુજી લખે છે કે સર ફિરોજશાહ મહેતા હિમાલયના જેવા હતા. શિખરે ચડવું મુશ્કેલ હતું. તિલક મહારાજ સાગર જેવા હતા. સાગરમાં ડુબવાનો ભય રહે અને ગોખલેજી ગંગા જેવા નિર્મળ હતા. પવિત્રગંગામાં સ્નાન કરીએ તો પાવન થઇએ. આથી ગોખલેજીના તેઓ ખાસ અનુયાયી બન્યા. ટુંક સમયમાં જ આફ્રિકાથી નોતરૂં આવ્યું. બાપુજી હિંદનું કામ સમેટી આફ્રિકા ઉપડયા. આફ્રિકાવાસી ગોરાઓનો રોષ બાપુજી ઉપર વધ્યો હતો. આથી બાપુજી અને તેના જહાજવાળાઓને આફ્રિકામાં ન ઉતરવા દેવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં ગોરાઓ ફાવ્યા નહિં. એટલે દરિયા કિનારે ઉભેલાં તોફાની ટોળાંએ બાપુજી ઉપર હુમલો કર્યો સત્ય અને અહીંસાના ઉપાસકને

મોતનો ભય હોતો નથી. તેઓ તો નિડરપણે પોતાનો માર્ગ વહન કરે છે. જહાજમાં બેઠેલા લોકોનો પ્રેમ બાપુએ મુસાફરી દરમ્યાન મેળવ્યો હતો. તેથી ઇશ્વરી પ્રેરણા મુજબ અણધારી સહાય બાપુને મળી. બાપુજી હુમલાખોરોથી બચી ગયા. તોફાની ટોળાના આગેવાન ઉપર ફરીયાદ કરવા બાપુને સૂચના થઈ. જેને શત્રુ અને મિત્ર સરખા હોય છે, જેનું હૃદય દયાથી ભરેલું હોય છે અને ક્ષમા જેના જીવનનું ભૂષણ છે એવા બાપુજી ફરીયાદ કરે ખરા ? આવી કસોટીઓ તો ભવિષ્યમાં ઘણી થશે એવું જણાવી પ્રભુના વિશ્વાસે પ્રસગને જતો કર્યો.

સને ૧૯૦૧ થી સને ૧૯૦૬ સુધીનો સમય બાપુજીના જીવનનો ખરેખરો મંથનકાળ હતો. બાપુજીને અનેક દષ્ટિએ કામ કરવાનું હતું. જગત જનતાની સેવામાં કૌટુંબીક કે બાળ બચ્ચાંની સેવા ન જ ભૂલાય. બાપુજીને સાદાઇ ગમતી હતી. ઘરમાં પણ સાદાઈ અને ચોખ્ખાઈ રહે એવી કાળજી રાખતા હતા. બચ્ચાંઓને કેળવણી આપવી અને સંસ્કારી બનાવવા એ એમનું ધ્યેય હતું. આજકાલ જનસેવા કરનારાઓ ઘર સેવાને ભૂલી જાય છે. પત્ની અને બાળકોને પોતાના વિચારો અને વર્તનવાળા બનાવવા એ મુખ્ય પુરૂષનું કર્તવ્ય છે. ઘરનો ખરો શિક્ષક મુખ્ય પુરૂષ છે. બાપુજીએ ગૃહ શિક્ષક તરીકે જે ઉત્તમ કાર્ય કર્યું છે તેનું પરિણામ આપણે નજરે જોઇએ છીએ. બાપુજીના પત્ની કસ્તુરબા અને પુત્ર દેવીદાસ તથા રામદાસ બાપુજીને પગલે ચાલી જગતને અનુકરણિય બન્યા છે. પરમ તત્વની શોધમાં તો બાપુજી હમેશાં નિમગ્ન જ રહેતા હતા. તત્વજ્ઞાનના અભ્યાસીઓને આત્મચિંતવન કરવાની સાથે પ્રભુમય જીવન ગુજારવું પડે છે. પ્રભુમય જીવનમાં સેવા ધર્મ વિશાળ હોય છે. બાપૂનું સંસ્કારી કાર્ય આગળ વધતું જતું હતું તેમ કાર્યક્ષેત્રની જવાબદારી પણ વધતી જતી હતી. સેવા કાર્ય તો એટલું બધું આગળ વધેલું હતું કે માંદાની માવજત કરવામાં બાપુજી પ્રભુ સેવા

માનતા હતા. સાકાર સ્વરૂપે દેવમંદિરોમાં પધરાવેલા દેવોની સેવા કરતાં જીવ રહસ્ય આત્મજ્ઞાનીઓએ માનેલું છે. એક દિવસ બાપુજી રગતપિતિયાને ઘેર લઈ આવ્યા. રગતપિતિયાના ચેપથી લોકો ભડકી ઉઠે છે. સરકારે અને સુધરેલાઓએ રગતપિતિયા માટે વસ્તીથી દુર આશ્રમો બાંધેલા છે. મોતનો ભય કેવો ભયંકર છે! જન્મવું અને મરવું એતો કુદરતાધિન છે. તેમાં એક ક્ષણનો પણ ફેરફાર કરવાની કોઇની તાકાત નથી. બાપુજીએ રગતપિતિયાને માટે ઘરને આશ્રમ બનાવ્યું એ ઘરના માણસોને ગમે ખરૂં? કચવાટ વધ્યો, પણ બાપુજીના દૃઢ નિશ્ચયે સૌ શાંત થયા. કેવું ઉમદા સેવાભાવી હૃદય! બાપુના જીવનની ખરી કસોટી સને ૧૯૦૬માં થઇ. પિતાના મૃત્યુ સમયથી જ બ્રહ્મચર્યવ્રતના પાલન ઉપર વિચારશીલ બનેલું બાપુનું હૃદય અભ્યાસી તો બન્યું જ હતું. સને ૧૯૦૧થી તેના સંકલ્પો દૃઢ થવા લાગ્યા હતા. ૧૯૦૫માં તેની ઇતિ સમાપ્તિ થઈ. બાપુજીએ માન્યું કે સેવા કરવી હોય તો ત્યાગ અને બ્રહ્મચર્યવ્રતની સાથે વાનપ્રસ્થજીવન ગાળવું જોઈએ. ભાવિ જીવનમાં બ્રહ્મચર્યવ્રત પાળવાની પ્રતિજ્ઞા બાપુજીએ લીધી. ખરા યોગી બન્યા, આત્મસંયમી બન્યા, જિતેન્દ્રિય બન્યા. દ્રશ્ય નાટકના ત્રણ અંકની જેમ બાપુજીના જીવનનો ત્રીજો અંક ચાલુ થયો. બેરીસ્ટર થયા સુધીનો પહેલો અંક કહેવાય. પછીના પંદર વર્ષનો બીજો અંક ત્રીજા અંકમાં બાપુજીએ જીવનમુક્તિનો માર્ગ ગ્રહણ કર્યો અને તેમાં વિજય મેળવ્યો. પત્નીના સહકાર વગર આવો વિજય મેળવવો મુશ્કેલ છે. કસ્તુરબા સાથે બાપુજીએ ચર્ચા કરી અને કસ્તુરબા સમર્થ થયાં. જોકે બાપુજીને આ પ્રતિજ્ઞા અઘરી તો લાગેલી પણ જ્યાં દૃઢ સંકલ્પ હોય ત્યાં વિજય જ થાય છે અને વ્રતનું ખરૂં રહસ્ય પાછળથી જ સમજાય છે. બાપુજી પોતે લખે છે કે, "બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા લીધા પછી મેં જે આત્માનંદ અનુભવ્યો છે તે પ્રતિજ્ઞા પહેલાંના સમયમાં કદિ પણ અનુભવ્યો ન હોતો. બ્રહ્મચર્ય એટલે બ્રહ્મદર્શન." કેવો અગાધ બ્રહ્મચર્યનો મહિમા છે. હનુમાન, મકરધ્વજ,

ભીષ્મપિતામહ વગેરે નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનારાઓના જીવનો જોઈએ છીએ ત્યારે તેનો ખરો પ્રભાવ જણાય છે. લોકૈષ્ણા, વિત્તૈષ્ણા અને પુત્રૈષ્ણા આ ત્રણે તૃષ્ણાનો ત્યાગ કરે ત્યારે જ બ્રહ્મચર્યવ્રતની ખરી કિંમત અંકાય. બાપુજી તો સત્યની શોધમાં જ હતા. તેમણે જીવનના ત્રીજા ક્રમમાં આ બધું ત્યાગ્યું અને સમાજને સેવાવૃત્તનું ઉત્તમ શિક્ષણ આપ્યું.

બાપુજી જોહાનિસબર્ગમાં રહેતા હતા અને વકીલાત પણ ત્યાં કરતા હતા. જ્યારે બોઅર બળવો થયો ત્યારે બાપુજીને તેમાં ભાગ લેવાની ઈચ્છા થઈ. સાથીઓ સાથે મસલત કરી. ઘણા સાથીઓને બાપુજીનું પગલું રૂચ્યું નહિ. સત્યાગ્રહી બાપુજી પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. મુશ્કેલી ઘણી હતી. તેની પણ દરકાર ન કરી. પહેલાં તો જોહાનિસબર્ગનું ઘર બદલવું પડયું. પોતાના કુટુંબને ફીનીક્સમાં વસાવ્યું કેટલાક સાથીઓ સાથે બાપુજી લડાયક સોલ્જર બન્યા. માત્ર દોઢેક મહીનો આ કાર્ય કરવું પડયું. તેમાં બાપુજીની હિંમત અને મરદાનગી જણાઈ આવી.

મૃત સ્થિતિ ભોગવતી પ્રજાને ચેતનવંતિ બનાવવા માટે કાર્ય કરતાએ અનેક દૃષ્ટિએ કાર્ય કરવું પડે છે. પોતાના વિચારોના પ્રચાર માટે, સંગઠ્ઠન સાધવા માટે અને આવશ્યક આંદોલનો ફેલાવવા માટે જુદા જુદા પ્રયોગો કરવા જોઈએ ફીનીક્સમાં બાપુએ પ્રયોગ શાળા સ્થાપી હતી. તે દ્વારા માનવજીવનનું ઘડતર ઘડાતું હતું. બીજી દૃષ્ટિએ જુદી જુદી સંસ્થાઓ સ્થાપી તે દ્વારા ભાન ભૂલ્યા ગોરાઓનું ભાન ઠેકાણે લાવવાના પ્રયાસો થતા હતા. ઈન્ડીઅન ઓપીનિયન નામનું વર્તમાન પત્ર કાઢી પ્રજાના વિચારોનું પરિવર્તન કરાતું હતું. જરૂર પડતાં ઇંગ્લંડ અને હિંદ આવી જોઇતો સહકાર મેળવવાનો હતો. ગોખલેજી જેવાને આફ્રિકા લઇ જઈ ગોરાઓને મહાત કરવાના પ્રયાસો કરવામાં આવ્યા હતા. પુસ્તકો દ્વારા પોતાના વિચારોનું પ્રજાકિય

દષ્ટિએ સમર્થન કરી પ્રજાને કેળવવામાં આવતી હતી. એકંદરે આફ્રિકાના આ બાવીસ વર્ષના વસવાટમાં હિંદી પ્રજાને ચેતનવંતિ બનાવી સમાન હક્ક મેળવવાને તૈયાર કરી.

સને ૧૯૦૧માં બાપુજી હિંદ આવેલા તે વખતે કલકત્તા કોંગ્રેસની બેઠકમાં બાપુજીએ પહેલ વહેલી હાજરી આપેલી. આ સમયે ગોખલેજી સાથે એક માસ રહ્યા અને તેમની પાસેથી રાજકારણનો અભ્યાસ કર્યો. મુંબઇ આવી વકીલાત શરૂ કરી હતી. પણ "આદર્યા અધવચ રહે અને હરિ કરે સો હોય" એક કથનાનુસાર આફ્રિકાનું અધુરૂં કાર્ય પુરૂ કર્યા વગર આફ્રિકા બાપુજીને કેમ છોડે? સને ૧૯૦૨માં તક આવવાથી બાપુજી પાછા આફ્રિકા ગયા અને ત્યાંની હિંદી પ્રજાના નેતા બન્યા અને હિંદી વિરોધી જે કાયદો કરવામાં આવ્યો હતો તે રદ કરાવવા ભગીરથ પ્રયત્ન શરૂ કર્યો. સને ૧૯૦૪માં રસ્કિનનું લખેલું અન્ટુ ધી લાસ્ટ વાંચ્યું તેમાં લખેલી ઉચ્ચ ભાવનાઓ તરફ લક્ષ દોરવાયું અને તેના અનુવાદરૂપી સર્વોદય છપાયું. સર્વોદયમાં સર્વનો ઉદય કઇ રીતે થઇ શકે એ ભાવનાઓ અને ભાવનાઓ પૂર્ણ કરવાના માર્ગો સુચવવામાં આવ્યા છે. તેમાં બાપુજીએ પોતાના આત્માનું ખરેખર દિગદર્શન કરાવેલું છે. આ પુસ્તક વાંચ્યા પછી સર્વ કોઈ બાપુજીને દૈવી આત્મા તરીકે માનતા. ઈન્ડીયન ઓપીનીયન આ સાલમાં ચાલુ કર્યું હતું અને એ દ્વારા હિંદી પ્રજાની વ્યાજબી લડત દુનિયા સમક્ષ મુકવા સાથે પ્રજામત કેળવવા માંડયો. આ યુગમાં કોઈ પણ કાર્ય કરવું હોય તો તેના આંદોલન માટે વર્તમાન પત્રોની પહેલી જરૂર પડે છે.

સને ૧૯૦૭માં પ્રજા સેવા માટે બાપુજીએ વકીલાતનો ધંધો છોડયો. બાપુજીના જીવનકાર્યની ખરી કસોટીનો સમય સને ૧૯૦૭થી જ શરૂ થાય છે. સત્યાગ્રહનો અહિંસાત્મક રણયજ્ઞ ૧૯૦૭થી જ ચાલુ થયો અને તે ઉત્તરોત્તર અડધા દાયકા સુધી ચાલુ રહ્યો. જ્યાં નેતા

શુરવીર હોય તેનું સૈનિકદળ પણ શુરવીર જ હોય છે. શ્રદ્ધા, પ્રેમ, વ્યવસ્થા અને કાર્યદક્ષતાનું સંગઠન સધાયું હોય ત્યાં પરિણામે સ્વરાજ મળે છે. બાપુજીને અને તેના સૈનિકદળને સંકટો તો ઘણાં સહન કરવાં પડયાં છે. તેનું યથાર્થ વર્ણન બાપુજીએ પોતેજ પુસ્તકો દ્વારા પ્રસિદ્ધ કર્યું છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પહેલું વાંચન, પછી મનન, પછી નિદિધ્યાસન થાય છે. બાપુજીનો જીવનક્રમ આ જ પ્રણાલિકાએ ચાલતો હતો. વિચાર વિનીમય પછી જ તેઓ કાર્યને અમલમાં મૂકતા હતા. ગમે તેવા મહાન કાર્યોમાં રોકાયેલા હોય છતાં બાપુજીનું મન તો આત્મવિકાસ અને સત્યની શોધમાં તલ્લીન રહેતું હતું. તેનો યથાર્થ લાભ બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા લીધા પછીના વર્ષોમાં બાપુજીને મળ્યો હતો એવુ બાપુજી પોતે લખે છે. કચવાતે મને સાથીઓએ હર્ષ ભરી વિવિધ પ્રકારની કિંમતી ભેટોથી બાપુજીને વિદાય આપી, કારણ કે આફ્રિકામાં આદરેલી લડાઇનો વિજય ભર્યો અંત આવી ગયો હતો અને એ સોનેરી કળશના સદભાગી બાપુજી બન્યા હતા. વિદાયગીરીમાં મળેલી ભેટો સત્યાગ્રહી બાપુજી કેમ સ્વીકારે ? પારસી રૂસ્તમજી અને બીજા પ્રતિષ્ટિત મિત્રોનું ટ્રસ્ટ કરી મળેલી ભેટો પ્રજા કલ્યાણને માટે તેમને સોંપી. મળેલી લાખોની ભેટોનો ત્યાગ કરવો એ કાંઈ ઓછો ત્યાગ નથી. સંસારમાં રહીને કુટુંબ પ્રત્યેની ફરજ બજાવનાર વ્યક્તિને આવો ત્યાગ કેમ સંભવી શકે ? દુનિયામાં મોહક વસ્તુઓ હોય તો ત્રણ છે--ધન, સત્તા અને કુટુંબ. આ ત્રણેનો ત્યાગ કરે એજ આદર્શ જીવનનો અધિકારી હોઇ શકે. બાપુજીએ આ ત્રણે વસ્તુઓનો ત્યાગ કર્યો છે. એથી બાપુજીને સાચા ત્યાગી કહી શકાય.

જેની ભાવના પૂર્ણ વૈરાગ્યવાન હોય તેજ ત્યાગી બની શકે છે. ત્યાગી અહિંસા અને સત્યના પરમ ઉપાસક હોય છે. એવા મહા પુરૂષોને મારૂં તારૂં હોતું નથી. તેમ સર્વ જગતને તે પોતામય જુવે છે અને આત્મસુખ અનુભવે છે.

द्वे पदे बंधमोक्षाय, निर्ममेति ममेति च ।
ममेतिबध्यते जन्तुर्निर्ममेति विमुच्यते ॥

(ઉ. ગી. ૨–૫૦).

અર્થાત કે:--મારૂં અને મારૂં નહિ એ બે પદ બંધન અને મોક્ષનું ખરૂં કારણ છે. મારૂં એ બંધન કરતા છે અને મારૂં નથી એમ જે કહેવું તે મોક્ષ આપનારૂં છે.

अहमेकमिदं सर्वमिति पश्येत् परं सुखम् ।
दृश्यते तत्खगाकारं खगाकारं विचिन्तयेत् ॥
सकलं निष्कलं सूक्ष्मं मोक्षद्वार विनिर्गतम् ।
अपवर्गस्य निर्वाणं परो विष्णुः समोव्ययः ॥
सर्वात्मा ज्योतिराकाशं सर्वभूताधिवासितम् ।
सर्वत्र परमात्मानं ब्रह्मात्मा परमात्मना ॥

(ઉ. ગી. ૩જો ૧૧–૧૨–૧૩)

અર્થાત કે:—સર્વ જગત હું સ્વરૂપ જ છે એવું માનનારા યોગી પરમ સુખી છે. આકાશ તરફ દૃષ્ટિ કરી સર્વ વ્યાપક પરમાત્માની આકાશરૂપ ભાવના કરવી. તે પરમાત્મા સુક્ષ્મમાં સુક્ષ્મ, પરિપૂર્ણ, નહિ વિભાગ થઈ શકે તેવો, મોક્ષને માર્ગે જ મેળવી શકાય એવો, સર્વમાં જ્યોતિ સ્વરૂપે વ્યાપેલો, પરમ ધામરૂપ, નાશ ન પામે એવો, સર્વમાં જ્યોતિ સ્વરૂપે વ્યાપેલો, પરમ ધામરૂપ, નાશ ન પામે એવો સર્વ પ્રાણી માત્રના હૃદયમાં વિરાજેલો છે. તેની પરમાત્મારૂપે સર્વત્ર ભાવના કરવી. પરમાત્મા એ બ્રહ્માત્મા છે અને બ્રહ્માત્મા એ જ પરમાત્મા છે. આવી ભાવના જેના હૃદયમાં હોય તે જ ખરો વૈરાગી છે. વૈરાગી એ ત્યાગી છે. ત્યાગી એ જ સત્યાગ્રહી છે. ત્યાગની ભાવના કેળવ્યા સિવાય સત્યાગ્રહ થઈ શકતો નથી અને સત્યાગ્રહ વગર કાર્યસિદ્ધિ થઇ શકતી નથી. બાપુજીએ સંસારમાં રહીને, વ્યવહારમાં રહીને. કુટુંબમાં રહીને, પત્ની અને પુત્રો સાથે રહીને, લાખો

મનુષ્યોના આત્મા બનીને લેશ પણ માન વગર ત્યાગવૃત્તિ મેળવી સર્વત્ર ઈશ્વરી ભાવના પ્રાપ્ત કરી છે. એજ એમના મહાન જીવનની વિશિષ્ટતા છે. પૂર્ણ આત્મજ્ઞાનની દષ્ટિએ, પૂર્ણ મુમુક્ષુની ભાવનાએ, સજાતિય ભાવના ત્યાગ કરી વિજાતિય ભાવનાને કેળવી સત્તા, માન અને અઢળક ધન સંપત્તિનો ત્યાગ કરી જે વિશ્વપ્રેમ પ્રાપ્ત કર્યો છે તે તેમના આત્મદર્શનની પ્રતિતિ છે. આવા મહાન પુરૂષો જ અહિંસાનો વિજય ધ્વજ ફરકાવી શકે છે. તે ધ્વજ બાપુજીએ ફરકાવી જગતની દષ્ટિએ દૈવી ચમત્કાર દર્શાવ્યો છે. તેથી જ અહિંસાના પયગંબર તરીકે બાપુજી સન્માનનિય છે. આફ્રિકાના કાર્યનો વિજય ધ્વજ ફરકાવી બાપુજી સને ૧૯૧૫માં કાયમને માટે હિંદ આવ્યા.

---

૧૩

# અહિંસાત્મક સત્યાગ્રહ

બેટ

**વિશ્વ વ્યાપક છે વિભૂ તો મારવાનું શું રહ્યું?**
**એથી અહીંસા, સત્ય સાચું શાસ્ત્રકારોએ કહ્યું.**
**સંસાર નરવર હિસતો છે સત્ય ઇશ્વર રૂપ જે,**
**રાચો અખંડાનંદ સાધી સત્ય આત્મ સ્વરૂપ એ.**

અહીંસા અને સત્યનો મર્મ તો દરેક શાસ્ત્રકારોએ સમજાવ્યો છે. મહાવીર ભગવાને કર્તવ્યમાં મૂકી સમજાવ્યો છે. પણ એ સમયને તો બે હજાર વર્ષો ઉપરના વહાણા વહાઈ ગયાં છે. બાપુજીએ આપણા અસ્તિત્વમાં અહીંસા અને સત્યનો હ્રદયભેદી પદાર્થપાઠ આપ્યો છે. વાંચવું સહેલું છે પણ કરવું અઘરૂં છે દેવોએ સમુદ્રમંથન કર્યું તો અમૃત પીવા મળ્યું. બાપુજીએ સત્યની શોધ કરી અહીંસાનું તત્વ શોધ્યું તો આત્મશાંતિ અને અમૃત્વ મેળવ્યું છે. સત્યને જાણે છે તો સૌ કોઈ, પરંતુ સત્યનું આચરણ તો કોઈ ભાગ્યશાળીઓ જ કરે છે. સ્ટીમરમાં બેસીએ તો સમુદ્ર તરાય, એરોપ્લેનમાં બેસીએ તો આકાશમાં ઉડાય, પગે ચાલીએ તો માર્ગ કપાય, આંબો વાવીએ તો અમૃત ફળ મળે, ભોજન કરીએ તો પેટ ભરાય. કાંઇ વાતો કર્યે કાર્ય સિદ્ધિ થતી નથી. બાપુજી વાંચેલું સમજીને અને વાતો કરીને બેસી રહ્યા

હોત તો તેમની જીવનજ્યોતિ ઝળકત નહિ, આફ્રિકાવાસી હિંદુઓના સમાન હક્કનું રક્ષણ થાત નહિ. હિંદી પ્રજામાં આવેલી જાગ્રતિ આવત નહિ અને હિંદને મળેલું સ્વરાજ્ય મળત નહિં. બાપુજીએ જે સત્ય શોધ્યું તેને જીવનમાં ઉતાર્યું, જનતાને જણાવ્યું, જાતે આત્મભોગ આપ્યો અને આત્મભોગ આપનારાઓને તૈયાર કર્યા. બાપુજી જેવા કાર્યદક્ષી મહાપુરૂષ જગતમાં કેટલું પરિવર્તન કરે છે એ આપણી સમક્ષ જ બનેલું હોઈ, અત્રે જણાવવાની જરૂર નથી. સત્યની શોધમાં બાપુજીને લાગ્યું કે પ્રકાશ અંધકારનો નાશ કરે છે. સત્ય અસત્યને હંફાવે છે, નીતિ અનીતિનો ક્ષય કરે છે, પ્રેમ શત્રુતાનો નાશ કરે છે, ધર્મ અધર્મ ઉપર વિજય મેળવે છે. કષ્ટ તો સહન કરવું જ પડે. કષ્ટ એ પુરૂષાર્થ પ્રાપ્તીનું પ્રથમ પગથિયું છે. પુરૂષાર્થ ભાવિ પ્રારબ્ધને ઉત્પન્ન કરનાર છે. પ્રારબ્ધ ભોકતા મનુષ્યના સુખ દુઃખનું સાધન છે. બાપુએ પ્રતિજ્ઞાને બંધન રૂપ નથી માની, પણ આત્મ સ્વતંત્રતાનું સાધન માનેલ છે. વિષયાંધ મનુષ્ય વિષયમાં જ ભટકયા કરે છે અને લોક ભય રાખ્યા કરે છે, પણ વિષય નહિ કરવાનું વ્રત લેનારાઓને કોઈનો ભય હોતો નથી. તેઓ સ્વતંત્રપણે દરેક કાર્ય કરી શકે છે. સુરદાસે વિષયનું બન્ધન છોડયું તો કૃષ્ણના સખા ભક્ત બન્યા. તુલસીદાસે વિષય બન્ધન છોડયું તો અનન્ય રામભક્ત બની રામાયણ લખ્યું અને અમર થયા. બાપુજીને પણ વિષય ન કરવાની પ્રતિજ્ઞા પછી સત્યાગ્રહ કરવાનો યોગ આવ્યો અને સ્વતંત્રપણે કાર્ય કરી વિજય મેળવવાને ભાગ્યશાળી બન્યા.

ભાગવતમાં ધર્મનાં લક્ષણો જણાવ્યાં છે. તેમાં કહ્યું છે કેઃ-

**अहिंसा सत्य मस्तेयं शौचमिन्द्रिय निग्रह ।**
**दानं दया दमः शान्तिः सर्वेषां धर्मसाधनम् ॥**

અર્થાત કેઃ-અહિંસા, સત્ય, અસ્તેય ( ચોરી કરવી નહિ ) શુદ્ધિ, ઈંદ્રિયોનો કાબુ, દાન, દયા, દમ અને ક્ષમા એ બધાં ધર્મના

સાધન છે. બાપુજીએ પણ પોતાના જીવનવિકાસમાં આ દરેક સાધનોનો ઉપયોગ કરેલો છે. ઉપરોક્ત ધર્મ સાધનમાં અહીંસાને પ્રથમ જ સ્થાન આપેલું છે. તેમ બાપુજીએ પણ જીવન ધર્માચરણમાં અહિંસાને પ્રથમ સ્થાન આપ્યું છે. હાથીના પગલામાં દરેક જીવોના પગલાનો સમાવેશ થઇ જાય છે તેમ અહિંસાના પાલનમાં બધા ધર્મોનો સમાવેશ થાય છે. અહિંસા નહિ પાળનારો મનુષ્ય ધર્મનું કોઈપણ અંગ સાધ્ય કરી શકતો નથી. બાપુજીએ પોતાના જીવનકાર્યમાં વિજય પ્રાપ્ત કર્યો હોય તો અહિંસા ધર્મના સેવનથી જ. એક કહેવત છે કે, “ शठमप्रति शाठ्यं कुर्यात् ” શઠની સામે શઠ થવું જોઈએ. આવી માન્યતાવાળાઓ અહિંસાના રહસ્યને સમજતા નથી. કેટલાક એમ પણ કહે છે કે “ હણે તેને હણવામાં શો દોષ?” આ માન્યતા પણ જીવનને ઉંધે રસ્તે દોરવનારી છે. કોણ કોને હણે છે એ શબ્દોના રહસ્યને સમજીએ તો વેદ વાક્ય પ્રમાણે रुपो रुपौ प्रतिरुपोद्बम् પ્રકાશના કિરણો પ્રકાશ આપનારના જ છે. તેમ વિશ્વમાં ઉત્પન્ન થયેલા પ્રત્યેક રૂપો ઇશ્વરના પ્રતિબિંબ રૂપે છે. એટલે જ્યાં અભેદ્ય દૃષ્ટિ છે ત્યાં હણનાર પોતે જ હણાય છે. એવી પ્રતિતિ થાય છે. બાપુજીએ ઘણા સમય અને વિચારોને અંતે અહિંસાને પ્રાધાન્ય આપ્યું છે. અહીંસા વિષે બાપુજીએ ઘણું ઘણું લખ્યું છે, અને ઘણું ઘણું બોલ્યા છે. અહિંસાનો વ્યાપક અર્થ કરીને તેનું રહસ્ય સમજાવ્યું છે, અમલમાં મૂકીને તેનું શુભ પરિણામ દૃષ્ટિગોચર કરાવ્યું છે.

યોગેશ્વર શ્રીકૃષ્ણે પણ ઉપરના ધર્માચરણને લગતો ગીતામાં અર્જુનને ઉપદેશ આપ્યો છે અને તેમાં પણ અહિંસાને પ્રથમ સ્થાન આપેલું છે.

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥

( ગી. ૧૬-૨ ).

અર્થાત કે:-અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન (ચાડી ન કરવી), ભૂતોમાં દયા, ઇંદ્રિયોની લલુતા રહિતપણું, મૃદુતા, લજ્જા, ચપલતારહિતપણું, એ બધા ધર્માત્મા મનુષ્યોના કર્તવ્યો છે. બાપુજીએ આ બધા કર્તવ્યોને વશ બનાવ્યા હતા-બુદ્ધિની સ્થિરતા વગર મન વશ કરી શકાતું નથી અને મન વશ કર્યા વગર આત્મ-સ્વરૂપનું ભાન થતું નથી. કહ્યું છે કે,

ઇંદ્રિયો બુદ્ધિ ને મન જો, અલૌકિક છે અરે કેવા?
ન મળતાં ક્રોડનાં ખરચે, જગતનાં રાજવી એવાં.

પરમાત્માની પૂર્ણ કૃપાએ મળેલી આ ઉત્તમ બક્ષિસોનો સદ્-ઉપયોગ કરી લેવો એ મહાપુરૂષનું ભૂષણ છે. બાપુજીએ આ મર્મ જાણ્યો છે અને કર્મ કર્યું છે. અહિંસા અને સત્યના આચરણે સત્યાગ્રહ ઉદ્ભવ્યો અને તેના પ્રણેતા બાપુજી બન્યા. આફ્રિકાની અત્યાર સુધીની લડતમાં સત્યાગ્રહ નહોતો કરવો પડ્યો. પરંતુ સને ૧૯૦૭માં સત્યાગ્રહની જરૂર પડી. આત્મભોગ આપ્યા સિવાય કાર્ય-સિદ્ધિ થતી નથી. સને ૧૯૦૭ માં બાપુજીએ વકીલાત છોડી અને પ્રજા સેવા માટે ભેખ ધારણ કર્યો. શારીરિક કષ્ટો સહન કરવાને હઠયોગ સાધ્યો. સત્યાગ્રહની શરૂઆત થઈ સરકાર સામે સ્વહક્ક પ્રાપ્તિ માટે નિઃશસ્ત્ર યુદ્ધના મોરચા માંડ્યા. સને ૧૯૦૮માં બાપુજીને બે માસની જેલ થઈ. જેલનો અનુભવ બાપુજીએ અસરકારક શબ્દોમાં વર્ણવ્યો છે. અહિંસક મનુષ્યોને જેલ અને મહેલ સરખાં છે, સુખ અને દુઃખ સમાન છે. જેને સેવા કરવી છે તેને જ્યાં જાય ત્યાં સેવાનું ક્ષેત્ર મળી રહે છે. બાપુજીએ જેલમાં જઈને પણ લોકસેવાજ કરી છે. જ્યાં આત્માનું વિશ્વવ્યાપક સ્વરૂપ ઓળખાયું છે ત્યાં કોઈ જાતનો અંહભાવ, મોહ કે ભેદભાવ હોતો નથી. બાપુજીએ નિર્મળ ભાવે સત્યને ઈશ્વર સ્વરૂપ માની સત્યનો માર્ગ ગ્રહણ કર્યો છે.

**ऋषयश्च देवाश्च सत्यमेव हि लोकेऽस्मिन परं गच्छति चाक्षयम्**

અર્થાત કેઃ—સર્વ ઋષિઓ અને દેવો પણ સત્યને જ મુખ્ય માને છે. તેમ જ આ લોકને વિષે સત્યવાદી પુરૂષો જ સર્વથી ઉત્કૃષ્ટ અને અવિનાશી પદને પ્રાપ્ત થાય છે.

**सत्यमेवेश्वरो लोके सत्ये धर्म : सदाश्रित : ।**
**सत्य मूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ।।**

અર્થાત કેઃ—આ લોકને વિષે સત્ય એ જ સાક્ષાત ઈશ્વરનું સ્વરૂપ છે. સત્યમાં જ ધર્મ રહ્યો છે, અને સત્ય ધર્મ જ સર્વનું મૂળ છે. સત્યથી બીજું કાંઈ ઉત્કૃષ્ટ પદ નથી. શાસ્ત્રકારોએ સત્યને ઈશ્વરનું સ્વરૂપ આપ્યું છે તે બરાબર છે. અનુભવ કહે છે કે આ જગતમાં ઉત્પન્ન થયેલી તમામ વસ્તુઓ નાશવંત છે. માત્ર ઈશ્વર (બ્રહ્મ)એ જ અવિનાશી છે, એટલે સત્ય સ્વરૂપ છે. જેનો નાશ હોય તેને સત્ય ન કહી શકાય. વેદ પણ કહે છે કે, **ब्रह्मसत्यं जगन्मिथ्या** બ્રહ્મ એ જ સત્ય છે, જગત મિથ્યા છે. સત્યની શોધ કરનારે સર્વત્ર બ્રહ્મ સ્વરૂપ નિહાળવું જ જોઈએ અને પોતે પણ એનું પ્રતિબિંબ છે એમ સમજી આત્મસ્વરૂપને પિછાણવું જોઇએ. બાપુજીએ સત્યની શોધમાં જગતને બ્રહ્મ સ્વરૂપ જ માન્યું હતું અને તેથી જ તેઓ અહિંસાના પરમ ઉપાસક બન્યા હતા. તે દ્વારા આત્મનિરૂપણ કરી શક્યા હતા કહ્યું છે કેઃ–"ખરેખર જ્ઞાનનું સાધન સત્ય છે, છોડ અન્ય ભ્રાંતિ." સત્યને સ્વીકાર્યા સિવાય ઈશ્વરની પ્રતિતિ થતી નથી. ઈશ્વરની પ્રતિતિ વગર સેવાધર્મ સ્વીકારાતો નથી. સેવા કરવી હોય તેને અહિંસક બનવું જ પડે. બાપુજીનું જીવન સેવામય હતું એટલે તેઓ સાચા અહિંસક હતા. ઈશુએ કહ્યું છે કે, "ઈશ્વરને ત્યાં તે શ્રેષ્ઠ અને તે જ આગેવાન છે જેની પરિચર્યા અને સેવા વધારે છે." ઈશુએ પણ લોક સેવા કરી ઈશ્વરના દરબારમાં મહાનપદ મેળવ્યું છે. બાપુજીએ પણ સેવાવૃત્તિએ જ આત્મકલ્યાણ સાધ્યું છે. ઈશુ અને બાપુના જીવન બલીદાનો લોકસેવા માટે જ અપાયાં છે. દુનિયાના અસ્તિત્વ સુધી તે નહિં જ ભૂલાય. મહાનુભાવ બાબુ રાજેન્દ્રપ્રસાદ બાપૂજીને અંજલી આપતાં જણાવે

છે કે, "જો હિંદને જીવવું હશે તો સત્ય અને અહિંસાના માર્ગે જ જીવી શકશે." બાપુજીએ આ માર્ગે આફ્રિકાનો વિજય મેળવ્યો છે અને ભારતનું ગૌરવ વધાર્યું છે. એસ. કે પાટીલ કહે છે કે "સત્ય અને અહિંસાના એમના સિદ્ધાંત દ્વારા જગતમાં એમણે હિંદુધર્મને અને ભારતવર્ષને ગૌરવભર્યું સ્થાન અપાવ્યું." પ્રો. હેરોલ્ડ લાસ્કી કહે છે કે " આત્માના ભૌતિક પરમાણુંઓ પરના હિંસા સામેના શૌર્યના તથા અન્યાય વિરૂદ્ધ ન્યાયના વિજયના એ પ્રતિક સમાન હતા." બાપુજીની જીવન પ્રસંશા કરનારાઓએ પણ અહિસા અને સત્યના માર્ગને જ બાપુજીના કાર્યપ્રદેશનું વિજયવંત પગલું જણાવેલું છે. દરેક ધર્મના મૂળ સ્થાપકોએ પણ સેવાધર્મ મુખ્ય કહ્યો છે અને સેવાના લક્ષણો અહિંસા અને સત્યના સ્વરૂપમાં વર્ણવ્યાં છે. હજરત મહંમદ અને ઈસ્લામની કિતાબમાંથી મહમંદ સાહેબે પ્રશ્નોનાં જવાબો આપતાં જે સોનેરી સખુનો કહ્યાં છે તે ઉપયોગી હોઇ આ સ્થાને આપવામાં આવે છે. માત્ર પ્રશ્નોના જવાબોજ આપ્યા છે. મહમદ સાહેબે જે ઉચ્ચ ભાવનાઓ વિશ્વવ્યાપક દૃષ્ટિએ રજુ કરેલ છે તે ખરેખર મનનિય છે.

"ઇમાન માણસને દરેક પ્રકારનો જુલમ કરતાં અટકાવવા માટે છે. કોઈ મોમિન કોઇ પર જુલમ ન કરી શકે."

"પોતાનો પાડોશી પોતાની પાસે ભૂખ્યો પડયો હોય ત્યારે પણ જે માણસ પોતે પેટ ભરીને ખાઇ લે છે તે મોમીન નથી."

" મોમીન તે છે જેના હાથમાં પોતાનો જાન અને માલ સોંપીને સૌ નિશ્ચિંત રહે."

" મોમીન થવા માગતો હોય તો તારા પાડોશીનું ભલું કર અને મુસ્લિમ થવા ઇચ્છતો હોય તો જે કાંઈ તારે માટે સારૂં માનતો હોય તેજ સૌને માટે સારૂં માન." બહુ હસીસ નહિ કારણ કે ખરેખર વધારે હસવાથી હૃદય કઠોર બની જાય છે."

"બળવાન તે નથી કે બીજાઓને નીચે પાડી નાખે; આપણામાં બળવાન તે છે કે જે પોતાના ગુસ્સાને કાબુમાં રાખે છે."

"કોઈ પણ નશાનો ઉપયોગ કરવો એ સૌ પાપોનું પાપ છે."

મહમદ સાહેબની તરવાર ઉપર શબ્દો કોતરાવેલા હતા કે જે તને અન્યાય કરે તેને તું ક્ષમા આપજે તને પોતાનાની વિખૂટો કરે તેની સાથે મેળ કર જે તારા પ્રત્યે બુરાઈ કરે તેના પ્રત્યે તું ભલાઇ કર અને હંમેશાં સત્ય બોલ પછી ભલે તે તારી વિરૂદ્ધ જતું હોય."

"સૌ પ્રાણીમાત્ર પરમાત્માનું કુટુંબ છે, અને જે આ પરમાત્માના કુટુંબનું ભલું કરે છે તે પરમાત્માને સૌથી પ્રિય છે."

મહમદ સાહેબનો ઉપરોક્ત ઉપદેશ જો કે ઇસ્લામને ઉદ્દેશીને છે છતાં તેની વિશાળ ભાવના સર્વદેશીય છે. બાપુજીએ પણ આવી જ ભાવનાઓ વ્યક્ત કરી છે. મહમંદ સાહેબે ઇસ્લામ ધર્મના પ્રચારના અનેક સંકટો સહન કર્યાં છે અને અંતે આત્મ બલિદાન આપ્યું છે. એ મુજબ બાપુજીને પણ બહુ જ ખમવું પડયું છે અને અંતે અહિસા અને સત્યની ખાતર બલીદાન આપ્યું છે. સાચા ધર્મ પ્રવર્તકોએ બલીદાનો આપ્યાં છે. એ સંબંધમાં કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાલા બાપુજીના અવસાન પછી લખે છે કે "સોક્રેટિસને મારી ગ્રીકોએ પોતાની જે હાની કરી, કૃષ્ણને મારી યાદવોએ કરી, ઇશુને મારી યહુદીઓએ, તેમ આ ભાઈએ ગાંધીજીને મારીને હિંદુ જનતાને અને ધર્મને કરી છે." આમાં અહિંસા અને સત્યનો વિજય શબ્દે શબ્દે તરી આવે છે. બાપુજીનો સત્યાગ્રહ એ એમના જીવનનો વિજય હતો.

સુરજના તાપને કોણ ઝીરવી શકે? હસ્તે મુખડે મરવા ઉભેલાને કોણ મારી શકે? આત્મ સ્વતંત્રતાના ઉપાસકને કોણ રોકી શકે! બાપુજીને બે માસની જેલ તો થઈ, પણ બાપુજી એટલે શુદ્ધ સત્યાગ્રહી. સત્યની સામે ટકવાની કોઈની તાકાત નથી. દક્ષિણ આફ્રિકાના જનરલ સ્મટસે વીસમે દિવસે બાપુજીને બોલાવ્યા અને સામાધાન કરી છૂટા કર્યા. ત્યાં નવી આફત આવી. કેટલાક સાથીઓ સામા થયા બાપુજીએ

કરેલું સામાધાન કેટલાક પઠાણોને ન રૂચ્યું. તેથી પઠાણોએ બાપુજીને સખત માર માર્યો. તે સહન કરી અને પઠાણોને ક્ષમા આપીને પઠાણો ઉપર વિજય મેળવ્યો. ક્ષમા અને સહનશક્તિમાં કેટલું બળ છે એની પ્રતિતિ બાપુજીના જીવનથી થાય છે. સત્તાધારીઓને વચનની કિંમત ભાગ્યે જ હોય છે. જનરલ સ્મટસે કરેલું સમાધાન પાળ્યું નહિં. એટલે બાપુજીને ફરીને રણસંગ્રામે ચડવું પડયું. બાપુજીને કયાં હથીઆરો ને દારૂગોળો જોઇતાં હતાં? કયાં અશ્વ, ઊંટ, હાથીઓ કે અન્નભંડાર જોઇતો હતો? આ સત્યાગ્રહમાં ફરીને બાપુજીને બે માસની સજા થઈ. તે હસ્તે મુખડે ભોગવી લીધી. પ્રજા જીવનની પ્રગતિમાં આવા સત્યાગ્રહના બનાવો નવું બળ ઉત્પન્ન કરે છે. એક પ્રતિનિધિ મંડળ લઇ બાપુજી ૧૯૦૯માં ઇંગ્લાંડ ગયા

દયા અહિંસાનું સ્વરૂપ છે. જેના હૃદયમાં દયા ભરી છે તેનાથી કોઈનું લેશ પણ દુ:ખ જોઈ શકાતું નથી. ભારતવર્ષમાં બ્રિટીશ અમલ વધતો જતો હતો તેમ પાશ્ચાત્ય સુધારા આગળ વધ્યે જતા હતા. ધોળા બગલાના ડાવકાપણાથી જનતા છેતરાય છે તેમ હિંદી પ્રજા નવા નવા સુધારાથી છેતરાતી ચાલી. દિવસે દિવસે વિચારોમાં અને વર્તનમાં વિદેશીય આંદોલને મજબુત પગ પેસારો કરવા માંડયો. સુખના સાધનો કોને ન ગમે? સમુદ્રમંથન પછી અમૃતનો ઘડો લઈ મોહની સ્વરૂપે અમૃત દેવતાઓને પાયું હતું તેમ બ્રિટીશ રાજ્યકર્મચારીઓએ પોતાની પ્રજાના વૈભવ અને સુખ સાધનમાં ખાસ ધ્યાન આપ્યું અને પક્ષપાતી કાયદા પણ બનાવ્યા. જળો માણસના શરીરનું લોહી ચુસે છે તેમ બ્રિટીશરોએ હિંદની સંપતિ ચૂસવા માંડી. આ બધું બાપુજીથી શે સહન થાય?

જ્યાં સુધી પરાધીનપણું હોય ત્યાંસુધી સ્વતંત્રતાના ફળો મેળવી શકાય નહિં. સ્વતંત્રતા મેળવવી હોય તો તેના બાધક તત્વોને તજવાં જોઈએ. બાપુજીના મનમાં આ વિચાર આવવાથી સને ૧૯૦૯માં ઇંગ્લેંડથી પાછા ફરતાં "હિંદ સ્વરાજ" નામનું પ્રસિદ્ધ

પુસ્તક લખ્યું અને છપાવ્યું. આ પુસ્તકમાં બ્રિટીશરોની ચાલબાજી ઉઘાડી પાડી હતી, હિંદી પ્રજાની નિર્બળતાના કારણો દર્શાવ્યાં હતાં, અને સુધારાઓ કેટલાક હાનીકારક છે તે જણાવ્યું હતું. પોતાના દોષ જોવા કોઇને ગમે છે? પોતાના કાર્યમાં વિઘ્ન કર્તાને કોઈ અપનાવે છે? આ પુસ્તકની મહત્તા એટલા ઉપરથી સાબિત થાય છે કે હિંદી સરકારે તે પુસ્તક પર અંકુશ મૂકયો. ન વેચાય ન વંચાય કે ન ઘરમાં રખાય. વાદળા ગમે તેટલાં હોય પણ સૂર્ય કે ચંદ્રના પ્રકાશને તે રોકી શકતાં નથી. કાયદાનો અંકુશ હોવા છતાં આ પુસ્તકનો પ્રચાર બહોળા પ્રમાણમાં થઈ ગયો. નવો ફાલ ઉત્પન્ન કરવો હોય ત્યારે જમીન સાફ કરી તેમાં જોઈતું ખાતર પૂરવું જોઇએ. એ ખ્યાલ બાપુને આવતાં ૧૯૧૦માં જોહાનિસબર્ગની નજીક ઉગતી પ્રજાને દેશસેવાના પાઠો શીખવવા ટોલ્સ્ટોય આશ્રમ ખોલ્યો. ટોલ્સ્ટોયના જીવન આદર્શો બાપુજીને ઘણા ગમ્યા. પ્રજાના જીવન આદર્શો ઘડવામાં ટોલ્સ્ટોયના સિદ્ધાંતો અનુકરણિય હતા. તેથી બાપુજીએ આશ્રમનું નામ ટોલ્સ્ટોય આશ્રમ આપ્યું. કેટલો ઉચ્ચ આશય? બાપુજીને વ્યક્તિગત વિરોધ નહોતો, અન્યાય સામે વિરોધ હતો. અન્યાય અને અનીતિની સામે બાપુજીએ આવશ્યક સમયે વિરોધ દર્શાવ્યો છે અને ઉપવાસરૂપી તપોબળે સત્યનો પ્રકાશ પાડયો છે. બાપુ તપોબળમાં ઉપવાસને મુખ્ય ગણે છે. જૈન શાસનના તપમાં પણ ઉપવાસને પ્રાધાન્ય આપ્યું છે. પણ આ ઉપવાસો વૈષ્ણવ ધર્મના ઉપવાસો જેવા નથી. ઉપવાસ એટલે નિરાહાર, ઉપવાસ એટલે ઇંદ્રિયદમન, ઉપવાસ એટલે મનની શાંતિ. ઉપવાસ એટલે પાપનું પ્રાયશ્ચિત. સને ૧૯૧૦માં ટોલ્સ્ટોય આશ્રમમાં બે સાથીઓના દોષો માટે બાપુજીએ અઠવાડિયાના ઉપવાસ કર્યા અને પછીના ચાર માસ પછી એક વખત ભોજન લીધું. કોઈના દોષો દુર કરાવવા હોય ત્યારે તેનો ત્યાગ કરીને, તેને માર મારીને કે દંડ વસુલ કરીને કરાવી શકાતું નથી, પરંતુ તેના હૃદય ઉપર આઘાત પહોંચે તેવા તપવ્રતનો પ્રયોગો કરવો જોઈએ.

કોઈ આપણને બે ગાળો આપે તે મૂંગે મોંએ સહન કરીએ તો ગાળો દેનારને પસ્તાવો થયા વગર નહિ રહે.

બાપુજીના આ પ્રયોગો આત્મસિદ્ધિના હતા. ઘરમાં, આશ્રમમાં કે સમુદાયમાં પોતાની નેતાગીરીમાં સડો દૂર કરવા માટે નેતાએ આવા પ્રયોગો કરવા જોઈએ. બાપુજીએ આવા પ્રયોગો ઘણી વખત કર્યા છે અને જીવન આદેશની છાપ પાડી છે. જેને જીવન આદેશનો વિકાસ કરવો હોય, આત્મસિદ્ધિ મેળવવી હોય તેને સાત્વિક અખતરાઓ કરવા જોઈએ. અમુક ચીજને અભાવે અમુક ચીજના સેવનથી જીવન નભી શકે છે કે કેમ એવા પ્રયોગો કરવાની બાપુને આદત હતી. બાપુનો સાત્વિક ખોરાક તો ઘણા વર્ષોથી ચાલતો હતો. પણ ફલાહાર કરવાથી માનસિક અને શારિરીક પરિસ્થિતિમાં કેવો ફેરફાર થાય છે તે જોવાની બાપુને ઇચ્છા થઈ. સને ૧૯૧૩માં બાપુ અન્નાહારી મટી ફલાહારી બન્યા. જીવનમાં કંઈક નવો ચમત્કાર જણાયો, આત્મબળ વધ્યું, મનોનિગ્રહ સ્થિર થયો, અને આત્મચેતનનો દિપક વિશેષપણે પ્રકાશ્યો. ફલાહારના અનુભવના અંતે બાપુજીએ " ફ્લ રીલીજીયન" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું.

સને ૧૯૧૩માં દક્ષિણ આફ્રિકાની સરકારે ફરીને સમાધાનનો ભંગ કર્યો, એટલે બાપુજીએ પણ સત્યાગ્રહ શસ્ત્રનો પ્રયોગ આરંભ્યો. આ વખતે અઢી હજાર જેટલા હિંદી સ્ત્રી પુરૂષોએ બાપુજીની આગેવાની નીચે સત્યાગ્રહ લડાઈમાં કુચ કરી હતી. બાપુજીની માન્યતા હતી તે આપણે સ્ત્રી પુરૂષોના સમાન હક્કોનો દાવો કરતા હોઈએ તો સ્ત્રીઓએ પણ કાર્યમાં સાથ આપવો જોઈએ. વળી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ ભાવિ માટે તૈયાર થવા ઇચ્છતા હોય તો અને આદર્શ જીવન જીવવા ચાહતા હોય તો તેઓએ પણ ધ્યેય પ્રાપ્તિની લડાઈમાં તાલીમ લઈ જીવનના બલીદાનો આપતાં શિખવું જોઈએ. કુટુંબમાં સ્ત્રી પુરૂષો અને બાળકો રહેતાં હોય, એ કુટુંબમાં કોઈના તરફથી અન્યાય ભરી આફતો વેઠવી પડતી હોય તો તે દૂર કરવાને

સંયુક્ત કુટુંબે સત્યને માર્ગે સામનો કરવો જોઇએ. આ સિદ્ધાંતને અનુસરી બાપુજીએ સત્યાગ્રહની લડાઈમાં સ્ત્રીઓ, પુરૂષો અને બાળકોને જોડયાં હતાં. હિંદના સત્યાગ્રહ વખતે નાના બાળક અને બાળકીઓએ સત્તાધીશોને હંફાવવા નિડરપણે જે કાર્ય કર્યું છે તે આપણે નજરે જોયું છે. બાળકોને ભય રહિત બનાવવા હોય, ભાવનાશિલ બનાવવા હોય, આત્મબળીદાનવાળા બનાવવા હોય, સત્યમાર્ગી બનાવવા હોય, સેવાભાવિ બનાવવા હોય, સંગઠિત બનાવવા હોય તો બચપણમાંથી જ તેમને તૈયાર કરવા જોઇએ. આશ્રમો કાઢી શિક્ષણ આપવાનો હેતુ પણ આ હતો. આ લડાઈમાં એક વર્ષની જેલની સજા થઈ, પણ સવા મહીને બિનશરતી છુટકારો થયો હતો. સને ૧૯૧૪માં સરકાર સાથે સમાધાન થતાં બાપુજીએ સત્યાગ્રહ બંધ કર્યો. બાપુજી ઇંગ્લંડ ગયા. આજ અરસામાં ફ્રેન્ચ જર્મન વૉર શરૂ થઈ. કેમ જાણે પૃથ્વી ઉપર પ્રભુનો કોપ ઉતર્યો હોય એવી આ લડાઈ ફાટી નીકળી. તેના તણખા જગતભરમાં ઉડયા. મિત્ર રાજ્યોએ એક બીજાને સહકાર આપ્યો. બ્રિટીશ અને અમેરીકા જેવા મહારાજ્યો ફ્રેન્ચની કુમકે ધાયા. હિંદ બ્રિટનનું હોવાથી હિંદ સરકારે હિંદ તરફથી જોઇતો સહકાર આપ્યો. બાપુજી જેવા સમાન દષ્ટિવાળા મહાન પુરૂષને તો મિત્રતાનો હક્ક સાચવવો હોઈ. બ્રિટનને મદદ કરવા અફ્રિકા જઇ હિંદી એમ્બ્યુલન્સ-સ્ટોર સ્થાપી. મહાપુરૂષોની ખૂબી એ હોય છે કે ન્યાય મેળવવા જેની સામે સામનો કરવો પડે છે તેના ઉપર આવતી આફતોમાં સહાય કરવા તૈયાર થવું પડે છે. ભલે બ્રિટન તરફથી હિંદી પ્રજાને કેટલીક બાબતમાં અન્યાય થતો હતો, છતાં એક મિત્ર તરીકે બ્રિટનને મદદ કરવી એ પોતાની ફરજ સમજતા હતા. સને ૧૯૧૫માં બાપુજીને જણાયું હવે આફ્રિકાનું કાર્ય પૂરૂં થયું છે ત્યારે હિંદમાં જઇ સ્થિર થવું જરૂરનું છે. વિચારને અંતે પોતાના સાથીઓની રજા માંગી.

---

૧૪

## સ્વાતંત્ર્ય સિદ્ધિને માર્ગે

વસંત તિલકા.

**ન્હોયે પરાધીનપણે સુખ કોઇ કાળે,**
**ખાયે પશુ ન પિંજરે, જીવનિત્ય બાળે;**
**રોપેલ વૃક્ષ વિકસે નવ બંધ ગેહે,**
**સ્વાતંત્ર્ય સર્વ ઇચ્છતાં નિજ આત્મ–દેહે.**

"પરાધીનપણે સ્વપ્ને પણ સુખ ન હોય" એ કહેવત પ્રચલિત છે. હિંદુસ્તાન જ્યારથી પરદેશીઓના હાથમાં ગયો ત્યારથી તેના ઉપર ધીમે ધીમે પરોક્ષ અને અપરોક્ષ એક પછી એક આફતો આવવી શરૂ થઈ. સુધારા અને સુખ સગવડતાને નામે અનેક મોહક આવરણો આવવાં શરૂ થયાં. આવાં આવરણોની સામે વિરોધ દર્શાવવા હિંદી નેતાઓએ કોંગ્રેસનું મહામંડળ સ્થાપ્યું. દેશના દાદાનું પદ પામેલા દાદાભાઇએ કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી સ્વરાજ્ય શબ્દ ઉચ્ચાર્યો. મહાનુભાવ તિલકે સ્વરાજ્યનાં આંદોલનો પ્રસરાવ્યાં. અને બાપુજીએ સ્વરાજ્ય મેળવવાનો માર્ગ અમલમાં મૂક્યો. બાપુજીએ વિદેશીય રાજ-પદ્ધતિની મનેચ્છાઓ ઝીણવટથી તપાસી હતી. પ્રજા ઉપર લાદવામાં આવતા સુધારાઓ કેટલા દુ:ખરૂપ છે તેનું માપ કાઢયું હતું. "હિંદ સ્વરાજ્ય" નામનું પુસ્તક લખી હિંદી પ્રજાની આંખ ઉઘાડી. સુધારાની મોહજાળમાં ફસાતી હિંદી પ્રજાને સ્વરાજ્ય પ્રાપ્તિનો માર્ગ

બતાવ્યો. ફુલમાંથી મધપુડા બનાવવા પરાગ ચુસવાની મધમાખીઓની નીતિ પ્રજા સમક્ષ ખડી કરી. પરંતુ ૧૯૧૫ સુધી બાપુજી આફ્રિકામાં રોકાયેલા હોવાથી હિંદને તેમની સેવાનો અલભ્ય લાભ મળી શકયો ન હોતો. છતાં બાપુજીનું હૃદય હિંદની પરિસ્થિતિથી દાઝતું હતું. હિંદની સેવા કરવાની તમન્ના વધતી જતી હતી. હિંદ કરતાં આફ્રિકાનો વિષય વધારે જરૂરનો હતો. હિંદને તો દેશનું સ્વરાજ્ય મેળવવું હતું, ઘરમાં પેઠેલા પરદેશીઓને ઘર બહાર કાઢવાનું હતું. પરંતુ આફ્રિકાનું કાર્ય વધારે વિકટ હતું. પરદેશીઓના ઘરમાં જઇ પ્રજાકીય હક્કો મેળવવાના હતા. નિઃશસ્ત્ર સત્યાગ્રહના પ્રયોગે બાપુજીએ આફ્રિકાનું કાર્ય સિદ્ધ કર્યું. હિંદમાં આવી હિંદની સેવામાં જીવન સમર્પ્યું અને અંતે એ સેવામાં દેહનું બળીદાન આપ્યું.

આફ્રિકાનો વિજય પ્રાપ્ત કરી સને ૧૯૧૫માં કાયમને માટે વસવાટ કરવા બાપુજી હિંદ આવ્યા. બાપુજીના વિજય કાર્યના સત્કાર રૂપે હિંદી સરકારે "કૈસરે હિંદ"ના માનવંત પદથી બાપુજીના વિજય કાર્યની કદર કરી આફ્રિકાના સેવાકાર્યથી બાપુજીનું નામ હિંદુસ્તાનમાં જાણીતું હતું. હિંદુ દેશનેતાઓના હૃદયમાં બાપુજીએ ઉંચુ સ્થાન મેળવ્યું હતું. હિંદી પ્રજા બાપુજી પ્રત્યે પ્રેમભાવથી જોતી હતી. આફ્રિકાના કાર્ય પ્રસંગે જ્યારે જ્યારે બાપુજીએ મદદની માંગણી કરી હતી ત્યારે ત્યારે હિંદી પ્રજાએ બાપુજીની માગણી ઝીલી હતી અને બનતો સહકાર આપ્યો હતો. અમદાવાદના અગ્રણી પ્રજાજનોમાં ડૉ. હરિપ્રસાદ વ્રજલાલ દેસાઈ બાપુજીના કાર્યથી પ્રીત થયા હતા અને બાપુજીને મળવાને બહુ જ ઈંતેજાર રહેતા હતા. જ્યારે બાપુજી મુંબઈ આવ્યા ત્યારે ડૉકટર સાહેબે બાપુજીને અમદાવાદ પધારવાનું નિમંત્રણ આપ્યું હતું. કેમ જાણે હિંદી પ્રજાકીય લડતનું કેન્દ્રસ્થાન અમદાવાદ જ નિર્માણ થયું ન હોય? બન્યું છે પણ એમ જ. તેનું માન ડૉકટર સાહેબને ફાળે આવે છે. બાપુજીએ આમંત્રણ સ્વીકાર્યું અને સ્ટેશન ઉપર ડૉકટર સાહેબ અને તેમના મિત્રોએ બાપુજીની પ્રથમ વાર જ

મુલાકાત લીધી. કાઠિયાવાડના પહેરવેશની સાદાઇએ, હાલના બેરિસ્ટરોને માનભંગ બનાવે તેવી રહેણી કરણીએ બાપુજીએ સત્કાર મંડળીના હૃદયમાં ઊંડી છાપ પાડી. વતનમાં જઇ આવી બાપુજીએ અમદાવાદને આંગણે પગ મૂકી અમદાવાદને પોતાનું બનાવ્યું. ડોકટર સાહેબની આગેવાની નીચે સત્કાર મંડળીએ બાપુજીનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો અને ડોકટર સાહેબ કાયમને માટે બાપુજીના સાથી બની ગયા. અમદાવાદના આગેવાનોને મળી અમદાવાદને આંગણે સત્યાગ્રહનો વિજયધ્વજ પ્રાપ્ત કરવાનો પાયો રોપાયો. સાબરમતિને પવિત્ર કિનારે જ્યાં દધિચિ રૂષીએ આસુરી પ્રકૃતિ ઉપર દૈવી પ્રકૃતિના વિજય માટે દેવોને ઇન્દ્રના વજ્ર માટે પોતાના દેહનું દાન આપ્યું હતું, એજ પવિત્ર સ્થાન નજીક સને ૧૯૧૫ના મેની ૨૫મી તારીખે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ જ્યાં અસત્યમાર્ગ પ્રવર્તતો હોય ત્યાં સત્યમાર્ગ પ્રવર્તાવવાને સત્યને માર્ગે પ્રવૃત્તિ કરવી એનું નામ સત્યાગ્રહ. બાપુજીએ આફ્રિકાથી હિંદમાં પગ મૂકયા પછી દેશના ચારે ખુણા ફરી દેશના પરિસ્થિતિનું નિરીક્ષણ કર્યું હતું. અમલદારોની જોહુકમી, કુંભમેળાની કચવાટ ભરેલી વ્યવસ્થા, ત્રીજા વર્ગના રેલ્વે ઊતારૂઓની હાડમારી, ગરીબોની રોટીનો પ્રશ્ન, મીલમજુરોની દુર્દશા, પ્રજાવર્ગની નિર્બળતા વગેરે અનેક પ્રશ્નો સામે સામનો કરવાનો હતો. આ મહત્વ ભરેલું કાર્ય સહેલું ન હોતું. ધનની અને સાથીઓની પુરતી જરૂર હતી. મૃત્યુદશાએ પહોંચેલા પોતાના બે પુત્રો પાસે હતાશ બનેલી ભારતીને નારદજીએ ભક્તિમાર્ગ દ્વારા કોશિશ કરી ઉન્નત કરી, તેમ બાપુજીને પણ કર્તવ્યવંચિત પ્રજાના મનોભાવથી દુર્દશા ભોગવતી ભારતિને ઉદ્ધારવાનું મદદ કાર્ય કરવાનું હતું. પરવશતાની બેડીમાંથી સ્વતંત્રતાની સીડીએ ભારતને લઈ જવા નિર્માલ્ય પ્રજાને સતેજ બનાવવાની હતી. ધીમે ધીમે ઉદય પામતા સૂર્યની માફક સત્યને માર્ગે પ્રયાણ કરતા બાપુજીએ વિજય પ્રાપ્ત કર્યો.

બદ્રીનારાયણની યાત્રાએ જવું એ કાંઈ સહેલું નથી. વિશેષ

કષ્ટદાઈ યાત્રા હોય તો તે બદ્રીનારાયણની છે. હિમાલયના એવરેસ્ટ શીખરની શોધ કરવા જતા અનેક સાહસિક માનવિઓએ પ્રાણાર્પણ કર્યાં છે, છતાં હજુ શોધ પુરી થઈ નથી. દુનિયાની એવરેસ્ટ શિખર જેવી ગણાતી બ્રિટિશ સરકારને હિંદમાંથી હાંકી કાઢવાને સેંકડો મનુષ્યોએ સ્વદેશ સેવાની અને સ્વરાજ્યની પ્રાપ્તીની યજ્ઞવેદીમાં દેવોને પણ દુર્લભ એવા માનવ જીવનનાં બલીદાનો આપ્યાં છે. બાપુજીએ સત્ય અને અહિંસાના માર્ગે હિંદને આઝાદી અપાવી રામરાજ્યની ઉગતી ઉષાએ મોંઘેરા માનવી દેહનું બલીદાન આપ્યું છે. સંતોષી અને સત્યાગ્રહી માનવી કાર્ય સિદ્ધ કરવામાં તત્પર અને નિડર હોય છે. જે મહાત્માઓ પ્રાણને બ્રહ્મમય માની પંચભૂતના દેહને નાશવંત માને છે તેઓને પછી કોઈનો ભય હોતો નથી. બાપુજીએ જીવનમાં કોઈનો પણ ભય રાખ્યો નથી. અભેદ ભાવી અભય હોય છે. એજ ખરો સંત છે, એજ ખરો મહાત્મા છે, એજ ખરો મહાપુરૂષ છે, એજ વંદવા યોગ્ય છે, એજ પૂજવા યોગ્ય છે. ધન્ય છે એવા વીર નરોને! મહાત્મા ભર્તુહરિ કહે છેઃ-

**रत्नैर्महाब्धेस्तुतुषुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम्**
**सुधा विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥**

(ની. શ. ૮૧)

અર્થાત કેઃ—દેવોએ સમુદ્રમંથનમાંથી નીકળેલાં રત્નોથી સંતોષ ન માન્યો અને ભયંકર ઝેરથી તેઓ ભય પણ ન પામ્યા. અર્થાત જ્યાંસુધી અમરકર અમૃત પ્રાપ્ત ન થયું ત્યાં સુધી તેઓ મંથનથી અટકયા નહિ. ધીર પુરૂષો નિશ્ચિત અર્થ માટે આદરેલી પ્રવૃત્તિથી અટકતા નથી.

બાપુજીની વિરતા અને ધીરતા એમના જીવનભરના કાર્યોથી પ્રત્યક્ષ થાય છે. સાબરમતિ સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યા પછી હિંદને આઝાદ બનાવવા માટેની પ્રવૃતિ શરૂ કરી. પરંતુ ટુંક સમયમાં

અમૃતલાલ ઠક્કરની ભલામણથી હરિજન દુદાભાઈ, તેમના પત્ની ધનીબહેન અને બાળક લક્ષ્મીને આશ્રમના નિયમો પાળવાની શરતે દાખલ કર્યા. હરિજનને વિના સંકોચે આવી રીતે સાથ આપવાથી ખળભળાટ વધ્યો. લાંબા સમયથી ચાલતા રિવાજને (રૂઢી) આ પ્રમાણે અપનાવવામાં આવતાં રૂઢીચુસ્તોને ગ્લાની થાય એ સ્વાભાવિક છે. જ્યાં સુધી ધર્મ અને અધર્મ, નીતિ અને અનીતિ, સત્ય અને અસત્ય, હિંસા અને અહિંસાના પ્રશ્નોને ઝીણવટથી તપાસ્યા નથી, આત્મજ્ઞાને વિચાર્યા નથી ત્યાં સુધી કુવાના દેડકાની માફક કુવાને જ સંસાર માનનારાઓ જ **आत्मवत् सर्व भूतेषु**ના વિશાળ અર્થને ક્યાંથી સમજી શકે? રૂઢીબંધનની બેડીમાં ઝકડાયેલાઓ પોતાના દુઃખી માનવ બંધુઓને ક્યાંથી રાહત આપી શકે? બાપુજીએ સ્વલિખિત ચરિત્રમાં આ પ્રશ્નને ઝીણવટથી ચર્ચ્યો છે. ઉપસ્થિત થયેલી આફતોનું વર્ણન કર્યું છે. પરંતુ ધન્ય છે બાપુજીની દૃઢતાને, ધન્ય છે એના સાથીઓને! ગમે તેવા વાવાઝોડાના તોફાનમાં હિમાલયની સ્થિરતાને આંચ નથી આવતી હિમાલય સરખા બાપુજીના સ્થિર હૃદયમાં આવી આફતો તૃણવત હતી. આશ્રમને મળતી મદદ બંધ થઈ. બહિષ્કારનો ધ્વનિ પણ સંભળાયો. બાપુજી અને તેમના સાથીઓ ડરે તેવા ક્યાં હતા? મહાનુભાવ ભર્તુહરિ લખે છે કેઃ—

**सम्पत्सु महतां चित्तं भवेदुत्पलकोमलम् ।**
**आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥**

(નિ. શ. ૬૬.)

અર્થાત કેઃ—મહાપુરૂષોનું ચિત્ત સંપત્તિના સમયમાં કમળ જેવું કોમળ થાય છે અને વિપત્તિઓમાં મોટા પર્વતની શિલાઓના સમૂહ જેવું કઠોર થાય છે.

કસોટી સખત હતી. પણ પરિણામ તદ્દન વિપરીત આવે તો સાથીઓ સાથે અંત્યજ વાડે જઈ રહેવાની અને મદદ ન મળે તો

મજુરી કરીને કાર્ય કરવાની નિશ્ચયતાએ બાપુજીએ કસોટીનો સામનો કર્યો. એક કવિએ ગાયું છે કે:–

"આફત આતી હય મરદો કે ઉપર, નામરદોકુ આફત કયા હૈ ?"

મરદોની પરિક્ષા આફત વખતેજ થાય છે. પ્રભુએ પોતાના ભક્તોને સહાય કરી હોય તો પણ સખત કસોટીની અવધિએ. જયારે આશ્રમ છોડવાનો સમય આવી લાગ્યો ત્યારે રૂ. ૧૩૦૦૦ની અણધારી સહાયતા એક સખી સદ્‌ગૃહસ્થ તરફથી બાપુજીને મળી. ન તો તે સદ્‌ગૃહસ્થ આશ્રમમાં આવેલા કે ન કોઈ જાતની પુછપરછ કરેલી. આવા પ્રસંગ બાપુજીના જીવનમાં પહેલવહેલો જ હતો એમ તેઓ પોતે જ પોતાના જીવન પરિચયમાં લખે છે. સદ્‌કાર્યને પ્રભુની સહાયતા હોય છે તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ.

જે મહાપુરૂષોને લક્ષ્મી વરેલી હોય છે તેઓ ધુળના ઢેફામાં હાથ નાંખે તો પણ અઢળક લક્ષ્મી પ્રાપ્ત થાય છે. જે સંતો દેશ અને પ્રજાની સેવા કરવાનું સદ્‌ભાગ્ય લખાવી લાવ્યા હોય છે તેઓને સેવાના કાર્યક્ષેત્રો અણધાર્યા મળી રહે છે. આશ્રમમાં અંત્યજ પ્રવેશનો કકળાટ સહનશક્તિએ શાંત પડયો. બાપુજીના એ કાર્ય પરત્વે આશ્રમ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિએ જોનારાઓ પ્રેમ દૃષ્ટિએ જોવા લાગ્યા. આશ્રમનું કાર્ય ધીમે ધીમે આગળ વધતું ચાલ્યું. નવા નવા સાથીઓ મળતા ગયા. બાપુનું કાર્યક્ષેત્ર વિશાળ બનતું ગયું. સને ૧૯૧૭ માં ચંપારણનો પ્રશ્ન ઊભો થયો. કામ કરનાર મજુરો પ્રત્યે માલીકોનો જુલમ અસહ્ય થઈ પડયો. રણસંગ્રામની હાકલ વાગતાં રણઘેલોવીર ઘરમાં બેસી રહે કે ? બાપુજીને કાને પોકાર આવતાં તેઓ તપાસ માટે ચંપારણ પહોંચી ગયા. સમજાવટથી અન્યાય દુર ન થાય તો ન્યાય મેળવવા સત્યાગ્રહ કરવો જ પડે. બાપુજીએ સત્યાગ્રહ શરૂ કર્યો. બિહારના વીર કેસરી ગણાતા રાજેન્દ્ર બાબુનો સાથ મળ્યો. બાપુજીને વિજય પ્રાપ્ત થયો. ગરીબોનો બેલી

ઈશ્વર જ હોય છે. ઈશ્વર જાતે નથી આવતો. પોતાના પ્રતિનિધિને મોકલે છે બાપુજીએ ઈશ્વરના પ્રતિનિધિ તરીકે યશ મેળવ્યો.

રેટિંઆ પ્રવૃત્તિના પગરણ આ સમયે મંડાયા. કોઈ પણ દેશને સ્વતંત્ર બનાવવો હોય અને પરદેશી ધુંસરીમાંથી છુટવું હોય તો પ્રજાએ પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઇએ. પરદેશી કાપડનો બહિષ્કાર થાય તો જ દેશ આઝાદ બને એ માન્યતા બાપુજીએ સ્વીકારી. ચારે તરફ પરદેશી કાપડના બહિષ્કારનું કાર્ય પુર જોસથી ચાલ્યું. ઢગલા બંધ કિંમતી વસ્ત્રોની સ્થળે સ્થળે હોળીઓ થઈ. દેશ સેવા માટે પૈસા અને ઘરેણાઓનો વરસાદ વરસવા માંડયો. પ્રાંતિક પરિષદો શરૂ થઈ. તેમાં પરદેશી કાપડનો બહિષ્કાર પોકારાયો. રેટિંઆ ચાલુ થયા. ખાદિ ભંડારો ખુલ્યા. દેશી માલને ઉત્તેજન મળવું શરૂ થયું.

સને ૧૯૧૮ માં મીલ માલીકો અને મીલ મજુરોનો અમદાવાદનો સ્થાનિક ઝગડો ઊભો થયો. બાપુજીએ પ્રશ્ન હાથ ઉપર લીધો. ગરીબ મજુરો પ્રત્યેનો મીલ માલીકોનો અન્યાય ભરેલો વર્તાવ દુર કરવાને હડતાળ સિવાય બીજો માર્ગ નહોતો. મજુરોએ હડતાળ પાડી. પ્રશ્ન સહેલો નહોતો. ન્યાય મેળવવામાં સંકટ સહન કરવું જ પડે. મજુરોની શિથીલતા જોઈ બાપુજીએ ઉપવાસ કર્યા. મજુરો મક્કમ બન્યા, અને મીલમાલીકોને નમતું આપવું પડયું. મીલ મજુરોનો સંઘ અમદાવાદમાં સ્થપાયેલો હતો તે જોરમાં આવ્યો. તેનું પીઠ બળ વધ્યું. વ્યવસ્થિત બંધારણે આખાયે દેશમાં તેની વિશિષ્ટતા વધી.

ખેડા જીલ્લાનો સત્યાગ્રહ આ સાલમાં ચાલુ થયો. પુરતા વરસાદને અભાવે પાક ઓછો થયેલો છતાં અમલદારોએ ખેડુતોને પુરતી રાહત આપવાને બદલે મહેસુલ વસુલ કરવા ઠેર ઠેર જપ્તીઓ ચાલુ કરી. બાપુજીએ સત્યાગ્રહ આદર્યો. સરદાર વલ્લભભાઈ પટેલ એ વખતે

બેરિસ્ટર હતા. તેઓ બાપુજીનો જમણો હાથ બન્યા. દેશ સેવાને ખાતર બેરિસ્ટરી છોડી તે છોડી જ. એજ સરદાર વલ્લભભાઈ હિંદના સુકાની અને તારણહાર તરીકે બાપુજીના ગયા પછી શરદ પૂર્ણિમાના ચંદ્રની પ્રભા પ્રસારી ગુજરાતને ગૌરવાંક્તિ બનાવી રહ્યા છે. આ લડતમાં ખેડૂતોએ બાપુજીની આગેવાન નીચે ન્યાય મેળવવા અસહ્ય સંકટો સહન કર્યા. તેનું પરિણામ અંતે વિજયવંત નિવડયું. બાપુજી અને તેમના સાથીઓને યશ મળ્યો. અમલદારો સામે કેડ બાંધવાનો પ્રસંગ અને સત્તાની ધુંસરીને તાબે નહિ થતાં જાહેર વિરોધ દર્શાવવાનો પ્રસંગ ગુજરાતને આંગણે આ પહેલો જ હતો. તેમાં પ્રજાની સહનશક્તિની કસોટી તો થઇ જ, પણ ન્યાય મેળવવાનો માર્ગ મોકળો થયો. સત્યાગ્રહથી સત્યનો વિજય થાય છે તે પુરવાર થયું. બાપુજી પ્રત્યે પ્રજાનું સન્માન વધ્યું. બાપુજીનો પડયો બોલ ઝીલવાને પ્રજા તત્પર બની.

સને ૧૯૧૪માં યુરોપમાં ફ્રેન્ચ જર્મનનું યુદ્ધ શરૂ થયું હતું. તેણે પોતાની પ્રચંડ જવાળા પ્રસરાવી. મહાન રાષ્ટ્રોને તેમાં જોડાવું પડયું. બ્રિટને ફ્રેન્ચનો પક્ષ લીધો. એટલે હિંદુસ્તાનને માટે બ્રિટનને સહાય કરવાની ફરજ આવી પડી. યુદ્ધ માટે માણસો મેળવવા માટે ભરતીનું કામ ચાલુ કર્યું. સને ૧૯૧૮માં વાઈસરોયે યુદ્ધ પરિષદ બોલાવી. બાપુજીએ તેમાં હાજરી આપી. ભરતી કરવાને બાપુજીએ બીડું ઝડપ્યું. સખત મહેનતના કારણે બાપુજી માંદગીને બીછાને પટકાઈ પડયા. હિંદનું ભાવી સુધારવાને નિર્માણ થયેલા બાપુજી મોતની અંત ઘડી પછી સાજા થયા. દુધ ન લેવાની પ્રતિજ્ઞા હતી. ડોકટરના અભિપ્રાય પ્રમાણે જીવન નિભાવવાને દુધની જરૂર હતી અંતે બકરીનું દુધ ચાલુ કર્યું અને જીવનની છેલ્લી પળ સુધી બકરીના દુધ ઉપર જીવન નિભાવ્યું. હજુ બાપુજીને પુરતો આરામ થયો ન હતો ત્યાં તો રોલેટ એકટનો સામનો કરવાનો સમય આવી પહોંચ્યો. "ભરોસાની ભેંસે પાડો જણ્યાની" કહેવત પ્રમાણે યુરોપનું મહાયુદ્ધ

પૂરૂ થતાં હિંદે કરેલી સહાયતાના બદલામાં હિંદને રાહત આપવાના આપેલા વચનોનો વાયસરોયે ભંગ કર્યો અને કાળા કાયદાની નવાજેસ કરી. આથી હિંદી પ્રજા ખળભળી ઊઠી. બાપુજીના આદેશ મુજબ સને ૧૯૧૯ની ૬ઠ્ઠી એપ્રીલે કાળા કાયદા સામે વિરોધ દર્શાવવાને આખાયે હિંદુસ્તાનમાં હડતાળ પડી. બાપુજીએ એ કાયદાનો મુંબઇમાં ભંગ કર્યો. પંજાબના જલીયાનવાળા બાગમાં પંજાબના ગવર્નરની જોહુકમીથી નિર્દોષ માનવીઓ ઉપર વરસાદના ફોરાની માફક ગોળીઓનો વરસાદ વરસ્યો. સેંકડો લોકોના બલિદાનો અપાયાં. ક્રુરતા ભર્યા આ હત્યાકાંડે પ્રજાના હૃદયમાં અગ્નિ જવાળા પ્રગટાવી. બાપુજી પંજાબ પહોંચી ગયા. પણ સત્તાવાળાએ જલયાનવાળા બાગમાં જતા અટકાવ્યા. આઘાત ઉપર પ્રત્યાઘાતનો પડઘો દેશભરમાં પડયો. બાપુજીએ સમયસૂચકતા વાપરી દેશનું સુકાન હાથમાં લઇ શાંતિ પ્રસરાવી. જલયાનવાળા બાગનો રિપોર્ટ રજુ કર્યો. એ સરકારની આંખમાં કણાની માફક ખુંચ્યો. બાપુજીના ત્રણ દિવસના ઉપવાસથી વાતાવરણ બદલાયું. સરકાર તરફથી થોડા સુધારા મળ્યા. સરકાર સાથે સામાધાન થયું. બાપુજીની સલાહથી કોંગ્રેસે સુધારા સ્વીકાર્યા. દિલ્હીમાં ખીલાફત પરિષદનું પ્રમુખપદ સ્વીકારી ખીલાફત સાથેનો ભ્રાતૃભાવ વ્યક્ત કર્યો. પ્રજાને કેળવવી હોય, પોતાના વિચારો દેશને ખુણે ખુણે પહોંચાડવા હોય, સત્ય વસ્તુનું સ્ફોટન કરવું હોય અને અન્યાય સામે ન્યાય જાળવવાના આદેશો પ્રજાસમક્ષ રજુ કરવા હોય તો વર્તમાન પત્રની ખાસ જરૂર છે. આ ધોરણે બાપુજીએ ગુજરાતીમાં "નવજીવન" અને અંગ્રેજીમાં "યંગ ઇન્ડિયા" પોતાના તંત્રીપદ નીચે ચાલુ કર્યાં અને પ્રજાકીય જાગ્રતિના વિષયોને ખૂબ છણવા માંડયા. તૃષાતુર ચાતક જળબિંદુથી જીવનજાગૃતિ મેળવે તેવી રીતે પ્રજાએ જીવન જાગૃતિ મેળવવા માંડી. અત્યાર સુધી મહાસભા સરકાર પાસે માંગણીઓ કરીને તેમ જ વિરોધાત્મક કાર્યોનો વિરોધ કરીને સંતોષ માનતી હતી. તેને અમૃતસરની કોગ્રેસ પછી અસહકારના

સ્વરૂપમાં ફેરવી નાખી. પ્રજાને હાનીકારક કાર્યોનો બહિષ્કાર સ્વીકારાયો. પરદેશી કાપડનો બહિષ્કાર મુખ્ય હતો. ખીલાફતનું સંગઠન સધાયું. દેશસેવાની વેદી ઉપર હિંદુ મુસ્લીમ હાથોહાથ મીલાવી ઊભા રહ્યા. મહાનુભાવ બાલગંગાધર તિલક, મુસ્લીમ દેશનેતા મહમદઅલી અને શૌકતઅલી જેવા કાર્યકરો હાથોહાથ મિલાવી બાપુજીની આગેવાની નીચે કાર્ય કરવાને કટિબદ્ધ થયા. જ્યાં ઐકયતા હોય ત્યાં વિજય જ હોય. હિંદની એસેમ્બલીના પહેલા પ્રમુખપદનું માન મેળવનાર દીર્ઘદર્શીય કાર્ય કરતા વિઠ્ઠલભાઈ પટેલ અને સરદાર વલ્લભભાઈ પટેલ ઉપરોક્ત મંડળીમાં મળ્યા, પાંચ પાંડવ અને છઠ્ઠા કૃષ્ણની માફક દેશનું આગેવાન મંડળ ઝળકી ઉઠયું. મહાસભાના સ્વયંસેવકો નોંધવાનું અને ઘેર ઘેર રેંટિઆ પ્રવૃત્તિનું કાર્ય ચાલુ કર્યું. પરદેશી કાપડના બહિષ્કારનું કાર્ય પુરજોશથી ચાલ્યું અને સ્થળે સ્થળે કિંમતી કપડાઓની હોળીઓની જ્વાળાઓ સત્તા સામેના વિરોધ રૂપે હૃદયમાં પ્રગટેલી રોશની જ્વાળા માફક ભભૂકી ઊઠી ગગનચુંબી બનવા લાગી. સરકાર સામેના અસહકારનો આ પડઘો દુનિયાભરમાં ફેલાયો. બાપુજી જે સત્તાને વફાદાર હતા અને પ્રસંગોપાત સહાય કરવાને તત્પર બનતા હતા તે બાપુજી સરકારના વચનભંગથી વિરોધી બન્યા અને અહિંસાત્મક સત્યાગ્રહનો બેઠો બળવો ચાલુ કર્યો. સરકાર ઉપર તેની ધારેલી અસર થઈ. પંજાબના હાકેમને દુર કર્યો અને શાંતિ પ્રસરાવવાના પ્રયત્નો થયા. પરંતુ રોશનો ફાટી નીકળેલો જ્વાળામુખી એકદમ શાંત થાય ખરો કે ?

દેશને ઉપયોગી કેળવણી દ્વારા દેશ સેવકો ઊભા કરવા જ જોઇએ. એ હેતુ લક્ષમાં લઈને ૧૯૨૦માં અમદાવાદમાં વિદ્યાપીઠ સ્થાપી. સ્વયંસેવકોનું જીવન ઘડાવું શરૂ થયું. વિદેશીય પદ્ધતિએ અપાતી કેળવણીને તિલાંજલી અપાઇ. વિદ્યાપીઠ માટે નવા પાઠય પુસ્તકો તૈયાર થયાં. ઘેર ઘેર રેંટિઆ પ્રવૃત્તિ ચાલુ કરી. નાગપુરની કોંગ્રેસમાં કાયદેસર અને શાંતિને માર્ગે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો ઠરાવ

પસાર કરાયો. કૈસરે હિંદ અને બીજી સરકારી નવાજીશો પાછી સોંપાઈ. સરકાર સાથેનો સહકાર બંધ કરવાની શરૂઆત ચાલુ કરી. ધારાસભાનો બહિષ્કાર થયો. સરકારી નોકરીઓ અને પદો દેશસેવકોએ છોડયા. બંગાળાના પ્રખર કાર્ય કરતા બાબુ ચિત્તરંજનદાસ (દેશબંધુદાસ) કોંગ્રેસના ઠરાવોને સહમત થયા અને બાપુજીએ આરંભેલા કાર્યને બંગાળમાં પ્રસરાવવા બીડું ઝડપ્યું અને અસહકારની જ્વાળામાં પ્રાણની આહુતી આપી અમર થયા

બાપુજીએ ૧૯૨૧ની સાલમાં પ્રવેશ કરતાં સુધી પોતાની આત્મકથા લખી છે. મહાસભાનું સુકાન હાથમાં લીધા પછી બાપુજી અનેક દેશનેતાઓના નિકટ સંબધમાં આવ્યા. તેમનું કાર્યક્ષેત્ર વિશાળ અને વિકટ બન્યું. આત્મકથાના અંતભાગમાં સત્ય, અહિંસા, કાર્યદક્ષતા અને આત્મશુદ્ધિનું સ્ફોટણ કરતાં બાપુજીએ લખ્યું છે કે " મેં જેવું જેયું છે, જે માર્ગે જેયું છે તે બતાવવાનો મેં સતત પ્રયત્ન કર્યો છે ને વાંચનારને તે વર્ણનો આપતાં ચિત્તશાંતિ ભોગવી છે, કેમકે તેમાંથી વાંચનારને સત્ય અને અહિંસાને વિષે વધારે આસ્થા બેસે એવી મેં આશા રાખી છે. સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારૂ અહિંસા એ જ એક માર્ગ છે. એમ આ પ્રકરણોને પાને પાને ન દેખાયું હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજું છું. પ્રયત્ન વ્યર્થ હો, પણ વચન વ્યર્થ નથી. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી, હજારો સુરજને એકઠા કરીએ તો પણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરૂં માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણ માપના દર્શન રૂપ જ છે. એનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશકય છે. એટલું તો હું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું. આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારૂ જીવ માત્રની પ્રત્યે આત્મવત પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઈચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર

મથી રહી શકતો. તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતાં મને સંકોચ થતો નથી, એમ કહેવામાં હું અવિનય નથી કરતો. આત્મશુદ્ધિ વિના જીવ માત્રની સાથે ઐક્ય ન જ સધાય. આત્મશુદ્ધિ વિના શુદ્ધતા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે. એટલે જીવનમાર્ગનાં બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યક્તા છે. એ શુદ્ધિ સાધ્ય છે, કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે. પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું. શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષ રહિત થવું. એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણે મથતાં છતાં હું પહોંચ્યો નથી. તેથી લોકોની સ્તુતિ મને ભોળવી શકતી નથી. એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે. મનના વિકારોને જીતવા જગતને શસ્ત્ર-યુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ હું મારામાં સંતાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું શરમાયો છું, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂંટયો છે. આજે લૂંટી રહ્યો છું. પણ હું જાણું છું કે, મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે. તેને સારૂ મારે શૂન્યવત્ બનવાનું છે, મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે, ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ટા છે અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી. એ અનુભવસિદ્ધ વાત છે."

ઉપરના શબ્દોમાં બાપુજીએ પોતાનું હૃદય ઠાલવ્યું છે, અને પ્રજાને જીવન સિદ્ધિ સાધવા માટે પોતાના સત્ય અને અહિંસાના પ્રયોગો દર્શાવ્યા છે. સત્યને જ બાપુજીએ પરમેશ્વરનું સ્વરૂપ જ આપ્યું છે. એજ સિદ્ધાંતને જીવનમાં ઉતારનાર વ્યક્તિ આત્મસ્વરૂપ પ્રત્યક્ષનો અનુભવ કરી શકે છે.

બાપુજી ખરા હતા. જીવનસિદ્ધિનો કાર્યદક્ષ માર્ગ સફળ કરવાને બીજાઓ ઉપર આધાર રાખવા કરતાં પોતે જ પોતાની ખામીઓ દૂર કરી જીવનની સ્વતંત્રતા મેળવવી એ બાપુજીનો સિદ્ધાંત હતો. જીવનની સ્વતંત્રતા એટલે દેશની સ્વતંત્રતા. બાપુજીએ કોંગ્રેસમાં આ ભાવના ફેલાવી. દેશને સ્વતંત્ર બનાવવો હોય તો દેશે પગભર થવું જોઇએ. દેશનો પૈસો દેશમાં રહે તો જ દેશોન્નતિ થાય દેશને આઝાદ બનાવવો હોય તો પરદેશ જતું અઢળક દ્રવ્ય અટકાવવું જોઈએ. પરદેશી વસ્તુઓનો મોહ છોડવો જોઈએ. અમદાવાદને આંગણે કોંગ્રેસને નોતરી રેંટિયા તથા સભ્યો બનાવવાની ઘોષણા કરી. કોઈપણ સંસ્થાએ કાર્ય કરવું હોય તો પ્રજા પ્રતિનિધિત્વ મેળવવું જોઇએ. સભાસદો બનાવ્યા સિવાય મત મેળવી શકાય નહિ. મત મેળવ્યા સિવાય પ્રતિનિધિત્વ મળે નહિ. બાપુજીએ કોંગ્રેસ બંધારણમાં મહત્વના ફેરફારો કરાવ્યા. કોંગ્રેસનું સુકાન હાથમાં લીધું. બાપુજીના દિલની મોટાઈ એ હતી કે સ્વાગત મંડળના પ્રમુખનું સ્થન પોતે ન લેતાં સરદાર વલ્લભભાઈને અપાવ્યું. મહા પુરૂષો આવી જ રીતે સંચાલક પોતે હોવા છતાં મહત્તા સાથીઓને આપે છે અમદાવાદમાં મળેલી કોંગ્રેસનો જમાવ અને પ્રભાવ જુદો જ હતો. લાખોની સંખ્યામાં જનતા ઉભરાઇ હતી. સર્વે લાભ લઇ શકે તેટલા સારૂ જુદા જુદા કાર્યક્રમો ગોઠવ્યા હતા. કોંગ્રેસની હરોળમાં આવી શકે તેવો સન્નારીઓની સભાનો કાર્યક્રમ હતો. મૌલાના મહમદઅલીના વિદ્વાન પત્નિએ કોંગ્રેસ પેંડોલમાં મળેલી સન્નારીઓની વિરાટ સભાનું પ્રમુખસ્થાન લીધું હતું. સરોજની નાયડુ જેવી દેશ સેવીકાએ સ્ત્રીઓનો ધર્મ સમજાવી કોંગ્રેસ કાર્યવાહીને અપનાવી લેવા સ્ત્રીઓનાં કર્તવ્ય સમજાવ્યાં હતાં. કોંગ્રેસને સ્ત્રીઓનો સહકાર મળ્યો હોય તો તે અમદાવાદને આંગણેથી. બાપુજીની કુશાગ્ર બુદ્ધિએ પરદેશી કાપડના બહિષ્કારનો પ્રશ્ન વિશાળ બન્યો. ખાસ કરીને પરદેશી રાજ્યના અધિકારીઓની ખુશામતભરી મહેરબાની નહિ ઇચ્છતી પ્રજાએ પોતે

જ આઝાદ બનવાના કાર્યક્રમો ઘડયા. બાપુજીની બુદ્ધિ વિશાળતા અને સ્વતંત્રતાની ધગશનો પડઘો દેશભરમાં સૂર્યના કિરણોની માફક પ્રસર્યો

બારડોલીનો સત્યાગ્રહ સને ૧૯૨૨માં શરૂ થયો. કાળીપરજના અજ્ઞાન લોકો ઉપર સત્તાવાળાઓએ જુલમો તો ખુબ ગુજાર્યા; પરંતુ વલ્લભભાઈની સરદારી નીચે સંકટો સહન કરવાને લોકોએ હિંમત કેળવી. પરિણામે વિજય પ્રાપ્ત થયો અને બાપુજીના કાર્યક્રમને યશ મળ્યો. સારા કામમાં સો વિઘ્ન એ પ્રમાણે ચૌરીચોરાના બનાવે બાપુજીને પાંચ દિવસના ઉપવાસ કરવા પડયા અને હિમાલય જેવી ભૂલનો સ્વીકાર કર્યો. શુરાઓના શુરાતનની પરિક્ષા ભૂલો ઉપર ઢાંક પિછેડો કરવામાં નહિ પણ ભૂલો કબુલ કરી તેનું પ્રાયશ્ચિત કરી આત્મશુદ્ધિ કેળવવામાં જ થાય છે. બાપુજી ખરા શુરવીર હતા અને જ્યારે જ્યારે આત્મઘાતક બનાવો બનેલા હોય ત્યારે ઉપવાસ કરી આત્મશુદ્ધિ મેળવવા પોતાની શુરવિરતા દર્શાવતા હતા. આજ અરસામાં સરકારી કાયદાનો ભંગ કરતાં બાપુજી પકડાયા. કેસ ચાલ્યો અને ૭ વર્ષની સજા મળતા કારાગૃહમાં પુરાયા. કારાગૃહ તો બાપુજીને મન દેવગૃહ હતું એટલે તેઓને તો કોઈ વાતનો ક્ષોભ નહોતો થયો. પરંતુ પ્રજામાં સત્તાધીશો સામે રોષની લાગણી ઉદ્‌ભવી અને વલ્લભભાઇ જેવા બાહોશ સરદારની સરદારી નીચે બાપુજીએ નિર્દેશ કરેલા કાર્યક્રમો ચાલુ જ રાખ્યા. પ્રભુ પ્રેરણા જુદી જ હોય છે. સને ૧૯૨૪માં જેલમાં બાપુજી બિમાર પડયા. દર્દ ભયાનક હતું. છતાં ડોકટરોએ સમયસૂચકતા વાપરી એપેન્ડી સાઇટીસનું ઓપરેશન કર્યું. દેશના સદ્‌ભાગ્યે બાપુજીની તબિયત સુધરી. જનતાએ અને સરકારે ભયંકર આફતમાંથી મુક્તિ મેળવી. જેલમાંથી બાપુજી પણ મુક્ત થયા. સરકારે પોતાનો દુરાગ્રહ છોડી દીધો. એજ સાલમાં બેલગામમાં મળેલી કોંગ્રેસના પ્રમુખપદે બાપુજીની

વરણી થઈ. પ્રમુખપદ શાભાવ્યું. કોંગ્રેસને સ્વતંત્રતાના સલેપાટ ઉપર ફેરવામાં ફતેહમંદ નિવડયા. કેવી વિભુની ઘટના ! ચરખાના પ્રચાર માટે સને ૧૯૨૫માં ચરખા સંઘ સ્થાપ્યો. એજ અરસામાં માયાવી મોહમાં ફસાએલા એક સાથીના દોષને કારણે પાપનું પશ્ચાતાપ કરી દોષ કરતા સાથીનું હૃદય સુધારવા બાપુજીએ સાત દિવસના ઉપવાસ કર્યા. મહાત્માની મહત્તા આવા કાર્યોથી જ સિદ્ધ થાય છે. દોષ કરનારને ઠપકો આપીને નહિ, તેનો બહિષ્કાર કરીને નહિ, તેના ઉપર ક્રોધ કરી તિરસ્કારની દૃષ્ટિએ નહિ, પરંતુ પોતે જ ઉપવાસ કરી દોષીતને શુદ્ધ બનાવવાનો આવો માનનિય પ્રયોગ કરનારાઓ બાપુજી જેવા મહાત્માઓ જવલ્લે જ મળી શકે છે. બાપુજીએ મહાત્માનું પદ મેળવ્યું હોય તો તે આવા અનુકરણિય પ્રયોગોથી. લોકોને જીવનમાં મહાન ઉપયોગી થઈ પડે તેવી આત્મકથા બાપુજીએ પોતે જ લખી છે. તેની શરૂઆત પણ આજ સમયથી થયેલી હતી. બાપુજીની આત્મકથા એટલે માનવ જીવનનો મોક્ષદાયી પદાર્થ પાઠ. વિશેષમાં કહીએ તો મનુષ્યને મનુષ્યત્વ શીખવતો ધર્મગ્રંથ. સત્ય અને અહિંસાના આત્મસંયમી પ્રયોગોથી વિજય મેળવનાર નૈતિક માર્ગદર્શક અદ્‌ભુત ચિતા સ્વમુખે સ્વદોષોનું વર્ણન કરનારાઓ બાપુજી જેવા વિરલ નર મળવા મુશ્કેલ છે. આત્મબળની ખરી કસોટી પ્રશંસાદર્શક વર્ણનોથી નહિ, પરંતુ જીવનમાં થઈ ગયેલા દોષ વર્ણનથી થાય છે. જીવનમાં કરેલા દોષો બાપુજીએ પોતે જ આ પુસ્તકમાં વર્ણવી જનતાને આત્મશુદ્ધિનો પાઠ શીખવ્યો છે. કોણ ગ્રહણ કરશે આવા ઉત્તમ માર્ગને ?

અત્યારસુધી સ્વતંત્રતાને માટે કોંગ્રેસે જે જે ઠરાવો કર્યા હતા તે મર્યાદિત હતા. અમુક અંશે જ સ્વરાજ્યને લગતી માગણીઓ માગવામાં આવી હતી. આ માગણીઓનો સ્વીકાર એક વરસમાં ન થાય તો સ્વતંત્ર સ્વરાજ્ય માગવાનો ઠરાવ સને ૧૯૨૮માં કરાંચીમાં મળેલી કોંગ્રેસમાં કરાવ્યો અને એજ ધોરણે માંગણી મંજૂર ન થતાં

–દિકરા મોટો થા પરણાવિશું–એજ નીતિએ ચાલતી બ્રિટિશ રાજનીતિને ઉથલાવવા સને ૧૯૨૯ની લાહોરની કોંગ્રેસના સ્વતંત્ર સ્વરાજ્યનો ઠરાવ બાપુજીએ પસાર કરાવ્યો. તા. ૨૬મી જાનેવારીએ નક્કી કર્યા મુજબ આખા હિંદમાં સ્વાતંત્ર્ય દિન ઉજવાયો આ રીતે સમયસૂચક બાપુજી સ્વરાજ્યને માર્ગે ધીમે ધીમે આગળ વધતા ચાલ્યા અને પોતાનું અંતિમ ધ્યેય સાધ્ય કરવાને માટે કાર્યક્રમો અમલમાં મૂકતા ગયા.

બાપુજીની બુદ્ધિમત્તા અને કાર્યની ખરી કસોટી સને ૧૯૩૦માં થઇ. આ સમયે હિંદની એસેમ્બલીના પ્રમુખ તરીખે શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ બીરાજતા હતા. ના. વાઈસરોય સાથે તેઓશ્રીનો એટલો નિકટ સંબંધ હતો કે લગભગ ના. વાઈસરોય જેટલી સત્તા ભોગવતા હતા આવી જવાબદારીભરેલી સત્તા ભોગવવાને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પહેલા જ હિંદી હતા. તેઓશ્રીએ પોતાના પદ ઉપર રહીને ઘણી કુનેહ અને દીર્ઘદષ્ટિથી પોતાની જવાબદારી સંભાળી હતી. રાજ્યવહીવટની ખુરશી ઉપર બેસીને તેઓએ જે બાહોશીભરેલું કાર્ય કર્યું છે તે દેશને માટે ઘણું જ હિતકર નિવડયું છે. તેમની કાર્ય પદ્ધતિની બ્રિટિશ હાકેમો અને રાજદ્વારી મહાપુરૂષોએ પ્રશંસા કરી છે. બાપુજીની સાથે રહી સેવા કાર્યની તાલીમ મેળવી દેશ સેવા માટે પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરનારા હિંદના મહાપુરૂષો પૈકી શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ હતા. બાપુજીએ અલગ રહી કાર્ય કર્યું ત્યારે શ્રી. વિઠ્ઠલભાઇ પટેલે પ્રાધાન્ય જવાબદારી ભોગવતો હોદ્દો સ્વીકારીને કાર્ય કર્યું છે. એ પણ હિંદ ભુલી શકે તેમ નથી સામુદાયિક સત્યાગ્રહના મોરચા મંડાયા. કોંગ્રેસ સત્યાગ્રહના સરમુખત્યારનું પદ બાપુજીને અપાયું. આ સમયમાં બાપુજીએ જે કાર્ય કર્યું છે તે એ દષ્ટિએ હિતાવહ છે. મીઠાનો સત્યાગ્રહ કરવા બાપુજીએ દાંડીની કુચ આરંભી. ધાર્યું હોત તો રેલ માર્ગ કે અન્ય વાહનોથી ત્યાં જઈ શકત. પરંતુ બાપુજીને સત્યાગ્રહની સાથે જનતામાં જોષ લાવવો હતો. ૧૨મી માર્ચે

પ્રાતઃકાળમાં સત્યાગ્રહ આશ્રમથી બાપુજીએ મક્કમ સાથીઓ સાથે પગપાળા કુચ કરી. મોટી યાત્રાએ જતા ભાવિક મહાપુરૂષોને પ્રાચીન સમયમાં સંખ્યાબંધ સગાસ્નેહીઓ વળાવવા જતા તેમ, હાલ યાત્રાના સંઘો કાઢી જનતાનો આશિર્વાદ મેળવતા સંઘપતિઓ વિદાય થાય છે તેમ, બાપુજી અમદાવાદની જનતાના ભાવભર્યા આશીર્વાદો સાથે હજારો ભાઇ બ્હેનોના સરઘસ સાથે શહેરમાં થઈ વિદાય થયા. ભીષ્મે, પિતાના મનોરથો પૂરવા જીવન પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળી રાજપદનો ત્યાગ કરવાની ભીષ્મપ્રતિજ્ઞા લીધી. એજ પ્રમાણે બાપુજીએ જનતાના મનોરથો પૂર્ણ કરવા " સ્વરાજ્ય મેળવ્યા સિવાય સત્યાગ્રહ આશ્રમમાં પગ મુકીશ નહિ " એવી ભીષ્મ ઘોષણા કરી. બાપુજી વચને પળ્યા પણ અમદાવાદના કોડ ન પુરાયા. આઝાદી મેળવતાં સુધી અમદાવાદને આંગણે પગ મૂકયો નથી. આઝાદી પ્રાપ્ત કર્યા બાદ બાપુજીનું ભાવભીનું સ્વાગત કરી બાપુજીના દર્શન કરી પાવન થવા તલસી રહેલી અમદાવાદની જનતાના કોડ કુદરતે પૂરા થવા દીધા નહિં. બાપુજીને અણધાર્યો વિધાતાએ પોતાની ગોદમાં લઈ લીધા.

અગ્નિનો એક તણખો સંસર્ગિક વસ્તુઓને સળગાવી મૂકે છે તેમ બાપુજીની દાંડીની કુચે કરી ઠેક ઠેકાણે મુકામો થાય અને ભાષણો અપાય, હજારો લોકોની મેદની બાપુજીના પડયા બોલ ઝીલે, દર્શન કરી પાવન થાય. સત્યાગ્રહની ટુકડીઓમાં સેવકોની ભરતી થાય. દાંડી પહોંચતા સુધીમાં તો બાપુજીએ આખાયે ભારતમાં સત્યાગ્રહની જવાળા પ્રગટાવી દીધી. સરકારની આંખ ઉઘડી. અંતે બાપુજીને પકડયા, પણ દાંડીનો સત્યાગ્રહ બંધ ન રહ્યો. એક પછી એક બાપુજીના ગોઠવેલા કાર્યક્રમ પ્રમાણે મહાપુરૂષો સરદારી લેતા ગયા અને જેલ ભેગા થતા ગયા. માર ખાવાને અને કષ્ટ સહન કરવાને ટેવાયેલા સેવકો ભારતમાતાની કુખને ઉજાળી રહ્યા. લગભગ લાખ જેટલા ભાઈ બહેનોએ જેલો ભરી દીધી. પરિણામે સરકારને સમાધાનનો માર્ગ લેવો પડયો. ધન્ય છે બાપુજીની કાર્યદક્ષતાને !

બ્રિટીશ વડાઓની આંખ ઉઘડી પણ તે નટની રમત રમવા પુરતી. ના. વાઈસરોય ઈરવીન સાહેબે બાપુજીનો બીનશરતી છુટકારો કર્યો, કોલ કરારો કર્યા. પણ તેથી કાંઇ સંતોષ થયો નહિ. કાગળ ઉપર લખાયેલા કરારો કે આપેલા વચનો પાળવાની રાજનીતિ હોય ત્યાં પ્રજાનો કચવાટ ન હોય. અગ્નિનો ભડકો થાય તે ઠારવાને પાણીનો છંટકાવ કરવાની રાજનીતિએ ઈંગ્લંડના વડાઓએ ઈંગ્લંડમાં હિંદી પ્રજાનો અવાજ સાંભળવા ગોળમેજી પરિષદ ગોઠવી. સને ૧૯૩૧માં કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે બાપુજી ઈંગ્લંડ ગયા. બહુ માન આપ્યું. શહેનશાહના બંગલામાં આદરમાન મળ્યું, પાર્ટીઓ ગોઠવાઈ, પણ આ બધું નાટક હતું. હૃદયની ભાવના નહોતી. બાપુજીએ તો પાર્લામેન્ટ સમક્ષ જોરદાર ભાષામાં સચોટ દલીલો સાથે ભારતનો કેસ રજુ કર્યો. પણ રાવણની સભામાં ગયેલા હનુમાન અને અંગદની સત્ય વાતોને રાવણે ઠોકરે મારી હતી. વિભીષણની સાત્વિક રાજનિતી દર્શક શિખામણોનો આદર રાવણે કર્યો ન હોતો. બાપુજી ગયા હતા ભારતની પ્રજાને સંતોષકારક સમાધાનીનો માર્ગ મેળવવા અને સત્ય અને ન્યાયનું દોહન કરવા. પણ ગયા તેવા જ પાછા આવ્યા. નાટક પુરૂ થયું.

બાપુજી બ્રિટિશ રાજદ્વારીઓની જાળમાં ફસાયા નહિ, પણ હિંદ આવતાં પકડાયા. બ્રિટિશ વડાઓના હૃદયનો ભાવ ખુલ્લો થયો. બાપુજીએ ગોળમેજીમાં સત્તાવાહિ ભાષામાં જણાવ્યું હતું કે "કોઇ પણ પ્રકારે હરિજનોને હિંદુ સમાજમાંથી દુર કરવા મતાધિકારની લાલચમાં બાંધશે તો તેનો સામનો કરવા પોતે પ્રાણ પાથરશે." છતાં વડા પ્રધાને રાજ રમત રમતાં હરિજનનોને છુટા (અલગ) પાડવાના ઈરાદાથી પોતાના ચુકાદામાં હરિજનોને મતાધિકાર આપવાથી બાપુજીનું અંતઃકરણ દુભાયું. સાત દિવસના ઉપવાસ કર્યા. અંતે સરકારે નમતું આપ્યું અને બાપુજીએ ઉપવાસ છોડયા.

સને ૧૯૩૨માં અસ્પર્શતા દુર કરવા માટે જોરદાર પ્રચાર

આરંભ્યો હરિજન બંધુ અને હરિજન ચાલુ કર્યા. કોઈ પણ કારણસર બાપુજીનું હૃદય દુભાતાં આત્મસિદ્ધિ માટે એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા. જ્યારે જ્યારે સંત મહાત્માઓના હૃદય દુભાય છે ત્યારે ત્યારે ઉપવાસ દ્વારા તેઓ આત્મશુદ્ધિ માટે ઉપવાસ કરે છે અને તેની જાદુઈ અસર બીજાઓ ઉપર થાય છે. ઇલેકટ્રીક બત્તીના બટનને દબાવતાં જેમ કરંટ ચાલુ થાય છે અને રોશની પ્રગટે છે, તેમ મલિન અંતઃકરણમાં શુદ્ધ અંતઃકરણની તપશ્ચર્યાનો પાવર લાગુ થાય છે. બાપુજીના જીવનથી અને તેમના ઉપવાસ કરવાની પ્રણાલિકાથી આ સિદ્ધાંત સત્ય મનાય છે. બાપુજીના ઉપવાસની અસર હરેક વખતે થયેલી છે અને તેમાં તેઓ ફત્તેહમંદ નીવડયા છે. આ વખતે પણ બીનશરતે જેલમાંથી છુટયા. પરંતુ કાર્ય કરનારને આફતો સામી જ ઊભી હોય છે. ટુંક મુદતમાં જ બાપુજીએ મનાઈ હુકમનો ભંગ કર્યો અને સરકારના મિજમાન બન્યા સને ૧૯૩૩. આ વખતે બાપુજીના કાર્યને પુરી સગવડતા જેલમાં નહિ મળવાથી ઉપવાસનું અમોઘ શસ્ત્ર બાપુજીએ અજમાવ્યું. અંતે શરત વગર છુટયા. રાજકારણમાંથી નિવૃત્ત થયા. જો કે દશરથ જેવા મહાન ચક્રવર્તી વશિષ્ઠ ગુરૂને પુછ્યા સિવાય રાજકાર્ય કરતા ન હોતા, તેમ કોઈ પણ રાજકીય કાર્ય બાપુજીને પુછ્યા સિવાય થતું ન હોતું. વશિષ્ઠ ગુરૂએ ધર્મોપદેશનું કાર્ય કર્યું હતું, તેમ બાપુજીએ ગ્રામોદ્યોગનું કાર્ય હાથમાં લીધું; કારણ કે ગામડાઓના ઉદ્ધાર સિવાય સમગ્ર દેશનો ઉદ્ધાર થવો અશકય છે એમ બાપુજીને લાગ્યું. તેથી ગ્રામોદ્યોગ સંઘ સ્થાપ્યો. સેવા કરનારને સેવાનું ક્ષેત્ર તો જોઈએ. બુદ્ધિશાળી સેવકો સમયની જરૂરિયાત પ્રમાણે સેવાનું ક્ષેત્ર ઉભું કરી લે છે. વાસ્તવિક રીતે તો મીલના હરેક ખાતાઓનો આધાર એંજિન ઉપર હોય છે. એંજિનનો સંચાલક અને રક્ષક ઈજનેર હોય છે. દેશ સ્વાતંત્ર્યની લડતના ડ્રાઈવર તો બાપુજી જ હતા. સને ૧૯૩૪માં કોઇ પણ નવિન કાર્ય આરંભતી વખતે પ્રયોગશાળા તો જોઈએ જ.

બાપુજીએ મધ્ય હિંદુસ્તાનમાં સને ૧૯૩૬ માં સેવાગ્રામ આશ્રમ સ્થાપ્યો અને વર્ધાની વૃદ્ધિ કરવા માંડી. ધીમે ધીમે સેવાગ્રામ અહિંસક સત્યાગ્રહની લડતનું કેન્દ્ર સ્થાન બન્યું. પ્રજા કેળવણીના ભિન્ન ભિન્ન વિચારો ચર્ચાવા લાગ્યા. પહેલી અગત્ય શિક્ષણ પદ્ધતિને અપાઈ. વર્ધા શિક્ષણ યોજના ઘડવામાં આવી ગૌ સંરક્ષણનો પ્રશ્ન પણ વિચારાયો. અખતરા રૂપે ગૌરક્ષણ શાળા સ્થાપી અને શિક્ષણ ક્રમ ચાલુ કર્યો.

સને ૧૯૩૯ માં રાષ્ટ્રિય ચળવળનો નવો ઇતિહાસ શરૂ થયો. દેશી રાજાઓ અને પ્રજા વચ્ચે અથડામણ થઇ. કાઠિયાવાડમાં દેશી રાજ્ય પ્રજા પરિષદો તો ઘણા વર્ષોથી ભરાતી આવતી હતી. પરંતુ બ્રિટીશ તાલિમમાં ઉછરેલા અને સત્તાના લોભી રાજકર્તાઓએ પરિષદના ઠરાવોને સત્કાર્યા નહોતા. રાજકોટમાં ઢેબરભાઇએ લડતની શરૂઆત કરી. બ્રિટીશની માફક પ્રજાકિય હક્કોની માંગણી કરી. માંગણી કોણ સ્વીકારે ! સત્યાગ્રહ ચાલુ થયો. અનેક સ્વયંસેવકોએ વિરાવાળાની જોહુકમી સહન કરીને જેલો ભરી દીધી. સરદાર વલ્લભભાઈ રાજકોટ આવી ગયા, પણ વિરાવાળા સમજ્યા નહિ. લડાઇનો પવન સૌરાષ્ટ્રના ચારે ખૂણામાં પ્રસર્યો. સ્વયંસેવિકાઓ અને સ્વયંસેવકો સત્યાગ્રહ અપનાવવા પ્રાણની પણ પરવાર કર્યા સિવાય રાજકોટમાં ઉભરાવા લાગ્યા. સ્વરૂપ વધારે ઉગ્ર બનતાં બાપુજી પોતે રાજકોટ આવ્યા. મામલો વધારે વિચિત્ર બન્યો. બાપુજીએ મામલો શાંત કરવા આમરણાંત ઉપવાસ શરૂ કર્યો. અંતે વાયસરોય સાહેબ વચમાં પડયા. બાપુજીએ ઉપવાસ છોડયા અને રાજકોટ છોડયું દેશી રાજ્યો અને પ્રજા વચ્ચેનો જગબત્રીશીએ ચડેલો પ્રશ્ન અણઉકેલ થોડા સમયને માટે શાંત પડયો. સને ૧૯૪૦ માં જરૂર જણાતાં વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ કર્યો. આઝાદ મનુષ્યને કાયદાના અન્યાય ભરેલા બંધનો બાંધી શકતા નથી. બાપુજીને હરિજનમાં પ્રગટ કરવાના લેખો અગાઉથી સરકારને બતાવવાનું ફરમાન થયું. બાપુજીએ

હરિજન બંધ કર્યું. ફરમાન ન સ્વીકાર્યું. સને ૧૯૪૧ માં કોંગ્રેસની આગેવાની છોડી દીધી અને ફક્ત સલાહકાર રહ્યા. સને ૧૯૪૨નો મામલો અંતિમ પરિણામે પહોંચ્યો. ક્રીપ્સ મીશનની મુલાકાત થઈ. પણ કાંઈ વળ્યું નહિ. હરિજન ફરીને ચાલુ કર્યું. "અંગ્રેજો ચાલ્યા જાવ" એવો ધ્વનિ ગગનગામી બન્યો. મુંબઈમાં કોંગ્રેસ પ્રતિનિધિ મંડળની સભા મળી. કાર્યવાહિને ઝીણવટ દૃષ્ટિએ ચર્ચા કર્યા પછી તા. ૮મી ઓગષ્ટની રાત્રીએ "અંગ્રેજો ચાલ્યા જાવ"નો ઠરાવ પસાર કર્યો. સરકાર આ ઠરાવની રાહ જોઈને બેઠી હતી. સરકારે તરત જ તમામ કાર્યવાહકોને નોતર્યા અને જેલ ભેગા કર્યા. બાપુજીને આગાખાનનો મહેલ મળ્યો વાઈસરોય સાથે પત્રવ્યવહાર ચાલ્યો. ઠરાવ રદ થાય તો જેલવાસીઓને મુક્તિ આપવા સરકારનો ઈરાદો હતો. પરંતુ બાપુજીએ લેશ પણ નમતું આપ્યું નહિં. આજ અરસામાં બાપુજીના જીવન ઉપર જબરો આઘાત થયો તેમણે એકવીસ દિવસના ઉપવાસ ચાલુ કર્યા. અશક્તિ એટલી બધી વધી પડી હતી કે સારવાર કરનાર ડોકટરોએ આશા મુકી દીધી હતી. લગભગ અડધા દિવસો વિતતાં અમુક સમયને માટે બાપુજી તદ્દન અચેતન અવસ્થામાં જણાયા હતા. સરકાર પળે પળની હકિકતથી વાકેફ રહેતી હતી. બાપુજીનું અવસાન જેલમાં થાય તો સરકારને કલંક લાગવાનો ભય હતો. પરંતુ જેને રામની રક્ષા હોય તેને ભય કોનો? હિંદી પ્રજાને સ્વરાજ્ય મેળવી આપવાની પ્રતિજ્ઞા પુરી કર્યા સિવાય બાપુજીનો આત્મા પરલોક સિધાવે એ વિધાતાને પણ ન ગમ્યું. ધીમે ધીમે બાપુજીને આરામ થયો. પ્રજાએ પ્રભુનો ઉપકાર માન્યો અને સ્થળે સ્થળે બાપુજીના પુનર્જીવન માટે પ્રાર્થનાઓ થઈ. સને ૧૯૪૪ માં કુદરત અવળી બેઠી. કસ્તુરબા માંદાં પડયાં અને અંતે ટુંક માંદગી ભોગવી આગાખાન મહેલમાં સ્વર્ગવાસ પામ્યા. પોતાની જીવન જોડી સદાને માટે વિખુટી પડતાં આઘાત કોને ન થાય? બાપુજી તો જ્ઞાની હતા. પ્રભુમય જીવન ગુજારતા હતા. છતાં લૌકિક

દૃષ્ટિએ આઘાત તો થાય જ. કસ્તુરબાનું સ્મારક યોજાયું. લાખો રૂપિઆ ભરાયા અને ખાસ કરીને ભારતની સન્નારીઓના સંરક્ષણાર્થે ઉપયોગમાં લેવાય. શિક્ષણ શાળાઓ, સુવાવડ ખાતાઓ અને સ્ત્રી ઉદ્યોગાલયો કસ્તુરબાના નામ સાથે ઠેક ઠેકાણે ચાલુ થયાં. કસ્તુરબા ગયા બાદ બાપુજીની બિનશરતી મુક્તિ થઈ. ઝીણા સાહેબના પાકિસ્તાનના પ્રશ્ને દેશમાં કોલાહલ મચાવી મુકયો હતો. તેને શાંત પાડવા ઝીણા સાહેબની સાથે મુલાકાત ગોઠવાઈ. દરેક રીતે બાપુજીએ નમતું આપવા છતાં પણ ઝીણા સાહેબ ન સંતોષાયા અને દિવસે દિવસે આ પ્રશ્ન ઉગ્ર બનતો ગયો. સને ૧૯૪૫ માં વાઈસરોયે સીમલામાં લીગ અને કોંગ્રેસ પ્રતિનિધિઓની પરિષદ બોલાવી. તેમાં બાપુજી કોંગ્રેસના સલાહકાર તરીકે ગયા. ઘણી ચર્ચાઓને અંતે પરિષદ નિષ્ફળ નિવડી. જ્યાં છૂપા ભેદો રમાતા હોય અને ઝીણા સાહેબ જેવા લોર્ડ ચર્ચિલના હાથમાં રમતા હોય ત્યાં સફળતા કઈ રીતે મળે? અનેક વખત મીશનો આવ્યાં અને ગયાં. અનેક પ્રકારે બાપુજીએ છુટછાટો આપી. કોઈપણ રીતે ભારત આઝાદ બને અને એક પણ ભારત સંતાનનો ભોગ આ નિમિત્તે આપવો ન પડે એવી બાપુજીની મુરાદ બર ન જ આવી. ૧૯૪૬ માં ઝીણા સાહેબના ક્રોધનો જ્વાળામુખી બંગાળમાં નૌઆખલી પ્રગણામાં ફાટી નીકળ્યો. હિંદુઓ ઉપર અમાનુષિક અત્યાચારો થયા. હજારો લોકો ઇસ્લામીઓનો ભોગ થઈ પડયા, ઘરબાર વિનાના થયા અને બહેન દિકરીઓની લાજો લુંટાઈ. ભડકે બળતા નૌઆખલીનો અગ્નિ શાંત કરવા બાપુજીએ નિડરપણે નૌઆખલીનું પર્યટન કર્યું. શાણા ઇસ્લામીઓએ સાથ આપ્યો, અગ્નિ શાંત થયો. તેનો જ પડઘો બિહારમાં પડયો. કલકત્તામાં ઇસ્લામીઓએ કેર વર્તાવ્યો. દેશમાં હાહાકાર વર્તી રહ્યો. છતાં બાપુજીએ અહિંસા અને સત્યનો માર્ગ ન છોડયો. તેમનો આદેશ એક જ હતો કે વેરને વધારવું નહિ. બળતા અગ્નિને શાંત કરવા પાણી છાંટવું પણ ઘાસતેલ ન છાંટવું. આજે ભાન ભૂલી શત્રુ બનેલાઓ કાલે સાન ઠેકાણે

આવતાં મિત્ર બનશે. પ્રેમ અને ભ્રાતૃભાવથી એકતા સાધી શકાશે. બાપુજીએ કલકત્તાનો દાવાનળ શાંત કરવા ઈસ્લામી લત્તાઓમાં નિર્ભય રીતે પ્રવેશ કર્યો. ઘણા ઈસ્લામીઓએ બાપુજીનો આદર કર્યો અને આદેશને માન આપ્યું. હથિયારો બાપુજીને ચરણે ધર્યાં. બાપુજીના પ્રભાવનું પરિબળ આટલેથી ન જ અટક્યું. બિહારનો દાવાનળ બાપુજીની આજ્ઞા થતાં હોલવાયો. પાકિસ્તાન અને હિંદુસ્તાનની ચર્ચા વધારે જોરદાર બની. ઝીણા સાહેબ અને લીગ કમીટીઓએ અનેક પ્રકારની ધમકીઓ આપી. ભારત મુત્સદ્દીઓના ઉર અકળાયાં. હિંસા સામે અહિંસાથી જાનની આહુતિઓ આપવી પડે છે અને ફળ મળતું નથી. હિંસા સામે તો હિંસા જોઈએ જ આવા ઉદ્ગારો સંભળાવા લાગ્યા. પરંતુ બાપુજીની સત્યનિષ્ઠા વિજયી બની કોંગ્રેસ કમીટી પોતાના અહિંસાના ઠરાવથી લેશ પણ ન ડગી.

ભારત અને ઈંગ્લાંડના ગ્રહ બદલાયા. ચર્ચિલ સરકારની જગ્યાએ એટલી સરકાર આવી, પાર્લામેન્ટમાં હિંદનો પ્રશ્ન ખૂબ ચર્ચાયો. હિંદનો ગૃહકલહ શાંત પાડવા લોર્ડ માઉન્ટબેટન સાહેબને વાઈસરોય તરીકે મોકલ્યા. તેઓ સાહેબે લીગ અને કોંગ્રેસના વડાઓની મુલાકાત લીધી. હિંદના મોટા શહેરોમાં ફરી પ્રજાના અવાજને સાંભળ્યો. બાપુજી સાથે ખૂબ મસલત કરી. પરિણામે હિંદુસ્તાન અને પાકિસ્તાનના ભાગલા પડયા. બન્ને પક્ષે તે સ્વીકાર્યા. વહેંચણી થઈ ગઈ. બાપુજીની ઉદારતા કોંગ્રેસે માન્ય રાખી અને દેશના ભલાને ખાતર સમયને વધાવી લીધો. સને ૧૯૪૭ના ઓગસ્ટની પંદરમી તારીખે વાઈસરોય સાહેબે હિંદને સ્વતંત્રતા બક્ષી. વડાપ્રધાન જવાહરલાલને હિંદનો કબજો સોંપ્યો. પાકિસ્તાન ઝીણા સાહેબને સોંપ્યું. આખાયે હિંદમાં પૂર ભભકાથી આઝાદ દિન ઉજવાયો. બાપુજીના જય ધ્વનિએ ગગનમંડળ ગાજી ઊઠયું. પાકિસ્તાનના નેતા લીગ કમીટીના પ્રેસીડેન્ટ ઝીણા સાહેબ બન્યા. બાપુજીને નહોતો સત્તાનોમોહ કે નહોતો માયાનો મોહ ! એમને તો મોહ હતો સત્ય–અહિંસા પાલનનો અને

દેશસેવાનો. દેશ આઝાદ બન્યો. બાપુજીની સ્વરાજ્ય મેળવવાની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. પરંતુ સત્ય અને અહિંસાની ખરી કસોટી તો હવે જ હતી. પંજાબમાં શીખ ઇસ્લામીઓના ઝગડે કેર વરતાવ્યો. પાકિસ્તાનના નેતાઓ મનમાન્યું પાકિસ્તાન મેળવવા છતાં પણ ન સંતોષાયા હોય એવું જણાયું. તેમની ભાવિ મુરાદ શું હશે એ તો પરમાત્મા જાણે. પણ કાવત્રાખોરોનાં કાવત્રાઓ ઉઘાડાં પડી ગયાં. પાકિસ્તાનના નિરાધાર હિંદુઓ ઈસ્લામીઓના જુલ્મે લાખોની કરોડોની મીલકતો મૂકી, ઘરબાર અને બૈરાં છોકરાઓના બલીદાનો આપી, નિરાશ્રીતો તરીકે હિંદમાં આવવા લાગ્યા. આવા કરૂણ દશ્યોથી હિંદી જનતાના હૃદયો ધ્રુજી ઊઠયાં. જ્યાં પરમાત્માની ઇચ્છા જુદી જ હોય ત્યાં કાવત્રાખોરો શું કરી શકે ? દગો દગાને ખાય છે ! દિલ્હીનું કાવત્રું ખુલ્લું પડી ગયું અને દિલ્હીમાં નાદીરશાહી કત્લેઆમ ચાલી. આ બધું બાપુજીથી કેમ સહન થઈ શકે ? તેઓએ આ હત્યાકાંડ શાંત કરવા ઉપવાસ શરૂ કર્યા. બન્ને કોમોના આગેવાનોની બાંહેધરીથી બાપુજીએ ઉપવાસ છોડયા. મામલો કાબુમાં આવતો ગયો. સ્વરાજ્ય તો મેળવ્યું પણ તેને રામરાજ્ય બનાવવાનાં સ્વપ્ના બાપુજીએ સેવવા માંડયાં. કાળની ગતિ કોણ કલ્પી શકે છે ? બાપુજીની શારિરીક અશક્તિ તો ઘટતી જતી હતી, પરંતુ આત્મિક શક્તિ જરાયે ઘટી નહોતી દેશ આઝાદ બનતાં ઊલટી વધી હતી. રોજીંદુ કાર્ય આગળ ધપાવ્યે જતા હતા. વશિષ્ઠ ગુરૂનું પદ ચાલુ જ હતું. હિંદી પ્રધાનો બાપુજીની દોરવણી પ્રમાણે ચાલતા હતા. બાપુજીને મન તો મુસલમાનો અને હિંદુ સમાન જ હતા. પાકિસ્તાનમાંથી આવેલા હિંદુ નિરાશ્રીતોનો સત્કાર થાય એ જ પ્રમાણે મુસ્લીમ નિરાશ્રિતોનો પણ સત્કાર થવો જ જોઈએ એ બાપુજીનો સિદ્ધાંત હતો. આજ સિદ્ધાંતે બાપુજી પ્રત્યે વેર લેવાનું .ગાંડાઓનું ગાંડપણ વધ્યું. તા. ૨૦-૧-૪૮ ના રોજ બાપુજી ઉપર કોઈ ગાંડાએ બોંબ ફેંકયો, પણ નિષ્ફળ ગયો. બાપુજીને નહોતો ચોકી પહેરો કે નહોતા અંગ રક્ષકો. કોઇ પણ મળી શકતું.

પ્રાર્થનામાં વિના સંકોચે સૌ કોઈ આવી શકતા. જ્યાં જીવનનો મોહ નથી, આત્મા અમર છે, પંચભૂતનો દેહ પંચભૂતમાં સમાવાનો છે, પ્રારબ્ધ યોગે નિર્માણ થયેલા કાર્યો અવશ્ય બનવાનાં છે એવી દૃઢ માન્યતાવાળા બાપુજીને ભય કોનો હોય? નારાયણની ઈચ્છાને તો સૌ કોઈએ વધાવી લેવી જોઈએ. બાપુજીનું કાર્ય પુરૂં થયું. એમનો અંતકાળ સમીપ આવી પહોંચ્યો. તા. ૩૦–૧–૪૮ સાંજના પાંચમાં પાંચ મીનીટ ઓછીએ નિયમ પ્રમાણે પ્રાર્થનામાં જતાં સેંકડો માણસોની મેદની વચ્ચે નથુરામ ગોડસે નામના યુવકે બાપુજી સમક્ષ આવી નમન કર્યું અને ત્રણ ગોળીઓના ઘા કર્યા. બાપુજીના મુખમાંથી રામ સ્મરણનો ધ્વનિ નિકળતો સંભળાયો. બાપુજી પડી ગયા. ક્ષણમાં શોકના વાદળો હિંદને ચારે ખૂણે છવાઈ ગયાં. વિધાતાની ગતિ પાસે નિષ્ણાત ડોકટરો પણ શું કરી શકે? બસ? બાપુજી ગયા તે ગયા!! ભારત જનતાને રડતી મૂકી, રામનામની ધુન વચ્ચે બાપુજી પરલોક સીધાવ્યા!!! ભારત મૈયાનો સાચો સત્યાગ્રહી સપુત ભારતમૈયાને આઝાદ બનાવી બ્રિટીશ સામ્રાજ્યનો યુગ પલટો કરી, ભારતમૈયાનું ગૌરવ ઝળકાવી, અમર જ્યોતિ વડે દિંગતમાં ઝળકયો. ધન્ય છે બાપુજી જેવા સાચા સપુતને! ધન્ય છે ભારત મૈયાને!!

દિવ્યતાએ શોભતી, દિંગતમાં જય ભારતી!
આઝાદ બનાવી બાપુજીએ, યશ વધાર્યું ભારતી!
પુત્ર હો તો બાપુ જેવા! માત હો તો ભારતી!
દિગંતમાં દિપી રહે, સુત પ્રિય પ્રેમા ભારતી!

---

૨૫

## બાપુજીના આશ્રમો અને સહાયક મિત્રો

વસંત તિલકા

**ભુગર્ભમાં અખૂટ સમૃદ્ધિ છે ભરેલી,**
**સિદ્ધિ સુધા સમ વનસ્પતિએ વરેલી,**
**માટી થકી કનક નિકળતું પ્રયત્ને,**
**સંસ્કાર પ્રાપ્ત કરતાં મનુષ્યો સુયત્ને.**

પ્રયત્ન કરવાથી અતિ મુશ્કેલ કાર્ય હોય તો તે પણ ફળદાયી નિવડે છે. હાલના વિદેશીય શોધકોએ વિજ્ઞાન કળાની એટલી બધી શોધખોળો કરી છે કે જેના પરિણામો જોઈ આપણે તાજુબ થઈએ છીએ. પુષ્પક વિમાનમાં બેસી રામચંદ્રજી લંકાથી અયોધ્યા ગયાની રામાયણની વાતોને નહિ માનનારી પ્રજા આજે હવાઈ વિમાનોની પ્રગતિથી માનવા લાગી છે. રેડિઓ દ્વારા હજારો ગાઉ દૂર બેઠે બેઠે બોલવામાં આવતું આપણે સાંભળી શકીએ છીએ. વાયુનાં મોજાં દ્વારા મોકલાએલા સંદેશાઓ હજારો ગાઉ દૂર જાણી શકાય છે. આથી પ્રાચીન કાળની આત્મયોગ સિદ્ધિ દ્વારા તત્વજ્ઞાનની પ્રવર્તક સિદ્ધિઓને માનવી પડે છે. હિંદુસ્તાનની આ પ્રાચીન કળાઓનો પ્રાદુર્ભાવ હાલની નવીન પ્રગતિઓએ પુરવાર કરી બતાવ્યો છે અને પુરાણોમાં કથાયેલી કેટલીક અસંભવિત કથાઓને સંભવિત માનવાની ફરજ પાડી છે. પ્રાચીન સમયના હિંદના ઇતિહાસો અવ-

લોકતાં ઉત્તમ કોટીની વિદ્યાકળાની પ્રતિતિ છે. હિંદના માનવીઓની પ્રાચીન સંસ્કૃતિ પણ ઉત્તમ કોટીની હતી. એટલે પ્રજાવર્ગ વિશેષ કરીને આત્મ દર્શિય પ્રગતિથી વિભુષીત હતો એ નિશંક છે એવું પુરાણોની કથાઓ ઉપરથી જણાય છે.

પ્રજાની સારી સંસ્કૃતિનો આધાર કેળવણી અને સંગતિ ઉપર રાખી શકાય છે. હિંસક પ્રાણીઓ અને પક્ષીઓને પણ કેળવી તેની પાસેથી ધારેલું કાર્ય સિદ્ધ કરી શકાય છે. તેના દાખલાઓ આપણે સરકસોમાં જોઈ શકીએ છીએ. જ્યારે પશુઓ અને પક્ષીઓને પણ યોગ્ય કેળવણી દ્વારા સંસ્કારી બનાવી શકાય છે, ત્યારે માનવ જીવોને સંસ્કારી બનાવવાની વાત કાંઈ મુશ્કેલ નથી. પણ આ બધું યોગ્ય પ્રયત્નથી બની શકે.

પૃથ્વીમાં અનેક પ્રકારની સમૃદ્ધિઓ ભરેલી છે. હિરા અને માણેક જેવાં અતિ કિમતી પદાર્થો ભૂમિમાથી નિકળે છે. માનવજીવોને ઉપયોગી અનેક પ્રકારના ખનીજ પદાર્થો પૃથ્વીના પડમાંથી કાઢવા માં આવે છે. માનવદેહોને સુશોભીત બનાવનારી અને માયાવી મનાયેલી સુવર્ણ જેવી ઉમદા ધાતુ માટીમાંથી ઉત્પન્ન કરવામાં આવે છે. વિવિધ પ્રકારની વનસ્પતિઓ કે જે ફળ ફળાદિ જેવા ઉત્તમ સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો ઉપરાંત આરોગ્યવર્ધક ગુણોથી ભરપુર તેમજ આત્મ સંજીવની જેવી અમૃત તુલ્ય ઔષધિઓથી ભરેલી છે તે પણ પ્રયત્ન કરવાથી પ્રાપ્ત કરી શકાય છે. એજ પ્રમાણે મનુષ્યોમાં મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે સુયત્નો કરવા જરૂરનાં છે. દૈવી ભારતની સંસ્કૃતિ, પ્રાચીન સમયથી રૂષી મુનિઓના આશ્રમોમાંથી આત્મદર્શિય અને તત્ત્વજ્ઞાનની કેળવણી દ્વારા પ્રજા વર્ગને મળતી હતી. એ સમયે નહોતું મોહમાયાનું કાળબળ કે નહોતો આડમ્બરી વૈભવ ભોગવવાનો શોખ, નહોતી ધનલોલુપતા કે નહોતો સ્વાર્થ સાધવાનો દુરાગ્રહ. છતાં પ્રજાવર્ગ દૈવી વૈભવો ભોગવવા સાથે સંતોષી અને સુખી હતો.

ક્રમેક્રમે રાજક્રાંતિઓના ફેરફાર સાથે, કેળવણીની પદ્ધતિના ફેરફાર સાથે દેશની સંસ્કૃતિએ યુગ પલટો ખાધો. માનવ જીવનના ઘડતરો ભિન્ન ભિન્ન દષ્ટિએ ઘડાવા લાગ્યાં. આધ્યાત્મિક સંસ્કૃતિને બદલે આધિભૌતિક સંસ્કૃતિનું બળ વધવા માંડયું. તેમાંયે ઇસ્લામી અને બ્રિટનના રાજ્ય અમલમાં તો નહિ ધારેલો અને નહિ અનુભવેલો એ વિષમ કાળ અનુભવવો પડયો. યુગ યુગના ફેરફાર સાથે આવા ફેરફારો થયા કરે છે. રામ રાજ્યના સમય પછી આવી દશા અનુભવાતી હતી. શ્રી કૃષ્ણચંદ્રના પ્રાદુર્ભાવે પુનઃ ફેરફાર થયો અને પાંડવ કૌરવોના મહાયુદ્ધે દિશા બદલી. ફરીને રાજર્ષિ યુધિષ્ઠિરનું ધર્મ રાજ્ય સ્થપાયું. પાંડવોના સ્વર્ગારોહણ પછી પરીક્ષિતના સમયમાં પુનઃ ફેરફાર થયો. ત્યાર પછીના હજારો વર્ષોમાં ભારતે અનેકવિધ ફેરફારો અનુભવ્યા. ભારતના સદ્‌ભાગ્યે વીસમી સદીના મધ્યકાળમાં બાપુજી જેવા મહાપુરૂષ ઉત્પન્ન થયા અને તેમણે પ્રાચીન સંસ્કૃતિના પાયા રૂપ સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનો પુનરોદ્ધાર કરી ભારતમૈયાને પરાધિનતાની બેડીમાંથી મુક્ત કરી. આ દૈવી ચમત્કૃતિયુક્ત બનાવ આપણી નજર સામેનો છે.

બાપુજીએ દેશ પરદેશ ફરી પ્રજા જીવનની પરિસ્થિતિનું નિરિક્ષણ કર્યું. વેદ, વેદાન્ત, પૂરાણો અને ભારતનો પ્રાચીન ઇતિહાસ અવલોકયાં. સાંપ્રત સમયની પ્રજાની અધોગતિ નિહાળી બાપુજીનું દિલ દુભાયું અને પુનઃ પ્રજોન્નતિ કરવા કમ્મર કસી. મહાપુરૂષોના જન્મો પ્રજોન્નતિ માટે હોય છે. બાપુજીનો જન્મ પણ ભારતોદ્ધાર માટે હતો. જન્મથી જ બાપુજીનું હૃદય સેવા કાર્યમાં પ્રવર્તક હતું અને જેમ સમય વિતતો ગયો, અનુભવ અને અભ્યાસ વધતાં ગયાં તેમ તેમ તેમની સેવા ભાવના પણ વધતી ગઈ. બાપુજીના જીવન કાર્યો આપણે અગાઉના પ્રકરણમાં અવલોકી ગયા છીએ. પરંતુ માનવ જીવનનું નવું ઘડતર ઘડવાના પ્રયોગો વિસ્તારથી જણાવવાની જરૂર જણાય છે તેથી તેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

અનુભવોના અંતે બાપુજીએ અનેક વખત જીવન પલટા કર્યા છે. પરંતુ તેમના જીવનનો ખરો પલટો તો આપણે અગાઉ જણાવી ગયા છીએ તેમ સને ૧૯૦૪માં અંગ્રેજ લેખક રસ્કીનનું Unto the Last નામનું પુસ્તક વાંચ્યા પછી જ થયેલો છે. એ પુસ્તક બાપુજીને એટલું બધું ગમ્યું કે પોતે તેનું "સર્વોદય" નામનું ભાષાંતર કર્યું. સાથે સંકલ્પ કર્યો કે વકીલાત છોડી ખેડૂત તરીકેનું તદ્દન સાદું જીવન ગુજારવું અને પ્રજાવર્ગનું આદર્શમય જીવન ઘડતર ઘડવા પ્રયોગશાળા (આશ્રમ)ની યોજના કરવી. હિંદુસ્તાનના પ્રાચીન રૂષીઓ પ્રજાના બાળકોને આવી રીતે તૈયાર કરતા હતા એ વાત તેમના લક્ષમાં આવી. વિચારને અંતે તેનો અમલ કરવા પ્રેરાયા. સમયના ફેરફારની સાથે કાર્ય પદ્ધતિમાં પણ ફેરફાર કરવો પડે છે. એ વિચારી એક જ સ્થાનમાંથી માનવજીવન આદર્શના અનેક સિદ્ધાંતો શીખી શકાય એવી પદ્ધતિ સ્વીકારી. બાપુજીએ માનવ જીવનની ઉન્નતિ અર્થે સ્થાપે ત્રણ પ્રયોગશાળાઓનું સંક્ષિપ્ત વર્ણન આપણે અગાઉ વાંચી ગયા છીએ. તે પૈકીની પહેલી પ્રયોગશાળા એ ફીનીક્સ આશ્રમ. દક્ષિણ આફ્રિકામાં આવેલા જોહાનીસબર્ગ અને ડર્બન વચ્ચેના ફીનીક્સ સ્ટેશન નજીક બાપુજીએ સો એકર જમીન ખરીદી ફીનીક્સ આશ્રમ કહો કે ટોલ્સ્ટોય આશ્રમ કહો તેની સ્થાપના કરી. તે પહેલાં ઇન્ડીઅન ઓપીનીયનના વ્યવસ્થાપક મી. વેસ્ટ કે જેઓ બાપુજીના પરમ મિત્ર હતા તેમને બાપુજીએ પોતાના વિચારો જણાવ્યા. તેઓએ પણ બાપુજીના વિચારોને સંમત થઈ કાર્યમાં સામેલ થવા જણાવ્યું. આ આશ્રમનું મુખ્ય ધ્યેય સ્વાશ્રય ઉપર તે રચાયેલું હતું. ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરવાના આદર્શ ગુણો ઉપર તે રચાયેલું હતું. મારા અને તારાપણાનો ભેદ ટાળી ભ્રાતૃભાવ ભરી ઐક્યતા સધાય, પરાવલંબી બનવા કરતાં, સ્વાવલંબી બનાય, આત્મ-દર્શિય જ્ઞાન પ્રાપ્ત થાય. અનેક પ્રકારના જીવનવિગ્રહોથી દૂર થઇ સમાનતાની દૃષ્ટિએ પરસ્પર સ્વમાન સચવાય, સત્ય અને અહિંસાના

માર્ગે આત્મકલ્યાણ સધાય, સ્વાર્થ, મોહ, અને માયાના આવરણોમાં કલુષિત બનેલા આત્માને સંતોષ પ્રાપ્ત થાય, સાદું ભોજન, સાદો પહેરવેશ અને સાદી રહેણીકરણી સાથે સ્વધર્મ પાલનની ઉન્નત ભાવના મેળવી શકાય, વ્રત પાલન, કાર્ય નિયમન અને શિસ્તને આ આશ્રમની પ્રણાલિકાએ પ્રથમ સ્થાન આપ્યું હતું. આશ્રમના વ્રતો અને નિયમો નીચે પ્રમાણે હતા. (૧) બ્રહ્મચર્ય વ્રત પાળવું. (૨) સૂક્ષ્મ સત્યવ્રત પાળવું. (૩) કામ મુખ્યત્વે અંગનું સમજવું. (૪) અક્ષર જ્ઞાન મેળવવાનો હેતુ હોય તો તે ભૂલી જવો. સહેજે અને જરૂર પડયે વધે તે ભલે. (૫) અક્ષરજ્ઞાન કરતાં ચારિત્ર ઘડાવવું એ આપણું કર્તવ્ય છે એમ મન સાથે નિશ્ચય કરવો. (૬) ન્યાયના કે કુટુમ્બના અન્યાયની સામે નિર્ભયપણે થવાનો વિચાર રાખવો અને (૭) ચોખ્ખી ગરીબાઈ ધારણ કરવી.

ઉપરના સાતે વ્રતો પળાવા કઠિન તો હતાં. પરંતુ મન ઉપર અંકુશ મૂકતાં તે પાળી શકાય છે. મન-વચન અને કાયાથી વ્રતો પળાય તોજ તેનું સાચું પાલન કર્યું ગણાય, મન માંકડા જેવું ચંચલ છે. તેને વશ કરવું મુશ્કેલ છે. વાણી વિલાસનું નિયમન પણ સહેલું નથી અને કાયા તો દુષ્કર ગતિમાં લઈ જનારી ઈન્દ્રિઓને આધીન હોવાથી જાણે અજાણે પણ ભાન ભૂલ્યા બનાવી મૂકે. આવી સ્થિતિમાં બાપુજી જેવાનું સાત્વિક નેતૃત્વ હોય તો જ કાર્ય સિદ્ધ થઈ શકે. સમય પરત્વે ભુલો થાય તો નિડરપણે જાહેર કરવાનું આત્મબળ કેળવવું હોય તો કરેલી ભૂલોનો પશ્ચાતાપ કરવો. એ બાપુજીના આશ્રમ શિક્ષણોની પ્રણાલિકાએ પ્રતિત થાય છે.

અક્ષર જ્ઞાન કરતાં આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવું એ જીવન સિદ્ધિનો મુખ્ય મંત્ર છે. હાલની કેળવણી સ્વાર્થમય, મોહમય અને વૈભવી ભાવના ઉત્પન્ન કરનારી છે. ઉત્તમ ચારિત્ર્ય એજ કેળવણીનું પ્રથમ પગથિયું છે. એ તરફ બહુધા ઉપેક્ષા કરવામાં આવે છે. આવી

કેળવણીને બાપુજીના આશ્રમોમાં લેશ પણ સ્થાન ન હોતું એવું અનુભવે સિદ્ધ થાય છે.

નિયમસરની કાર્યક્રમની પદ્ધતિ પણ એટલી જરૂરની છે. ગુરૂ અને શિષ્યો વચ્ચે પિતા પુત્રની ભાવના હોય તોજ જીવન આદર્શ પ્રાપ્ત કરી શકાય છે. બાપુજી આશ્રમના પિતા હતા. શિષ્યો તેમના પુત્રો હતા. ક્યાં છે આ ભાવના હાલની શિક્ષણશાળા-ઓમાં? બાપુજીને કોઈ માસ્તર કે ગુરૂજીના નામથી સંબોધતા નહોતા, પણ બાપુજી નામથી સંબોધતા હતા. કેવા સાત્વિક ભાવનાનો ઉત્તમ પ્રયોગ! બાપુજી આશ્રમવાસીઓની ભૂલો સુધારવા ક્રોધ કરતા નહોતા, ઠપકો આપતા નહોતા કે મારતા પણ નહીં; પરંતુ સ્વયં ઉપવાસાદિ પ્રયોગો કરી ભાન ભૂલ્યાને ઠેકાણે લાવતા. જોવામાં આવે છે કોઈ શિક્ષણશાળાઓમાં આવા આત્મદષ્ટિય પ્રયોગો? નિયમ તે નિયમ. તેમાં ન હોય અપવાદને સ્થાન. બાપુજીના આ આશ્રમનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો.

| | |
|---|---|
| સવારે ૫ વાગ્યે ઊઠવું. | પ્રાર્થના અને સ્વાધ્યાય. |
| સવારે ૬ થી ૭ | દાતણ અને શૌચાદિ. |
| સવારે ૭ થી ૯–૩૦ | અંગ મહેનત, ખોદવું, ગોડવું, ઘાસ કાઢવું. બીની કયારી કરવી, ફળઝાડ રોપવાં, ફળઝાડની સારવાર કરવી, ફળ ઉતારવાં, આજુબાજુ સ્વચ્છતા કરવી, પાયખાનું સ્વચ્છ કરવું, સૌ સૌને સોંપેલા કાર્યમાં લાગી જવું. |
| સવારે ૯–૩૦ થી ૧૦ | સ્નાનાદિ. |
| સવારે ૧૦ થી ૧૨ | જમવાનું અને આરામ. |
| બપોરે ૧૨ થી ૪ | અક્ષરજ્ઞાનના વર્ગો અને પ્રેસનું કામ વારાફરતી બે ટુકડે થાય. |
| બપોરે ૪ થી ૫ | સ્વાધ્યાયન સમય. |

સાંજના ૫ થી ૬ જમવાનું.

સાંજના ૭ થી ૮ પ્રાર્થના, કથાવાચન. અન્ય વાર્તાવિનોદ.

સાંજના ૮ થી ૯ સ્વાધ્યાયન સમય. મનપસંદ વાચન.

સાંજના ૯ થી ૫ ઊંઘ.

હાલના બોર્ડિંગ હાઉસો, છાત્રાલયો, વિદ્યાપીઠો કે શિક્ષણ-શાળાઓમાં જોવામાં આવે છે આવા નિયમબદ્ધ કાર્યક્રમો ? અલ્પાંશે હશે કોઈ સદ્‌ભાગી સ્થાનમાં ! પ્રભુ ભાવનાનો તો લોપ જ થતો ચાલ્યો છે ! પરલૌકિક ભાવનાને બદલે ઐહિક ભાવના પોષાય છે. શિક્ષણશાળાઓ વેપારીની પેઢીઓનો અનુભવ કરાવે છે. આવી સ્થિતિમાં ઉન્નત ભાવના પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. બાપુજીના આશ્રમમાં તો ઉન્નત ભાવના જ પોષાતી હતી.

બાપુજીની કેળવણી આત્મિક કેળવણી હતી. પુસ્તકોનું વાંચન ભાવી જીવનમાં અનુકરણિય સાધના રૂપે હતું. ઇન્દ્રિય દમન અને રસાસ્વાદનો ત્યાગ આત્મસિદ્ધિના પ્રાધાન્યપદે હતાં. પરોપકાર અને સેવા આત્મકલ્યાણની ચાવી ગણાતી. ભ્રાતૃભાવ અને સમાનતા સાચા મનુષત્વને સાધ્ય કરનાર પગલારૂપે માનતાં. શ્રમ, દમ, યમ, તપ, વ્રત આત્મોન્નતિના સાધન મનાતાં. બાપુજી પોતે વિદ્યાર્થી અવસ્થા ભોગવતા અને વિદ્યાર્થીઓમાંથી નાના મોટાનો ભેદ ટાળવા એકાગ્ર ચિત્તે કાર્ય કરવામાં વિદ્યાર્થીઓની સાથે જ રહેતા. આવો વાત્સલ્ય-ભાવ જ્યાં કેળવાતો હોય ત્યાં માટીમાંથી સોનું નિકળે તેમ માટીમાંથી માનવી કેમ ન બનાવીશકાય ! આવા પ્રકારની શિક્ષણ પદ્ધતિ બાપુજીના આશ્રમમાં જ જોવામાં આવી છે. બાપુજી જાતે જ અનેક અખતરા-રાઓ કરતા હતા અને વિદ્યાર્થીઓ પાસે કરાવતા હતા વ્રત પાલનની દઢતા અને મન ઉપર સંયમ મેળવવાનો તો બાપુજીનો ઉદ્દેશ હતો. બાપુજી કહેતા કે "જેણે ઇન્દ્રિયો જીતી તેણે જગત જીત્યું અને જીવ જીત્યો તેણે ઇન્દ્રિયો જીતી." જેને સાચુ પ્રભુત્વ

પ્રાપ્ત કરવું હોય તેમણે સર્વવ્યાપક જીવાત્માઓની સેવા કરવામાં ન્હાનમ નજ સમજવી જોઇએ. પ્રાણીમાત્રની સેવા તેજ સાચી સેવા છે. એજ સાચો ગીતામાં શ્રીકૃષ્ણે કહેલો નિષ્કામ કર્મ યોગ્ય છે. બાપુજીના મિત્ર મી કેલનબેક કે જેઓ બગીચાના અધિકારી હતા તેઓ વિદ્યાર્થીઓને ત્યાં સુધી શીખવતા કે ઝાડપાનને કાપ મૂકવામાં કે વાળવામાં નાના બાળકને મૃદુતાથી નસ્તર મૂકવા કે વાળવા જેટલી કાળજી રાખવી જોઈએ, કારણ કે વનસ્પતીઓમાં પણ જીવ છે. માંદાની માવજત બાપુજીને બહુ જ પ્રિય હતી અને એને જ તેઓ સાચી સેવા ગણતા હતા. બાપુજીના બધા આશ્રમોમાં માંદાઓની માવજતનો વિભાગ ખાસ રાખવામાં આવેલ છે. મહાન કિંમતી ઔષધિઓ અને ઈન્જેકશનો કરતાં પણ માટીના પ્રયોગો કરીને બાપુજીએ ઘણાં દર્દીઓને દર્દ મુક્ત કર્યાની કથાઓ, બાપુજીની સાધના અને જીવનપોથીમાંથી મળી શકે છે. શારીરિક કેળવણી માટે હાલના જેવા અખાડાઓ કે અંગ કસરતના સાધનો બાપુજીએ નહોતા વસાવ્યા. ખેતીનું કાર્ય અને ખેતીવાડીના સાધનો એજ બાપુજીના અખાડાઓ અને અંગ કસરતના સાધનો હતાં. આવા પ્રત્યક્ષ અનુભવોને મગજમાં ઊતારવા અને અમલમાં મૂકવા સુધારાને પંથે વળેલા અને વિદેશીય વાતાવરણોમાં પરવશ બનેલાઓને ફુરસદ ક્યાં છે ? શ્રદ્ધા ક્યાં છે ? બાપુજીએ આ આશ્રમ દ્વારા આધ્યાત્મિક કેળવણીના યોગે અનેક સાચા દેશભક્તો, સેવકો અને સહાયક મિત્રો ઊભા કર્યા છે.

બાપુજીનું બીજું આશ્રમ તે અમદાવાદને આંગણે પવિત્ર સાબરમતીને તીરે આવેલું "સત્યાગ્રહ આશ્રમ." આ આશ્રમના નિયમો ફિનિક્સ આશ્રમથી કંઈક જુદા જ હતા, કારણ કે આફ્રિકાથી હિંદ આવ્યા બાદ હિંદના ચારે ખૂણે ફરી હિંદુસ્તાનની પ્રજાની પરિસ્થિતિનું જે નિરિક્ષણ કર્યું હતું અને કુંભકર્ણની ગાઢ નિદ્રા અનુભવતી પ્રજાની આત્મવિહુણી નિર્બળતા જોઇને બાપુજીને દુઃખ થયું હતું તે

દૂર કરવા, પ્રજાને જાગ્રત બનાવવા, નિડર બનાવવા, આત્મબળ પ્રેરવા અને સાચા ધર્મનું ભાન કરાવવાનું કાર્ય કરવાનું હતું અને તે દ્વારા દેશની પરાધિનતા ટાળવાનું હતું. જેથી આશ્રમવાસીઓ માટે નીચેના નિયમો સ્વીકાર્યા હતા. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય આ પાંચે ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા મહાવ્રતો હતાં. આ વ્રતોનું પાલન થાય તો ધારેલી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે આ ઉપરાંત દેશની અધોગતિના કારણ રૂપ દુષ્ટ કૃત્યોને દૂર કરવા અસ્વાદ, જાતમહેનત, સ્વદેશી અને અસ્પૃશ્યતાનું પાલન આશ્રમવાસીઓ માટે નિયમિત હતું. અહિંસા અને સત્ય સાધવાં હોય તો આ નિયમોનું પાલન કરવું જ જોઈએ. બ્રહ્મચર્ય આ બધા નિયમોના સાધન રૂપે ગણાય ભિષ્મે બ્રહ્મચર્યવ્રત પાલનથી કાળને પણ અશક્ત બનાવ્યો હતો. બાપુજીએ પોતાનો દૈવી પ્રભાવ જગત ઉપર પ્રસરાવ્યો હોય અને અનેક વિરોધી મહાનુભાવોને નિઃશસ્ત્ર મહાત કર્યા હોય તો તે બ્રહ્મચર્યવ્રતના પાલન પછી જ હિંદની અસ્પૃશ્યતાએ કરોડો હિંદુઓને પરધર્મી બનાવ્યાનું કાર્ય બાપુજીથી શે સાંખી શકાય ? બાપુજીના આફ્રિકાના કાર્યે હિંદી પ્રજા બાપુજીના નામથી પરિચિત બની હતી. પરંતુ અમદાવાદ વસ્યા પછી પ્રત્યક્ષ દર્શન કરવાની અભિલાષા થાય એ સ્વાભાવિક છે. રોજને રોજ અનેક ધનવાનો. વિદ્વાનો, અમલદારો, ફિલસુફો. પ્રજાસેવકો બાપુજીને મળવા આવતા. નારદજીએ દ્વારિકામાં શ્રી કૃષ્ણને ઘેર જતાં ભિન્ન ભિન્ન કાર્યોમાં શ્રી કૃષ્ણને જોયા હતા. તે પ્રમાણે બાપુજીને પણ કોઈ ઘંટીએ દળતા જુએ; કોઈ હાથમાં દેગડો લઈ કૂવા ઉપર પાણી ભરવા જતાં જુએ, કોઈ જમીન સાફ કરતાં જુએ, કોઈ રસોડામાં જુએ, કોઈ વાંચતા લખતાં જુએ, કોઇ મિત્રો સાથે મંત્રણા કરતા જુએ. બાપુજીના આવા કાર્યાનુભવે બાપુજીએ ટુંક સમયમાં જનતાનો પ્રેમ સંપાદન કર્યો હતો.

જેમ જેમ સમય આગળ વધતો ગયો તેમ તેમ આશ્રમ દ્વારા નવી નવી યોજનાઓ અમલમાં મૂકાતી ગઇ અને તેમાં વિશેષ ભાગે

સફળતા પણ મળતી ગઈ. આશ્રમની ખ્યાતિ અને પ્રતિષ્ઠા દિવસે દિવસે વધવા માંડી, દેશપરદેશના મહાન્ પુરુષો બાપુજીની આ પ્રવૃત્તિથી ચકિત થઇ ગયા અને બાપુજીના દર્શન તથા વાર્તાલાપ માટે અધીરા બની આશ્રમમાં આવવા લાગ્યા. કેટલાક વિદેશી મિત્રો તો બાપુજીના આફ્રિકાના કાર્યથી બાપુજી ઉપર ફીદા થઇ ગયા હતા અને બાપુજીના પરમભક્ત બન્યા હતા. મો. પોલાકે તો બાપુજી આફ્રિકામાં જેલ ગયા પછી સત્યાગ્રહ સૈન્યની સરદારી લીધી હતી અને ઇન્ડીયન ઓપીનીયનના તંત્રી તરીકે કામ કર્યું હતું. મી. ફીલીપ્સ કે જેઓએ આફ્રિકામાં બાપુજી ઉપર પઠાણોએ હુમલો કરેલો એ સમયે ઘણી સુંદર સહાયતા કરી હતી અને બાપુજીને પોતાને ઘેર હૃદયની સેવા અર્પી હતી. આવા તો બાપુજીના ઘણા મિત્રો હતા કે જેઓ બાપુજીની પ્રવૃત્તિને શિરોમાન્ય માનતા હતા. આવા મિત્રો અવારનવાર આશ્રમમાં આવતા રહેતા અને બાપુજીના સહવાસમાં આનંદ માનતા. સરદાર વલ્લભભાઇ પટેલ કે જેઓ એ વખતે યુરોપીયન શણગારમાં બેરીસ્ટરી કરતા હતા તેઓ ભગવાન્ મહાવીર પટ્ટશિષ્ય બનેલા ગૌતમમુનીની માફક બેરીસ્ટરી તથા વિદેશીય શણગારોનો ત્યાગ કરી બાપુજીના પટ્ટ શિષ્ય બની ગયા. વસોના દરબાર ગોપાળદાસે તો પોતાના રાજપદનો પણ ત્યાગ કર્યો અને રાજરાણી ભક્તિબા સાથે બાપુજીને શરણે મસ્તકો ધર્યા. વડોદરાના સેસન્સ જજ અબ્બાસ તૈયબજી સાહેબ જેવા વિદેશીય રહેણી કરણીમાં જીવન ગુજારનાર મહાપુરુષ પણ દેશને ખાતર વિદેશીય રહેણી કરણીનો ત્યાગ કરી બાપુજીની સેવા ભાવનાને આધિન થયા. ક્રમેક્રમે દેશના નેતાઓ બાપુજીના વિચારોને જ અનુસરવા લાગ્યા અને કોંગ્રેસે પણ બાપુજીની યોજનાઓ સ્વીકારવા માંડી. સર્વાંશે હિંદને સ્વતંત્ર બનાવવાની દરેક યોજનાનો પાયો તે આ સત્યાગ્રહ આશ્રમ જ. વિદેશીય કાપડનો ત્યાગ અને સ્વદેશી માલના પ્રચારની પ્રવૃત્તિનું મૂળ કેન્દ્ર સત્યાગ્રહ આશ્રમ. રેંટીયા પ્રવૃત્તિ, ખાદી ભંડાર, અને ખાદીના જ કપડા પહેરવાની પ્રતિજ્ઞાઓ આ આશ્રમ-

માંથી જ લેવાણી. બાપુજી સાથે ઘણાઓએ પોતાને હાથે કાંતેલું અને પોતાને હાથે વણેલું કપડું વાપરવાની દઢતા આ આશ્રમમાંથી મેળવી. દેશને ખાતર અનેક કષ્ટ સહન કરવાનું નાના મોટાનો ભેદ ત્યજી ભ્રાતૃભાવે રહેવાનું અને જેલમાં જવાનું મનોબળ પણ આ આશ્રમમાંથી કેળવાયું. અન્યાયની સામે ન્યાય મેળવવા તન મન ધનના ભોગે અહિંસક સત્યાગ્રહની શરૂઆત આ આશ્રમમાંથી જ થઈ. ખેડા જીલ્લામાં તો નાના મોટા ઘણા સત્યાગ્રહો થયા છે, પણ તેની પ્રવૃત્તિનું પગલું આ આશ્રમ જ ગણાતું હતું. પ્રાંતિક પરિષદો, જીલ્લા પરિષદો અને તાલુકા પરિષદોનું બંધારણ આ આશ્રમમાંથી ઘડાતું હતું. કોંગ્રેસનું સુકાન ફેરવી રાજશાસનના અન્યાય સામે મોરચા માંડવા પ્રાંતિક સભાઓ, તાલુકા સભાઓ, ગ્રામ્ય સભાઓ વિ. નું નિયમિત બંધારણ આ આશ્રમમાંથી જ ઘડાયું. કોંગ્રેસના મેમ્બરો મેળવી મતાધિકાર પ્રમાણે રાજવ્યવસ્થાપૂર્વકના કાર્યો આ આશ્રમમાંથી જ શરૂ થયા. હિંદુ મુસ્લિમ ઐક્યતા, અસ્પૃશ્યતા નિવારણ વિ. રચનાત્મક કાર્યક્રમો આ આશ્રમાંથી પ્રગતિમાન બન્યા. ડરપોક બનેલી પ્રજાના હૃદયમાં નિડરતા અને આત્મબળની અમોઘ શક્તિઓ આ આશ્રમમાંથી જ પ્રાદુર્ભાવ પામી. અમૂલા દેહના આત્મબલિદાનો આપવાની આત્મિક શક્તિ પણ આ આશ્રમમાંથી ઉદ્‌ભવી. સ્વદેશી ઝંડાનો પ્રચાર અને ધારાસભાઓનો બહિષ્કાર કોંગ્રેસ દ્વારા અમલમાં મૂકાયો હોય તો તે આ આશ્રમની પ્રેરણાથી. સને ૧૯૨૧ની છત્રીસમી કોંગ્રેસની બેઠક અમદાવાદને આંગણે મળી અને પ્રાણવિહુણા દેહમાં યોગબળના મંત્રોદ્વારા પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે તેમ કોંગ્રેસ કાર્યવાહીનું પુનર્જીવન આ આશ્રમની પવિત્ર ભૂમિમાંથી પ્રકાશ પામ્યું. સાથે અનેકવિધ પ્રવૃત્તિઓ શરૂ થઈ. ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના આ આશ્રમની ઉચ્ચ ભાવનાનું પરિણામ સૂચવે છે. આટલેથી જ આ આશ્રમની પ્રતિષ્ઠા અને ઉપયોગીતા પૂરવાર થતી નથી. દેશભરમાં વ્યાપી રહેલા વેદમંત્રો જેવા સત્ય અને

અહિંસાના દૈવી મંત્રો દેશભરમાં આ આશ્રમમાંથી ઉચ્ચારાયા કે જે મંત્રોના પરિબળે દેશ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકેલ છે આ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો કાર્યક્રમ આ આશ્રમમાંથી જ ઘડાંયો અને ૧૯૩૦ના માર્ચની ૧૨મી તારીખના પવિત્ર પ્રભાતે બાપુજીએ ૮૦ ચુનંદા સ્વયંસેવકોની સાથે દાંડી મીઠા સત્યાગ્રહની કૂચ કરી અને દેશ ભરમાં સત્યાગ્રહનો દાવાનળ સળગાવ્યો. સરદાર વલ્લભભાઇ પટેલ તો બારડોલીના વિજય પછી પ્રજા જાગૃતિના પ્રખર વ્યાખ્યાનોથી સરકારની આંખમાં કણાની માફક ખૂંચ્યા હતા અને રાસમાંથી તેમને પકડી ત્રણ મહિનાની જેલમાં સાબરમતી લઈ ગયા હતા. દાંડીકૂચની એક જ દિવસ અગાઉ સરદાર સાહેબ આશ્રમના આંગણે બાપુજીના દર્શન કરી હસ્તે મૂખડે સાબરમતી પધાર્યા હતા. આ બારડોલીની લડતના પગરણોનું પ્રગતિગમનસ્થાન તે આ સત્યાગ્રહ આશ્રમ. સત્યાગ્રહ આશ્રમની જેટલી મહત્તા વર્ણવીએ તેટલી ઓછી છે. સ્વરાજ્ય મેળવ્યા સિવાય આ આશ્રમમાં ફરી પગ મૂકીશ નહિ એવી દૃઢ પ્રતિજ્ઞા કર્યા પછી બાપુજીએ દાંડીની કૂચ કરી હતી. બરાબર સત્તર વર્ષ અને પાંચ માસે બાપુજીએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી પરંતુ અમદાવાદના કમભાગ્યે બાપુજીના પવિત્ર પગલા પૂનઃ આ આશ્રમમાં પ્રાપ્ત થયાં નથી. આશ્રમને કાંઠે સાબરમતી ચંદ્રભાગાના સંગમ ઉપર બાપુજીના પવિત્ર અસ્થિ અને ભસ્મ પધરાવવાની અને બાપુજીનું નામ અમર રાખવાની પવિત્ર ક્રિયાઓ દબદબા ભર્યા સરઘસ અને સભા દ્વારા કરવામાં આવેલ છે, જે આશ્રમની પ્રતિભાનો પ્રભાવ વૃદ્ધિગત કરે છે

નડીયાદના જાણીતા વયોવૃદ્ધ વકીલ ગોકળદાસ તલાટી, રવીશંકર મહારાજ, રાવજીભાઈ અને મોહનલાલ પંડયા જેવા મહારથી સૈનિકોએ બાપુજીનું શરણું સ્વીકાર્યું હતું. ભાવનગરના દિવાન સર પ્રભાશંકર પટ્ટણી જેવાએ પણ અવારનવાર બાપુજીના આશ્રમમાં

આવી અનેક ચર્ચાઓ કરેલી અરે ખાદી પહેરવાનું વ્રત લીધેલું. વિદેશીય સન્નારીઓ પણ બાપુજીના દર્શને આવતી હતી. મીરાં બહેન તો બાપુજીના કૌટુમ્બીક હોય એ રીતે બાપુજીની સાથે જ રહેતાં હતાં. મીઠા સત્યાગ્રહની મુસાફરી દરમ્યાન ગાંમડાઓના મતાદારો, મુખીઓ, તલાટીઓ, રાવણીઆઓ અને નાના મોટા અમલદારોએ પણ રાજીનામા આપી સાચી દેશભક્તિ પ્રદર્શીત કરી હતી. ખેડા જીલ્લાના ડેપ્યુટી કલેકટર મોરારજીભાઇ પોતાનો હોદ્દો છોડી બાપુજીના સેવા સૈન્યમાં જોડાયા હતા. આ બધી પ્રગતિનું પ્રથમ પગથીયુ એ આ સત્યાગ્રહ આશ્રમ જ. મીઠા સત્યાગ્રહના વિજય પછી બાપુજીના કાર્ય પરત્વે જનતાની અપૂર્વ શ્રદ્ધા જન્મી હતી. મીઠા સત્યાગ્રહમાં લગભગ એક લાખ ભાઈ બહેનોએ જેલ યાત્રા કરી પોતાના દેહોને પવિત્ર બનાવ્યા હતા. પ્રચંડ જવાળામુખીના લાવારસનો પ્રકોપ કયાં સુધી ઝીલી શકાય ? જ્યાં સામુદાયિક પ્રજા પ્રકોપ જવાળામૂખીની માફક ફાટી નીકળે ત્યાં ગમે તેવી બળવાન સલ્તનત હોય તો પણ તેને નમતું આપવું જ પડે છે. સત્યાગ્રહના મોરચાઓમા આવું અનેક વખત બન્યું છે. ઝીણી દષ્ટિએ વિચારીએ તો ગુજરાતનું નંદનવન સત્યાગ્રહના જવાળામુખી તરીખે ઉપનામ પામ્યું છે. તેમાંયે ખેડા જીલ્લાએ પ્રાધાન્યપદ મેળવ્યું છે અને રાસ ગામના પ્રજાજનોએ અવધિ કરી છે. ડોસા, ડોસીઓ, બાળક, બાળકીઓ, યુવાન યુવતીઓ જેઓને સુધરેલી પ્રજા અજ્ઞાન અને અણસમજુ લેખે છે તેજ પ્રજાએ બાપુજીનો પડતો બોલ ઝીલી તન મન ધનના ભોગે અનેકવાર સત્યાગ્રહની લડતને વિજયવંત બનાવી છે, જેમાં બારડોલી વિભાગના દુબળા લોકોનો હિસ્સો કંઈ ઓછો નથી. આજ આશ્રમની વિચાર શ્રેણીએ વાનરસેના, માંજર-સેના અને પ્રભાતફેરીએ તો કમાલ કરી છે. આ બધો પ્રતાપ બાપુજી અને બાપુજીના સત્યાગ્રહ આશ્રમનો જ ગણાય. તેની ગૌરવભરી કાર્ય-વાહી ભારતના ઈતિહાસમાં અમરત્વ પ્રાપ્ત કરશે.

બાપુજીનું ત્રીજું આશ્રમ તે સેવાગ્રામ. આ સેવાગ્રામે વર્ધાને દુનિયામાં નામચિન બનાવ્યું. વર્ધાના આગેવાનો પ્રથમથી જ બાપુજીના કાર્યમાં જોડાયા હતા અને આગળ પડતો ભાગ લેતા હતા. બાપુજીના કાર્યક્રમમાં લાખો રૂપીઆ વર્ધાના ધનિકોએ આપ્યા છે. આ સેવાગ્રામની કાર્યવાહી એક જ શબ્દમાં કહીએ તો જનતાની સેવા માટે યોજાઈ હતી. ભારતની જનતાને સુખી કરવી હોય તો તેને પરાધિનતામાંથી મુક્ત કરવી જોઈએ પરાધીનતા સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા સિવાય દૂર થઈ શકે નહિ. આત્મભોગ આપ્યા સિવાય સ્વાતંત્ર્ય મેળવી શકાય નહિ એટલે જેમ જેમ સમય વધતો ગયો. તેમ તેમ સેવાગ્રામની સેવાનું કાર્ય પણ વધતું ગયું. તે રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્ર બન્યું. દેશના મુત્સદ્દીઓ, કોંગ્રેસના કાર્યવાહકો અને અનેક દેશભક્તો બાપુજીની પર્ણકૂટીએ આવવા લાગ્યા. એક પછી એક વ્યૂહ રચનાઓ રચાતી ગઈ કાર્યક્ષેત્રો વિશાળ બનતાં ગયાં અને જનતાનો સહકાર પણ વધ્યો. આ આશ્રમમાં મુખ્યત્વે દશ વિભાગોમાં કાર્ય ગોઠવાયું. આશ્રમ, તાલીમસંઘ, દવાખાનું, ખાદી વિદ્યાલય, ચરખા સંઘ, ગૌરક્ષણશાળા, શિક્ષણ વિભાગ, વિ. સૌથી પ્રથમ દેશમાં ચાલતી કેળવણીનો પ્રશ્ન ચર્ચાયો, કારણ કે વિદેશીય પદ્ધતિએ અપાતી કેળવણી વિદેશીત લેખકોના ચાલતાં પાઠય પુસ્તકો અને વિદેશીય વાતાવરણમાં ઉછરેલા શિક્ષકોથી અપાતી કેળવણીએ જનતાના આચાર વિચારમાં મોટો ફેરફાર કર્યો હતો. તેથી દેશને અનુકુળ કેળવણી આપવા વર્ધા-શિક્ષણ યોજના મુકરર કરવામાં આવી અને તેનો પ્રચાર સારાયે દેશમાં પ્રસરાવ્યો. ગૌરક્ષા અને ગોવધનો વિકટ પ્રશ્ન વારંવાર ચર્ચાતો હતો. અંગ્રેજી રાજસત્તા હોય ત્યાં સુધી અને સમગ્ર પ્રજાનો એક મત ન હોય ત્યાંસુધી ગૌવધ બંધ કરવો અશકય હતો. પરંતુ ગૌરક્ષણની શાળા દ્વારા નિષ્ણાત ગૌરક્ષકો ઉભા કરવામાં આવ્યા. પરિણામે સેવાગ્રામ ખરેખર સેવાનું ક્ષેત્ર બની ગયું, પરંતુ સ્વરાજ્ય

મેળવી પ્રજાની સાચી સેવા બજાવવાનું કાર્ય હજુ તો અધૂરૂં જ હતું. તે પણ કોંગ્રેસ કાર્યવાહીની મંત્રણા પછી ૧૯૪૨ના ઓગસ્ટની ૮મી તારીખે મુંબઈમાં મળેલી કોંગ્રેસ કાર્યવાહીએ 'અંગ્રેજો ચાલ્યા જાવ' ના ઠરાવથી પૂર્ણ કર્યું. આટલી હદ સુધીની હિંમત મેળવવાનું માન બાપુજીની વિચારશ્રેણી અને સેવાગ્રામની બાપુજીની પર્ણકૂટીની મંત્રણાને જ ફાળે આવે છે.

ઉપરના ત્રણે આશ્રમોની કાર્યવાહી ઉપલક દૃષ્ટિએ આપણે જોઈ ગયા. આંતર દૃષ્ટિએ તો તેમાં યાહોમ કરેલી વ્યક્તિઓ જ જોઈ શકે. બાપુજીની કુશાગ્ર બુદ્ધિનું માપ કોઇ માપી શક્યું નથી. તો મારા જેવો અલ્પ બુદ્ધિ કઇ રીતે માપી શકે? ક્રમેક્રમે જનતાને જાગૃત કરવા, અન્યાય સામે ન્યાય મેળવવાની અહિંસક લડત લડવા અને આખરે યાહોમ કરવા સુધીની તાલીમ આશ્રમો દ્વારા બાપુજીએ આપી છે. દક્ષિણ આફ્રિકાના ફીનીક્સ આશ્રમે મનુષ્યત્વ અર્પ્યું. સાબરમતિ સત્યાગ્રહ આશ્રમે નિડરતા અને લડતની વ્યૂહ રચના પ્રેરી, અને સેવાગ્રામ આશ્રમે સાચી સેવા ઉત્પન્ન કરી બલિદાન આપવાની અમોઘ શક્તિ જનતામાં અર્પી. શંકરના પશુ પતાકા બાણ જેવા બળવાન છતાં અહિંસક દૃષ્ટિએ સત્ય અને અહિંસાના સાત્વિક સત્યાગ્રહ શસ્ત્રથી બાપુજીએ દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં જે વિજય મેળવ્યો છે તે ઉપરોક્ત ત્રણે આશ્રમોની કાર્ય પ્રણાલિકાને આભારી છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. બાપુજીનું મંતવ્ય હતું કે પ્રભુ સેવા સિવાય પ્રભુની કૃપા મેળવી શકાય નહિ. પ્રભુની કૃપા મેળવ્યા સિવાય પ્રભુત્વ ભાવના પ્રગટે નહિ અને કાર્ય સિદ્ધિ થાય નહિ. વેદ અને ઉપનિષદ પણ કહે છે– 'ઉપાસના વિનાનો કર્મયોગ વિધિની સહાયતા વગરના પૂરૂષાર્થ જેવો છે'. આત્મિક ભાવના પ્રાપ્ત કરવી હોય તો પ્રભુની ઉપાસનાને પ્રાધાન્ય આપવું જોઈએ. મૂર્તિઓની પૂજા કરવી એતો ઉપાસનાના માર્ગદર્શક સાધન રૂપે છે. સાચી ઉપાસના તો શ્રદ્ધાપૂર્વક આંતરિક

ભાવનાએ પ્રભુની પ્રાર્થના કરવી એજ છે. બાપુજીએ દરેક આશ્રમમાં સવાર સાંજની પ્રભુ પ્રાર્થનાનો ક્રમ ખાસ રાખ્યો હતો. આશ્રમોમાં પોતે હોય કે ન હોય તો પણ આ ક્રમ દઢતા પૂર્વક સચવાતો અને પ્રભુમય વાતાવરણથી આશ્રમ ગુંજતો હતો. બાપુજી જ્યાં હોય ત્યાં આ ક્રમ સાચવતા. સંખ્યાબંધ માણસોની મેદની વચ્ચે પ્રાર્થનાઓ કરતા અને રામ નામની ધૂનથી ગગનો ગજાવતા હતા. પ્રાણીમાત્રના આત્મરૂપે વિકસી રહેલો રામ, રામરાજ્ય ધાર્મિક રાજનીતિએ રામાયણમાં યોજાયેલ રામ વિરાટ સ્વરૂપે સર્વવ્યાપક રામ એક જ હોઈ રામ નામનું ઉચ્ચારણ આત્મશુદ્ધિ પ્રેરક છે. એજ રામનું રટણ બાપુજીએ સ્વીકાર્યું હતું અને રામ નામના ઉચ્ચાર સાથે અંતિમ રામનું શરણું સ્વીકાર્યું હતું.

જેને આખું જગત મિત્ર રૂપે જ ભાસતું હતું, જેને નહોતો પક્ષપાત, નહોતો ભેદાભેદ કે નહોતી મારા તારાની ભાવના, એ બાપુજીના મિત્રોની ગણત્રી કરવી અશક્ય છે. એક જ શબ્દમાં કહીએ તો બાપુજીએ પ્રાણીમાત્રને સમાન ભાવે જોયાં છે અને સમાન ભાવથી તેની સાથે વર્ત્યા છે. છતાં ઉપર જણાવી ગયા તેમ બાપુને સહકાર આપવા અનેક મિત્રોએ આત્મભોગ આપ્યા છે, તેમના નામો નિર્દેષ કરવા અસ્થાને નથી. વિઠ્ઠલભાઈ પટેલે જે કાર્ય કર્યું છે, તે આગળ વર્ણવ્યું છે. વિદેશીય મિત્રોમાં મી. સી. એફ. એન્ડ્રુઝ, (જર્મન) કેલનબેક એતો બાપુજીના શબ્ગો જેવા હતા. સરોજની નાયડુ જેવી નિડર સન્નારીઓને દેશસેવિકા બનાવવામાં બાપુજીની પ્રેમમય ભાવનાએ જે આંદોલનો દેશભરમાં પ્રસરાવ્યા છે તે ભારતની પ્રજા ભૂલી શકે તેમ નથી, તેમ બાપુજીના આ ત્રણે આશ્રમો પવિત્ર દેવમંદિરો જેવા ગણાશે.

૧૬

# બાપુજીના સિદ્ધાંતો

માલિનિ.

**અચલ નિયમ જેના સર્વદા એક ધારા,**
**કરત સહન કષ્ટો કાર્યમાં આવનારા;**
**પ્રભુ પર પુર શ્રદ્ધા સ્વાર્થ ના મોહ લેશે,**
**જીવન વિજય પામે પ્રેમી પુજાય દેશે.**

સંસારનો કાર્યક્રમ કુદરત પ્રેરિત નિયમે હમેશાં ચાલ્યા જ કરે છે. સૂર્ય–ચંદ્રનું ઉગવું અને અસ્ત થવું, ગ્રહમંડળનું પરિક્રમણ. વસ્તુઓની નિયમિતતા, તડકો અને ટાઢ, મેઘની મહેરબાની, ફળાદિ વનસ્પતિઓની ફળદ્રુપતા વિગેરે કાર્યો નિયમ પ્રમાણે થયા કરે છે. મનુષ્ય જીવનની મહત્તા પણ નિયમ પાલનમાં જ વિજયી બને છે. શારિરીક આરોગ્યતા સાચવવાને માટે આરોગ્ય રક્ષક નિયમો પાળવાની જરૂર છે, તેમ આત્મસિદ્ધિને માટે આત્મિક નિયમોને પાળવાની જરૂર છે. મનોબળ મેળવ્યા સિવાય અને કષ્ટ સહન કરવાની તાકાત કેળવ્યા સિવાય બાહ્ય કે આંતરિક નિયમો પાળી શકાતા નથી. નિયમો પાળ્યા સિવાય જીવનને તંદુરસ્ત રાખી શકાતું નથી, તેમ આત્માની અનુપમતા સાધ્ય કરી શકાતી નથી.

બાપુજીએ આત્મોન્નતિ પ્રાપ્ત કરી હોય તો અનેક કષ્ટો સહન

કરવાથી મેળવેલી તાકાતે. જીવન સિદ્ધિ સાધ્ય કરવાને માટે જીવન સિદ્ધાંતો મુકરર કરવામાં બાપુજીએ અનેક પ્રયાસો કર્યા છે અને તેમાં સફળતા મેળવી આત્મબળ કેળવ્યું છે. કાયદા કાનુનના બંધારણ વગર રાજસત્તા નભી શકતી નથી. ધર્મોના નિયમો નક્કી કર્યા સિવાય ધર્મનો પ્રચાર કરી શકાતો નથી, તેમ જીવનના સિદ્ધાંતો અને તે પાળવાની મક્કમતા રાખ્યા સિવાય જીવનને ઉન્નત કક્ષાએ લઈ જઈ શકાતું નથી. બાપુજીએ જીવન સિદ્ધાંતો નક્કી કર્યા હતા અને આખર સુધી પાળ્યા હતા. સૌથી પહેલો સિદ્ધાંત સત્યનો હતો. આપણા ઋષી મુનીઓ અને શાસ્ત્રકારો પણ સત્યને જ પ્રાધાન્ય આપે છે. સત્યને પ્રભુ સ્વરૂપ માનેલ છે. કહ્યું છે કે:—

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः।**
**सत्येन याति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥**

"પૃથ્વી સત્ય વડે ધારણ થએલી છે. રવિ સત્ય વડે તપે છે. સત્ય વડે વાયુ વાય છે. બધું સત્ય વડે રહ્યું છે." સત્ય ઉપર જગતનું મંડાણ છે. શ્રુતી અને સ્મૃતિ પણ સત્યને બ્રહ્મ સ્વરૂપ માને છે. શ્રુતી કહે છે કે "**ब्रह्म सत्यं जगत मिथ्या**" બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે. અનેક મહાપુરુષોના કથનો પણ સત્યને જ પ્રથમ સ્થાન આપે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસે કહ્યું છે કે "સાચું બોલવું એ કળિયુગમાં તપશ્ચર્યા કર્યા બરાબર છે." કળિયુગમાં બીજી જાતની તપશ્ચર્યા કરવાનું કઠણ છે. જો કોઈ સત્યને જ બરાબર વળગી રહે તો જરૂર તેને ઇશ્વરની પ્રાપ્તી થાય." સંત તુલસીદાસજી પણ કહે છે કે:—

**सत्य बचन अरु नम्रता परस्त्री मात समान।**
**इनसें हरि ना मिले (तो) तुलसीदास जमान ॥**

બાપુજી બાળપણથી જ સત્યના આગ્રહી હતા. જીવન સત્યાગ્રહી બનાવવું હોય તો અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે. મહાન કષ્ટો સહન કરવાની સહિષ્ણુતા રાખવી પડે છે. બાપુજીએ સત્યનો

સિદ્ધાંત જીવનમાં ઉતારતાં અનેક કષ્ટો સહન કર્યાં છે. મુસીબતો પણ વેઠી છે. અસત્ય સામે સત્યનો વિરોધ કરનારાઓ સ્વમાન સાથે કાર્યસિદ્ધિ પ્રાપ્તિ કરી શકે છે. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ હિંદીઓ ઉપર કેટલી સુગ ધરાવતા હતા તે તો જગ જાહેર થઈ ચુક્યું છે. ગોરાઓ તો એમજ માનતા કે હિંદીઓ એટલે કુલી. અનેક પ્રકારના અપમાનો સહન કરીને માત્ર પૈસા મેળવવાની ઈચ્છાથી સેંકડો હિન્દીઓ દક્ષિણ આફ્રિકાના જુદા જુદા ગામોમાં જઈ વસ્યા હતા. જ્યાં ધન પ્રાપ્તિની ઈચ્છા હોય ત્યાં માનાપમાનને બાજુએ મુકાય છે. બાપુજી આફ્રિકા ગયા ત્યારે તેમણે આ બધું જોયું, સાંભળ્યું અને જાતે પણ અનુભવ્યું. ડરબનથી પ્રિટોરીઆ જતાં બાપુજી પર અસહ્ય વિતકો વિત્યાં છે. તેનું વર્ણન બાપુજીએ આત્મકથા અને સત્યના પ્રયોગોમાં સ્વહસ્તે કર્યું છે. ડરબનમાં રહેતા હિંદી ધનાઢ્ય શેઠ અબ્દુલ્લા દાદા દક્ષિણ આફ્રિકાના મશહુર વેપારી હતા. તેમણે બેરિસ્ટર થયેલા બાપુને કેસના કામે રોકેલા એટલે બાપુજીને પુરતી સગવડતા આપવામાં કચાસ રાખી ન હતી. પરંતુ સત્યાગ્રહી બાપુજી સ્વમાન કેમ ગુમાવે? પહેલા વર્ગની ટીકીટ હોવા છતાં ત્રીજા વર્ગમાં બેસવાનું બાપુજી પસંદ કરે ખરા ? નાતાલની રાજધાની મેરિત્સબર્ગ ટ્રેન પહોંચી. બાપુજીને પહેલા વર્ગમાંથી ત્રીજા વર્ગમાં જવા ગાર્ડે સુચવ્યું. પહેલા વર્ગની ટીકીટ હોવા છતાં બાપુજી ત્રીજા વર્ગમાં કેમ જાય? કેટલી મુસીબત ? ગોરાઓ પાસે હિદીઓને બેસવાનો અધિકાર નહિં. કેવું આશ્ચર્ય ! ગોરાઓની તુમાખી આથી વિશેષ કઈ હોઈ શકે ? બાપુજીને બળાત્કારે નીચે ઉતાર્યા. ટ્રેન ચાલી ગઈ. બાપુજીએ આખી રાત સખત ઠંડીમાં સ્ટેશન ઉપર ગુજારી. રેલ્વે મેનેજરને અને અબ્દુલ્લા શેઠને તારો કર્યા. બીજે દિવસે રવાના થઈ ચાર્લ્સટાઉન પહોંચ્યા. અબ્દુલ્લા શેઠના તારથી હિંદી વેપારીઓ મળવા આવ્યા હતા. બાપુજીએ મુસાફરીની મુશ્કેલીઓ જણાવી. વેપારીઓને નવાઈ ન લાગી. તેમણે જણાવ્યું કે વધારે

વખત રહેશો તો વધારે અનુભવ થશે. ત્યાંથી સિગરામની મુસાફરી ચાલુ થઈ. ગોરાઓએ અંદર બેસવા ન દીધા. કચવાટે મને બાપુજી હાંકનારની પડખે બેઠા. થોડે દૂર જતાં એક ગોરાએ બહારની હવા ખાવાની ઇચ્છાથી બાપુજીની જગ્યાએ બેસવા માંગણી કરી. બાપુજી આ માગણી સ્વીકારે ખરા ? આગ્રહને અંતે બાપુજીને માર ખાવો પડયો. ધક્કા ખાઈ નીચે ઊતરવું પડયું. આ અન્યાયભરેલી વર્તણુંક સિગરામમાં બેઠેલા એક બે સજ્જનોને ન રૂચી. અંતે સમાધાન થયું. બાપુજી સ્ટેન્ડર પહોંચ્યા. ત્યાં પણ વેપારીઓ સામા આવ્યા હતા. બાપુજીએ ત્યાં પણ પોતાની કથા કહી સંભળાવી. અમે તો આવા અપમાનો રોજ સહન કરીએ છીએ તેમ સમજાવ્યું. બાપુજીએ સિગરામના મેનેજરને અરજી કરી. બીજે દિવસે સિગરામમાં બેસવાની સગવડતા મળી અને બાપુજી જોહાનિસબર્ગ પહોંચ્યા. હોટલવાળાએ ઉતારો ન જ આપ્યો. અંતે મહમદ કાસમ કમરૂદીનની દુકાને ગયા. શેઠ અબદુલ ગની બાપુજીની રાહ જોઈને બેઠા હતા. પરસ્પરની દુ:ખની કહાણી વર્ણવાઈ. બાપુજીને આ બધું સાંભળીને હૃદયમાં ઘણું દુ:ખ થતું હતું. ત્યાંથી મહા મુસીબતે પહેલા વર્ગની ટિકીટ લઈ રવાના થયા. અધવચ ગાર્ડે ત્રીજા વર્ગમાં જવા કહ્યું. પણ ભલા અંગ્રેજ ઉતારૂની ભલમનસાઈથી નિર્વિઘ્ને બાપુજી પ્રિટોરીયા પહોંચ્યા. સત્યને માટે બાપુજીને આથી વિશેષ વેઠવું પડયું છે. બાપુજી આફ્રિકા વસ્યા હોય તો હિંદીઓના સ્વહક્કના રક્ષણના જ માટે. તેનું વર્ણન અગાઉના પ્રકરણોમાં આવી ગયું છે. આખરે સત્યનો જય છે. એ બાપુજીના પ્રયોગો ઉપરથી સિદ્ધ થાય છે. શ્રુતી કહે છે કે **सत्यं वद सत्यं चर.**

સત્યનો પ્રભાવ અલૌકિક છે. **सत्यमेव जयते** સત્યથી જ વિજય પ્રાપ્ત થાય છે. બાપુજીએ સત્યને માટે ઘણું લખ્યું છે. બાપુજીનો સત્યાગ્રહ સત્યને જ માટે હતો. સત્ય પાળવું અને અસત્ય સામે સત્યાગ્રહ કરવો એ સાચા સત્યાગ્રહીનું લક્ષણ છે. બાપુજીએ

સત્યનું આચરણું કર્યું છે અને સત્યને માટે આફ્રિકા અને હિંદમાં સત્યાગ્રહોના જંગો ખેલ્યા છે. અનેક વખત જેલ જાત્રાઓ કરી છે. પ્રજાવર્ગમાં સત્યનો પ્રકાશ પાડયો છે. સત્તાધારીઓના હૃદયમાં પણ સત્યનો પ્રભાવ પ્રગટાવ્યો છે અને આખરે સર્વત્ર વિજય પ્રાપ્ત કર્યો છે. આફ્રિકામાં હિંદી પ્રજા માટે મેળવેલા પ્રજાકીય હક્કો અને હિંદે પ્રાપ્ત કરેલું સ્વરાજ બાપુજીના સત્યાગ્રહનું શુભ પરિણામ છે. ધન્ય છે બાપુજીના સત્યાગ્રહી જીવનને.

શાન્તિ પર્વના ૧૬૨મા અધ્યાયમાં ધર્મરાજ યુધિષ્ઠિરના પ્રશ્નનો ઉત્તર આપતાં ભીષ્મ સત્યનો મહિમા જણાવે છે કે, " સત્ય એ જ પરમ ગતિ રૂપ છે. સત્ય ધર્મ રૂપ છે. સત્ય તપ રૂપ છે, સત્ય યોગ રૂપ છે, સત્ય સનાતન બ્રહ્મ છે, સત્ય ઉત્તમ યજ્ઞ રૂપ છે, અને સત્યના આધારે જ સર્વ કંઈ ટકી રહ્યું છે.

× × × ×

" સર્વલોકમાં સત્યના તેર પ્રકાર માનવામાં આવ્યા છે. સત્ય, સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા, અસૂયતા, ત્યાગરૂપ ધ્યાન, આર્યત્વ, ધૃતિ, દયા અને અહિંસા.

× × × ×

" તેમાંથી સત્ય એટલે જેનું સ્વરૂપ અવિનાશી છે અને અવિકારી છે તે. આવું સત્ય, સર્વ પ્રકારના ધર્મોની સાથે વિરોધ નહિ ધરાવનારા યોગ વડે પ્રાપ્ત કરી શકાય છે. તેમજ ઇચ્છાનો, દ્વેષનો, કામનો તથા ક્રોધનો નાશ કરીને પોતાના ઉપર, પોતાના પ્રિય જન ઉપર, અપ્રિય જન ઉપર અને શત્રુ ઉપર પણ જે સમાન દૃષ્ટિ રાખવી તેનું નામ સમતા કહેવાય છે. દમ એટલે બીજા કોઈ પણ સાંસારિક વિષયો પર સ્પૃહા ન રાખવી, ગંભીરતા ધારણ કરવી અને ધીરજ રાખવી તે. આ દમ સર્વ પ્રાણીઓને અભય આપનાર

છે, સર્વ રોગોને શાંત કરનાર છે, અને જ્ઞાન વડે તેને મેળવી શકાય છે. વિદ્વાનો કહે છે કે દાન અને ધર્મમાં સંયમ રાખવો તેનું નામ અમાત્સર્ય કહેવાય છે. જે પુરૂષ નિત્ય સત્યમાં જ નિષ્ઠા રાખનારો હોય છે, તે મત્સર વિનાનો થઈ શકે છે. તેમજ જે મનુષ્ય ક્ષમાના વિષયભૂત અપ્રિય વાક્યોને સહન કરે છે તે મનુષ્ય ક્ષમાવાન ગણાય છે, કેમકે પ્રિય અપ્રિય ગમે તે વાતને સહન કરવી તેનું નામ ક્ષમા કહેવાય છે. સત્ય ભાષણ કરનારો અને લોકમાં માન્ય ગણાયેલો સાધુપુરૂષ એ ક્ષમાગુણને સારી પેઠે પ્રાપ્ત કરી શકે છે. જે બુદ્ધિમાન પુરૂષની વાણી અને મન નિત્ય શાંત રહે છે, તે પોતાનું અત્યંત કલ્યાણ કરે છે. તે કોઈ વિષયમાં ગ્લાનિ પામતો નથી અને તે પુરૂષમાં જે મુખ્ય ગુણ રહેલો હોય છે તે હ્રી (લજ્જા) છે. આ લજ્જાગુણ ધર્માચરણથી મેળવી શકાય છે. કેવળ ધર્મને જાળવી રાખવા માટે જે કંઈ અપ્રિય આદિને સહન કરવામાં આવે તેનું નામ તિતિક્ષા અથવા ક્ષાંતિ કહેવાય છે. આ તિતિક્ષા ગુણનો લોકહિતાર્થે ઉપયોગ કરવામાં આવે છે અને તેની પ્રાપ્તિ ધૈર્ય દ્વારા થઈ શકે છે. સર્વ પ્રકારના વિષય ઉપરના સ્નેહને છોડી દેવો, તેને ત્યાગ કહેછે. આ ત્યાગ રાગદ્વેષ રહિત થયેલા પુરૂષથી જ થઈ શકે છે. બીજાથી થઈ શકતો નથી. જે ગુણનો આશ્રય કરીને દંભ તથા રાગદ્વેષથી રહિત થયેલો પુરૂષ સર્વ પ્રાણીઓનું યત્નપૂર્વક કલ્યાણ કરે છે તેનું નામ આર્યત્વ કહેવાય છે. જેને લીધે મનુષ્યને સુખમાં કે દુઃખમાં કોઈ જાતનો વિકાર થતો નથી તે ગુણનું નામ ધૃતિ કહેવાય છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારા બુદ્ધિમાન પુરૂષે એ ધૃતિ ગુણનું નિત્ય સેવન કરવું અને સર્વથા ક્ષમાવાન તથા સત્યનિષ્ઠ થવું. હર્ષ, ભય અને ક્રોધનો ત્યાગ કરવાથી પંડિત પુરૂષ દયાગુણને સંપાદન કરે છે. મન, વચન કર્મથી કોઈ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો તેનું નામ જ અહિંસા કહેવાય છે; તેમજ સર્વ કોઈના ઉપર અનુગ્રહ કરવો અને યથાશક્તિ દાન આપવું એ સત્ પુરૂષોનો સનાતન ધર્મ છે."

બાપુજીએ સત્યના ઉપરોક્ત દરેક ગુણો સિદ્ધાંત તરીકે માની જીવનમાં ઉતાર્યા છે. સત્ય વિષે બાપુજી પોતે લખે છે કે, "સત્યનો જય થાઓ. મારા જેવા હજારો ભલે નાશ પામે, પરંતુ સત્યનો જય થાવો. મારા જેવા સત્ય માણસને માટે પણ સત્યને લેશ પણ નીચું ઉતરવાનો પ્રયત્ન ન થાવ."

× × × ×

હું મરી જાઉં તો મારા મરવાથી બધાં અંદરો અંદર લડવા મંડી પડે તો શું થાય એનો વિચાર પણ મેં કરી રાખ્યો હતો. મેં વિચારી રાખ્યું હતું કે બચાવવો હશે તો ઇશ્વર મને બચાવી લેશે. અહિંસાથી ભરેલો માણસ મરશે તેનું ફળ પણ સારૂં જ આવશે. હું તો ગરીબ માણસ છું. મારી કશી વિસાત નથી. તો મારા મરવાથી લડી મરવાનું શું ?"

સત્યપ્રિય બાપુજીના ઉપરોક્ત કથનો હૃદયભેદક છે. આર્યાવર્તનો સત્ય સનાતન ધર્મ જેટલે અંશે ઉણપ ધરાવે એટલે જ અંશે તેની અધોગતિ થાય. આ અધોગતિમાંથી તારવા અને દેશને આઝાદ બનાવવા બાપુજીએ સત્ય અને અહિંસાના સિદ્ધાંતો પ્રજા સમક્ષ મૂક્યા છે. દેશને મળેલી આઝાદીને ગૌરવવંતિ બનાવવી હોય તો સત્ય સનાતન ધર્મનો પૂનરોદ્ધાર કરવો અતિ આવશ્યક છે.

બાપુજીનો બીજો સિદ્ધાન્ત દયા અને અહિંસાનો હતો. બંનેનું સ્વરૂપ લગભગ એક જ છે. દયા વગર અહિંસાનું પાલન થઈ શકતું નથી અને અહિંસાના પાલન સિવાય દયા દર્શાવી શકાતી નથી. બાપુજીએ પૂર્ણાનુભવ અને અભ્યાસ પછી જ આ સિદ્ધાન્ત જીવનમાં ઉતાર્યો છે અને જગત સમક્ષ મૂકયો છે નવીન. કાર્યની પહેલા પ્રથમ તો સમાજને અશક્ય અને અરૂચીકર લાગે છે. પણ જ્યારે તેના શુભ પરિણામો દૃષ્ટિ ગોચર થાય છે ત્યારે જ તેની સિદ્ધતા સિદ્ધ થઈ શકે છે. જો કે હિંદુસ્તાન માટે આ સિદ્ધાન્ત નવો

નથી, પરંતુ આચરણમાં મૂકી ફળની પ્રાપ્તિ કરાવનાર તરીકે નવો લાગે. હિન્દનાં શાસ્ત્રકારોએ પણ દયા અને અહિંસાને મહત્વ આપેલું છે. મહાવીર ભગવાને જીવનચર્યાથી તે સિદ્ધ કરી બતાવેલ છે. આર્યાવર્તની વિશિષ્ઠતા દયા અને અહિંસાની સંસ્કૃતિ ઉપર હતી. ઇસ્લામી રાજ્યના સમય પછીથી તેનો લોપ થયો અને તેનો પ્રાદુર્ભાવ બાપુજીએ પ્રત્યક્ષ કરાવ્યો. જે કાર્ય દેવો પણ નથી કરી શકયા તે કાર્ય આ કળિયુગના જમાનામાં બાપુજીએ કરી બતાવ્યું છે. દેવ અને દાનવોના યુદ્ધો શસ્ત્રમય હતાં. ત્યાર પછીના ઇતિહાસ-કારોએ વર્ણવેલા રાજકીય યુદ્ધો પણ શસ્ત્રમય હતાં. ફક્ત બાપુજીનું અહિંસાત્મક સત્યાગ્રહી યુદ્ધ અશસ્ત્ર હતું. એ અશસ્ત્ર યુદ્ધનો ચમત્કાર કોઈ અલૌકિક જ નિવડયો છે. વિજ્ઞાનકળાની પ્રગતિમાં મનુષ્યોના સંહારને માટે અનેક નવીન શસ્ત્રો ઉદ્ભવતા જમાનામાં અશસ્ત્ર યુદ્ધથી વિજય પ્રાપ્ત કર્યો હોય તો તે બાપુજીએ અને તેમના અહિંસાત્મક સત્યાગ્રહના પ્રયોગે.

"**अहिंसा परमो धर्म**"। સર્વ શાસ્ત્રકારોએ અહિસાના સુત્રને પરમધર્મ રૂપે માનેલ છે. માત્ર તેને આચરણમાં મૂકવાની આત્મશ્રદ્ધા જોઇએ. તે મેળવવી મુશ્કેલ છે. વર્તમાન યુગમાં અનેક યુવકોએ અને યુવતીઓએ અહિસાત્મક સત્યાગ્રહની લડતમાં જીવન બલીદાન આપી અમર નામના કરી છે એજ અહિસાધર્મ પાલનનું મહાન ગૌરવ. અનેક સત્યાગ્રહી વિરપુરુષોએ જેલોના અસહ્ય કષ્ટો સહન કરવા છતાં પણ મચક નથી આપી એજ અહિંસાનું પ્રાબલ્ય. સ્વામી શ્રદ્ધાનંદ જેવાએ ઉઘાડી છાતીએ ગોળીઓ ઝીલવાની હિંમત બતાવી તે અહિંસા ધર્મના મનોબળે. બાપુજીનો અહિંસાત્મક સત્યાગ્રહ નિર્બળ પ્રજાને સબળ બનાવવાને પારસમણીરૂપ નિવડયો છે. દુનિયાની પ્રજાને આકાશમાંથી ખરતા તારાની અજાયબી જેવી અજાયબી આ પ્રયોગે ઉપજાવી છે. સાચા અહિંસકની સામે ગમે તેવા ભયાનક શસ્ત્ર બળો પણ કામ કરી શકતાં નથી તે બાપુજીએ પોતાના અહિં-

સાત્મક સત્યાગ્રહ પ્રયોગથી સિદ્ધ કરી આપ્યું છે અહિંસા વિષે બાપુજીએ પોતે ઘણું ઘણું લખ્યું છે. તે તેમણે લખેલા પોતાના આત્મકથનમાંથી આપણે જોઈ શકીએ છીએ.

બાપુજીની દયા વીર પુરુષોને પણ શરમાવે તેવી હતી. દયા શબ્દનો ઉચ્ચાર કરવાથી કે હૃદયમાં અરેકારો ઉપજાવવાથી દયા ધર્મનું પાલન થઇ શકતું નથી. ભોજન કર્યા વગર ક્ષુધા મટતી નથી, પાણી પીધા વગર તૃષા છીપતી નથી, તેમ કર્તવ્ય બજાવ્યા સિવાય ધર્મપાલન થઈ શકતું નથી. શિબીરાજાએ સાથળમાંથી ભારોભાર માંસ કાઢી આપી કપોત પક્ષીને બચાવ્યું. રંતીદેવે અનેક દિવસોના ઉપવાસ પછી પારણા સમયનું પાણી પણ અતિથીઓને આપી દીધું. આવા તો અનેક દષ્ટાંતો છે બાપુજીએ દયાના સિદ્ધાન્તનું ડગલે ને પગલે પાલન કર્યું છે. એના અનુકરણિય ઉલ્લેખો એમની જીવનકથામાંથી મળી શકે છે. દયાની સાથે સેવાધર્મના સિદ્ધાન્તને પણ અનુસરવું પડે છે. દયા હોય તોજ સેવા થઈ શકે. મનુષ્યમાત્રની સેવા કરવી એ પણ મહાન ધર્મ છે, કારણ કે જગત બ્રહ્મમય છે, જગત ચેતનમય છે. ચેતનમય શક્તિમાં જ્યાં જોઈએ ત્યાં બ્રહ્મનોજ આભાસ થાય છે. બ્રહ્મ એટલે ઇશ્વરત્વ. બાપુજીએ આ સિદ્ધાન્ત પણ સ્વિકાર્યો હતો. પાંડવોના અશ્વમેધ યજ્ઞમાં ભોજન પછીના એઠા પતરાળા ઉપાડવાનું કાર્ય જેમ શ્રીકૃષ્ણે બજાવ્યું હતું તેમ બાપુજીએ આંગણે આવેલા અતિથીઓના પેશાબની થાળી ઉપાડીને બહાર ફેંકી દેવાનું અને જેલમાં જાજરૂ સાફ કરવા સુધીના કાર્યો કરીને સેવા ધર્મનું મહત્વ દુનિયાને બતાવ્યું છે. બાપુજીના સેવા ધર્મના અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. નિર્માલ્ય બનેલી પ્રજાને સ્વમાનનું ભાન કરાવી સ્વરાજ્ય પ્રાપ્ત કરવા સુધીનું પ્રજાકીય સેવાકાર્ય આપણી આંખોની સામે મોજુદ છે. આથી વિશેષ ક્યા દષ્ટાંતોની જરૂર છે? જે કાર્ય હિંદુસ્તાનને માટે અત્યાર સુધી કોઈ નથી કરી શક્યું તે આઝાદી પ્રાપ્ત કરવાનું મહાન કાર્ય બાપુજીએ કરેલું છે. એજ એમની સેવાવૃત્તિનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

ત્યાગ વગર સેવા થઈ શકતી નથી. ત્યાગ એજ સેવાનું સ્વરૂપ છે. સેવા કરનારાઓએ ત્યાગવૃત્તિ જરૂર કેળવવી જોઈએ જ. ત્યાગ બાહ્ય વસ્તુઓનો કર્યો એ ખરો ત્યાગ નથી. માનસિક ત્યાગ એ ખરો ત્યાગ છે. ભગવા પહેર્યાં, જંગલમાં જઈ વસ્યા કે ભીક્ષા માગી ઉદરનિર્વાહ કર્યો, પણ માનસિક કલ્પનાઓનો અને ઉદ્‌ભવતિ અભિલાષાઓનો ત્યાગ નથી થયો ત્યાં સુધી સાચો ત્યાગ નથી. કુરૂક્ષેત્રના યુદ્ધ પછી યુધિષ્ઠિરને સંતાપ થતાં ખરો માર્ગ બતાવવા શાન્તિ પર્વમાં અર્જુનાદિ સર્વે બન્ધુઓએ યુધિષ્ઠિરને રાજલક્ષ્મીનો ત્યાગ નહિ કરતાં ઉપભોગ કરવા વિનંતી રૂપે કહેલાં કથનો સાચા ત્યાગની નિશાની રૂપ છે. ભલે સંસારમાં હોય, ભલે કુટુમ્બમાં વસયો હોય ભલે અઢળક લક્ષ્મીનો માલિક હોય, રાજયપદ ભોગવતો હોય છતાં આસક્તિ રહિત જીવન ગુજારનાર સાચો ત્યાગી છે. ગીતા પણ ત્યાગીની પ્રશંસા કરે છે. જનકવિદેહીના, ભીષ્મ પિતામહના અને કૃષ્ણાદિ મહાપુરુષોનાં કાર્યો સાચો ત્યાગ સૂચવે છે. રામકૃષ્ણ પરમહંસ કહે છે કે 'કાદવમાં રહેનારી માછલીની આસપાસ કાદવ હોય છે. તે હંમેશાં કાદવમાં જ રહે છે, પણ પોતાના શરીરને કાદવનો એક ડાઘ પડવા નથી દેતી. એમ વૈરાગ્યવાન પુરુષો સંસારમાં અનાસક્તપણે રહે છે." સંસાર છોડયો છે પણ મમતા છોડી નથી એ ઉભય ભ્રષ્ઠ થાય છે ચંદ્રકાન્તમાં આ વિષે ઘણા દષ્ટાંતો આપેલાં છે. મહેલો જેવા મકાનોમાં રહેવું, કાશ્મીરી ઉંચી જાતની શાલો ઓઢવી, ઘી દૂધના પૌષ્ટિક પદાર્થોનું ભોજન કરવું અને સાર્વજનિક કાર્યોના કારણરૂપે નામાભિધાનની મમતા રાખવી એને ત્યાગ કેમ કહી શકાય?

બાપુજી સાચા ત્યાગી હતા. જીવન નિભાવવા માટે અમુક સાત્વિક પદાર્થોનું જ ભોજન કરતા હતા. દૂધ-ઘીના માદક પદાર્થોનો ત્યાગ કર્યો હતો. હાથે કાંતેલી અને વણેલી ખાદીના શરીર ઢાંકવા પૂરતાં જ કપડાનો ઉપયોગ કરતા હતા. મઢુલીમાં ગ્રામ્યજીવન ગુજા-

સ્વાનો જ તેમણે અભ્યાસ સેવ્યો હતો. પોતે સ્થાપેલા આશ્રમોમાં સાદાઈ અને સાત્વિકતાનો જ આભાસ જણાતો હતો. હિંદુસ્તાનની સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા છતાં પણ સત્તા સ્વીકારવાની મમતા ત્યાગી હતી. અધિકારની સત્તા કે દ્રવ્યની લાલચમાં તેઓ કદી કોઈથી લલચાયા નથી. તેઓની ત્યાગવૃત્તિએ જ હિંદુસ્તાનને આઝાદી મળી છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ કહેવાય. બાપુજી ત્યાગી બન્યા છે. તેણે સ્થાપેલા ત્રણે આશ્રમો તેમની ત્યાગવૃત્તિના પરિણામરૂપે જોનાર જોઈ શકે છે. મનોનિગ્રહ વિના ત્યાગ સંભવી શકતો નથી. મન ઉપર વિજય મેળવનાર મહાપુરુષો જ સર્વત્ર વિજય મેળવી શકે છે. જ્ઞાન સંપાદન કર્યા સિવાય મનોનિગ્રહ થઈ શકતો નથી. સ્વામી રામકૃષ્ણ પરમહંસ કહે છે કે "જ્યાં સુધી દેહાત્મકબુદ્ધિ ટળે નહિ ત્યાંસુધી જ્ઞાન થાય જ નહિ." સાર્વત્રિક ઈશ્વરત્વભાવના પ્રાપ્ત કર્યા સિવાય સાચા જ્ઞાની બની શકાતું નથી. રામકૃષ્ણ પરમહંસ કહે છે કે "હે ઈશ્વર! આ જે કંઈ છે તે બધું તારૂં જ છે. દેહ, મન, ઘર, કુટુંબ, જીવ અને જગત એ સર્વ તારૂં છે. મારૂં કંઈ નથી." એ જ્ઞાન કહેવાય છે.

બાપુજીની ભાવના આવા ઉંચા પ્રકારની હતી અને તેથી તેમણે અહિંસાનો સાચો સિદ્ધાન્ત સ્વીકાર્યો હતો. બાળકની સાથે બાળક, યુવાનની સાથે યુવાન, વૃદ્ધની સાથે વૃદ્ધ, સાધુની સાથે સાધુ, સત્તાધીશની સાથે સત્તાધીશ, વીરની સામે વીર, ધર્મજ્ઞની સામે ધર્મજ્ઞ, દયાર્દ્રની સામે દયાર્દ્ર, યુવતીની સામે યુવતીની ભાવનાઓ બાપુજીએ સદા સેવી છે. એજ એમના જ્ઞાનની મર્યાદાનું અને વિવેકનું મહાન લક્ષણ હતું. વિવેક ન હોય તો જ્ઞાન, ત્યાગ, દયા અહિંસા આદી બધા સિદ્ધાન્તો પાળવામાં ભિન્નત્વ જણાય છે. કહેવત છે કે "**विवेको दस्मो निधिः।**" વિવેક એ જગતને જીતવાનું સાધન છે. વિવેક એટલે વિનય. પ્રેમ વિવેકનો સમોવડીઓ છે. પ્રેમ વગરના મનુષ્યોના હૃદયમાં વિવેકને સ્થાન હોતું નથી. પ્રેમ એટલે પ્રભુમય

જીવન. આત્મવિકાસ એટલે આત્મસ્વરૂપની પિછાન. આત્મસ્વરૂપની પિછાન થાય ત્યારે જ જીવન મુક્તિના સાધનો સાધ્ય કરી શકાય છે. બાપુજીને નરસિંહ મહેતાનું નીચેનું ભજન બહુ જ વહાલું હતું.

" જ્યાં લગી આત્મનો તત્વ ચિન્યો નહિ
ત્યાં સુધી સાધના સર્વ જુઠી. "

બાપુજીએ મહાન દુશ્મનોને પણ જીત્યા હોય, અતિરથી અને મહારથીઓને નમાવ્યા હોય તો તે પ્રેમથી. ઇશ્વિરોપાસના એ પ્રેમનું લક્ષણ છે. બાપુજીનું જીવન રામમય હતું. સવાર સાંજ રામની ધુનમાં જ તેઓ મશગુલ રહેતા હતા. ગીતા એ રામની ઉપાસનાનું પરમ સાધન હતું. ગીતા તો ઘેર ઘેર વંચાય છે તેથી શું ? ગીતાનું જ્ઞાનપાન કર્યા સિવાય અને જીવન કાર્યમાં ઉતાર્યા સિવાય પઠન પાઠન નકામું છે. બાપુજી પોતે જ લખે છે કે " જ્યારે જ્યારે હું બહુ ભારે મુશ્કેલી-ઓથી ઘેરાઇ જાઉં છું, ત્યારે ત્યારે હું ગીતામાતા પાસે દોડી જાઉં છું અને એમાંથી મારૂં સમાધાન ન થયું હોય એવું કદી બન્યું નથી " બાપુજી લખે છે કે દેશોન્નતિના કાર્યમાં, પ્રત્યેક શિક્ષણ સંસ્થા-ઓમાં ગીતાજીનું શિક્ષણ આપવું જરૂરી છે. હિંદુસ્તાનની પ્રાચીન સનાતન સંસ્કૃતિનો પ્રાદુર્ભાવ ગીતાનું જ્ઞાન જીવનમાં ઉતારવાથી જ થઈ શકશે. ગીતા વિશ્વધર્મ સૂચવે છે. વિશ્વ ધર્મનું પાલન, માનવ જીવનની મહત્તા સાધ્ય કરી હોય તો તે ગીતાજીના આદેશોનું પાલન કરવામાં. નિર્મળતા, પરોપકારવૃત્તિ અને નિડરતાથી બાપુજીનું જીવન સૂર્યના પ્રકાશની માફક પ્રકાશી રહ્યું છે. પારસમણીના સ્પર્શથી લોહ કંચન બને તેમ બાપુજીના સંસર્ગથી માટીમાંથી માનવી બન્યા છે.

નિયમિતતામાં બાપુજી કેટલા મક્કમ હતા તેનું દૃષ્ટાન્ત ફીનીક્સ આશ્રમમાંથી મળી શકે છે. બાપુજીએ ફીનીક્સ આશ્રમ અને ઇંડિઅન ઓપિનિયન ચાલુ કરી માટીમાંથી માનવી પેદા કરવાનું કાર્ય શરૂ

કર્યું. તેની પ્રારંભકાળે કસોટી થઈ. ઇંડિઅન ઓપિનિયન યંત્ર ઉપર ગયું અને એંજિન બગડયું. નિયમસર પ્રાતઃકાળે પત્ર પ્રસિદ્ધ થવું જ જોઈએ. માણસોને જગાડયા. કાર્યનું મહત્વ સમજાવ્યું. થાકેલા માણસોએ બાપુજીની સાથે આખી રાત કામ કર્યું. પત્રની પ્રતિષ્ઠા વધી. બાપુજીએ પોતાના જીવનકાર્યો નિયમિત રીતે કર્યાં છે અને જગતને બતાવી આપ્યું છે કે નિયમસર કામ કરનાર માનવી પોતાના કાર્યમાં વિજય મેળવી શકે છે. જેલમાં હો કે સીમલાની ટેકરી ઉપર હો, યુરોપમાં હો કે આશ્રમમાં હો, દરેક સ્થળે બાપુએ નિયમ સાચવ્યો છે અને જીવનનો અમુલ્ય સમય નકામો જવા દીધો નથી.

બાપુજી જે પ્રયોગો સમાજ સમક્ષ મૂકતા ગયા તેનો અખતરો પ્રથમ પોતે જ કરતા હતા. આજકાલ પ્રયોગશાળાઓ પ્રયોગો કરવાનું મશહુર છે. પરંતુ તે પારકા છોકરા જતી કરવાની કહેવત પ્રમાણે. તેના એક બે દાખલા અત્રે આપવા ઉચ્ચીત છે. બાપુ જોહાનિસબર્ગ રહેતા હતા. એ વખતે કસ્તુરબા હિંદમાંથી ત્યાં આવ્યા. સ્ટીમરમાં રમત રમતાં રામદાસનો હાથ ભાંગ્યો. દાક્તરે પાટો બાંધ્યો. બાપુજીએ પોતાનો પ્રયોગ ચાલુ કર્યો. વિલાયતી કે દેશી દવાઓ કરતાં સામાન્ય વસ્તુઓ કેટલી અસરકારક નીવડે છે તેનો પ્રયોગ બાપુજી કરતા હતા. રામદાસનો પાટો છોડયો. ઘા જાતે ધોયો. હાથ એટલો ખદખદી ગયો હતો કે જોતાં કંપારી છુટી. બાપુજીએ મન દૃઢ રાખી માત્ર માટીના પાટા બાંધવાનો પ્રયોગ શરૂ કર્યો. થોડા દિવસમાં હાથ સારો થઈ ગયો. માટી કેટલું સરસ કામ કરે છે તેના ઉદાહરણો ઘણાં છે, પણ ડોકટર અને વૈદ્યોના મોહમાં પડેલાઓને આવા પ્રયોગો નિર્માલ્યતા ભરેલા અને શરમિંદા લાગે છે. બાપુજીએ તો ઉપવાસ, માટી અને પાણીને આત્મશુદ્ધિનાં સાધનો માન્યાં છે.

બાપુજીનો સ્વાશ્રયનો સિદ્ધાંત જીવનની સાદાઈને વધારે મહત્વ આપે છે. જેમ બને તેમ જરૂરીયાત પુરતી વસ્તુઓ રાખવી. દરેક

કાર્ય હાથેકરી લેવું અને બારકા ઉપર આધાર રાખવો નહિં. આ સિદ્ધાંતે બાપુજીએ પહેરવેશ સાદો પહેર્યો હતો. ઘરની વસ્તુ પણ સાદી હતી. લોટ દળવાની ઘંટી લાવ્યા અને આટો દળવાનું કાર્ય પોતે તથા છોકરાએ કરવા માંડ્યું. ધીમે ધીમે કામ કરવાનો ઉમંગ વધતો ગયો. કસ્તુરબા પોતે પણ ઘંટી ફેરવતાં હતાં. અને આગંતુક લોકોને પણ તેમાં રસ પડતો હતો. કાર્ય કરવામાં બળાત્કાર કરતાં પ્રેમની ભાવના વિજય મેળવે છે. માબાપોના ગુણદોષ બાળકોમાં ઊતરે છે. એ બાપુજીની માન્યતા દઢ હતી અને એજ દૃષ્ટિએ બાપુજીએ પોતાના કુટુંબીઓને અને સમાગમમાં આવનારાઓને પોતાની જાતનો પદાર્થ-પાઠ આપ્યો છે. બાપુજીએ જીવનને યશનામી બનાવ્યું હોય, કાર્યમાં વિજય પ્રાપ્ત કર્યો હોય, અને દુનિયાભરની પ્રજાના મન જીત્યાં હોય તો તે આ સિંદ્ધાતોથી છે.

બે પૈડાની સમાનતા વગર રથ બરાબર ચાલી શકતો નથી. માનવજીવન રથ યશસ્વી બનાવવાને માટે બે ચક્રોની સમાનતા જોઇએ. સ્ત્રી અને પુરુષ જીવન રથના બે ચક્રો છે. સ્ત્રી સહચારીણી હોય, પતિના કાર્યમાં ઉત્સાહી બની સહકારી બનનારી હોય તો પુરુષ પોતાનો જીવનરથ ઇચ્છાનુસાર વહન કરી શકે છે. બાપુજીના જીવનરથમાં કસ્તુરબાનું સહકારીત્વ ડગલે અને પગલે અનુકૂળ હતું. દંપતિ જીવનની શરૂઆતમાં રાજકોટના વસવાટ દરમ્યાન કસ્તુરબાનું વર્તન કંઇક અસંતોષી હતું, એવું એ સમયના બાપુજીના પ્રસંગ ઉપરથી સિદ્ધ થાય છે. પરંતુ બાપુજીની સમયસૂચકતા અને સાત્વિક પ્રયોગોને અંતે કસ્તુરબા બાપુજીને અનુકુળ થઈ શકયાં છે.

વ્રતપાલનમાં જેટલા બાપુજી આગ્રહી હતા તેટલાં જ કસ્તુરબા હતાં. ડરબનમાં કસ્તુરબાની ભયંકર જીવલેણ માંદગી વખતે બંન્નેના વ્રતપાલનની કસોટી થઈ હતી. જે ડોકટરની સારવાર નીચે હતા તેમણે બાપુજીને જણાવ્યું કે જીવાડવાં હોય તો દારૂ અને માંસ

આપવાની ખાસ જરૂર છે. બાપુજીએ તેવી રજા આપવાની ના પાડી. પણ સ્ત્રી સ્વાતંત્ર્યતાના હિમાયતી બાપુજીએ જણાવ્યું કે "કસ્તુરબાની ઈચ્છા હોય તો તે લઈ શકે છે." કસ્તુરબાને સમજાવવામાં આવતાં તેમણે ચોખ્ખું જણાવી દીધું કે "મારે માંસનો સેરવો નથી લેવો. મનખાદેહ વારંવાર નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં, પણ મારાથી આ દેહ વટલાવાશે નહિં. મને અહીંથી લઈ જાવ." બાપુજીને દઢતાપૂર્વકના કસ્તુરબાના ઉપરોક્ત જવાબથી સંતોષ થયો અને ડોકટરના પૂર્ણ આગ્રહ અને દરદી કદાચ રસ્તામાં મરણ પામશે એવો હૃદયભેદક અભિપ્રાય હોવા છતાં કસ્તુરબાએ બાપુજીને હિમત આપી–"મને કંઈ નહિ થાય." હિંમતભર્યા આ શબ્દોથી બાપુજીને હિંમત આવી અને કપડાની ઝોળીમાં ડરબનથી ફીનીકસ લઇ ગયા. માણુસ વૃતપાલન અને સત્યના પ્રભાવ વડે ગમે તેવાં કષ્ટો વેઠીને પણ પુનઃજીવન મેળવી શકે છે તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. કસ્તુરબા જીવલેણ ઘાતમાંથી બચ્યાં અને દંપતિનું વૃતપાલન અડગ રહ્યું. વૃતપાલનનો આવો ઉત્તમ સિદ્ધાંત પાળનારાઓ આત્મા ઉપર વિજય મેળવી શકે છે.

જીવનમાં બાપુજીએ દેશની અને જગતની સેવા કરવાને આત્મબળ અને દિવ્યશક્તિ પ્રાપ્ત કર્યાં હોય તો તે બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞા પછી જ. બાપુજીએ બ્રહ્મચર્યનું વૃત લીધા પછી જેમ જેમ તેનો પ્રભાવ વધતો ગયો તેમ તેમ બ્રહ્મચર્યના સિદ્ધાંત ઉપર બાપુજીની દઢતા વધતી ગઈ. બ્રહ્મચર્યનું પાલન કરવું હોય તો સાત્વિક અને સાદા ખોરાકની જરૂર છે. તેથી બાપુજીએ દૂધ પણ છોડયું. જીવનપર્યંત ગાય ભેંસનું દુધ લીધું નથી. જ્યારે નાતાલમાં ઝુલુ લોકોનો બળવો થયેલો ત્યારે બાપુજી પોતાના સાથીઓ સાથે ઘાયલ થયેલાઓની સારવાર કરવા ગયા હતા. આ વખતે તેઓએ જે સેવાકાર્ય કર્યું છે તે અનુકરણિય છે બાપુજી લખે છે કે આવું બળ બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞાથી મળી શકયું છે. બાપુજીના શબ્દોમાં કહીએ તો

"અહિં મારા બ્રહ્મચર્ય વિષેના વિચારો પરિપકવ થયા. મારા સાથીઓની જોડે પણ મેં તેની કેટલીક ચર્ચા કરી. ઇશ્વિરદર્શનને સારૂ બ્રહ્મચર્ય અનિવાર્ય વસ્તુ છે. એ તો મને હજુ પ્રત્યક્ષ નહોતું થયું. પણ સેવાને અર્થે આવશ્યક છે એમ હું સ્પષ્ટ જોઈ શકયો. મને લાગ્યું કે આવા પ્રકારની સેવા તો મારે ભાગે વધારેને વધારે આવશે અને જો હું ભોગવિલાસમાં, પ્રજોત્પત્તિમાં, સંતતિ ઉછેરમાં રોકાઉં તો મારાથી સંપૂર્ણ સેવા નહીં થઈ શકે. મારાથી બે ઘોડે નહીં ચડાય. જો પત્નિ સગર્ભા હોત તો હું નિશ્ચિંત મને આ સેવામાં ન જ ઝંપલાવી શકત. બ્રહ્મચર્યના પાલન વિના કુટુંબવૃદ્ધિ એ સમાજના અભ્યુદય માટેના મનુષ્યના પ્રયત્નની વિરોધી વસ્તુ થઈ પડે. વિવાહીત હોવા છતાં બ્રહ્મચર્યનું પાલન કરાય તો કુટુંબસેવા સમાજ સેવાની વિરોધી ન થાય. આવા વિચારોના વમળમાં પડી ગયાથી વ્રત લઈ લેવા કંઈક અધીરો પણ બન્યો. આ વિચારોથી મને એક પ્રકારનો આનંદ આવ્યો ને મારો ઉત્સાહ વધ્યો. કલ્પનાએ સેવાનું ક્ષેત્ર બહુ વિશાળ કરી મૂકયું. સેવાનો સિદ્ધાંત અમલમાં મુકવાનો હોય તો બ્રહ્મચર્ય પાલનનો સિદ્ધાન્ત પહેલો અમલમાં મુકવો જ જોઈએ એવું બાપુજીનું કથન અને જીવન અનુસરવા યોગ્ય છે

બાપુજીની એવી વૃત્તિને કસ્તુરબાએ શોભાવી છે, બાપુજીના પ્રયોગોને કસ્તુરબાએ સફળ બનાવ્યા છે. બાપુજીના સિદ્ધાંતોનું કસ્તુરબાએ અનુકરણ કર્યું છે. એકંદરે બાપુજીએ જીવનકાર્યમાં યશ પ્રાપ્ત કર્યો હોય તો તે કસ્તુરબાના સહકારીત્વથી જ. પત્નિના સહકાર સિવાય પતિ કોઇ કાર્યમાં સફળતા મેળવી શકતો નથી એના અનુભવો આપણી સામે પ્રત્યક્ષ છે. આખર સુધી કસ્તુરબાએ બાપુજીની આજ્ઞા પાળી છે, એમના કાર્યને સહકાર આપ્યો છે અને સાચો પત્નિ ધર્મ બજાવ્યો છે. કસ્તુરબાની પાછળ થયેલું લાખો રૂપીઆનું કસ્તુરબા સ્મારકફંડ અને તેના ચાલુ થયેલા અનેક કાર્યો કસ્તુરબાના જીવનની યશમાળા રજુ કરે છે.

બાપુજીનો આત્મવિકાસ એટલો ઉચ્ચ કોટીનો હતો કે તેમણે દેશોન્નતિમાં આત્મોન્નતિ માનેલ છે અને તેથી જ દેશોન્નતિ કરવાને દેશને જીવનનું બલિદાન આપ્યું છે. સ્વરાજ્ય પ્રાપ્તિ વગર દેશોન્નતિ થઈ શકે નહિ અને પ્રજાકીય જાગૃતિ સિવાય સ્વરાજ્ય પ્રાપ્તિ થઈ શકે નહિ એ સિદ્ધાન્ત બાપુજીએ સ્વીકાર્યો હતો અને તેને માટે જીવન પર્યંત અથાગ પરિશ્રમ સેવ્યો છે. સ્વરાજ્યની પ્રાપ્તિ કરવી હોય તો સ્વદેશી વસ્તુઓનો પ્રચાર આવશ્યક છે. હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિ ને જાહોજલાલી દુનિયામાં પ્રાધાન્યત્વ ભોગવતી હતી તે તેની વિશિષ્ટતા ને મૂળ સિદ્ધાન્તોએ પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવે વિદ્યાપીઠમાં ભાષણ આપતી વખતે હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિને લક્ષમાં રાખી કામ કરવા ઉપર ભાર મૂકયો હતો. દેશ પરતંત્ર બન્યો ત્યારથી મૂળ સંસ્કૃતિનો નાશ થતો ચાલ્યો. પરદેશી ધુંસરીમાં પરદેશી વાતાવરણે સામ્રાજ્ય ચલાવવા માંડયું. બાપુજીએ દેશની નાડ તપાસી પ્રજાને જાગ્રત બનાવી અને સ્વદેશાભિમાનનું બી રોપી નાબુદ થતી પ્રાચીન સંસ્કૃતિને સત્કારવા પ્રજાને હાકલ કરી. દેશની લુંટાતી લક્ષ્મી દેશમાં રાખવાના કાર્યક્રમો રચાયા. રચનાત્મક કાર્યક્રમ અને ગ્રામોદ્ધારની યોજના પ્રચારમાં મૂકવા માંડી. ખાવાને અનાજ, પહેરવાને કપડાં જોઈએ તે દેશમાંથી મળી શકતાં હોય તો પરદેશાથી શા માટે મોહિત બનવું પડે? બાપુજીના આ સિદ્ધાન્તે સ્વદેશી કારીગીરી અને સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન મળ્યું. ઘેર ઘેર રેંટીઆઓ ફરવા લાગ્યા અને તંતુયજ્ઞ ચાલુ થયા. પ્રો. આનંદશંકર ધ્રુવે વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમક્ષ કહ્યું હતું કે "રેંટીઓ એ તમારો તન્તુયજ્ઞ છે. યજ્ઞ જેટલી પવિત્ર બુદ્ધિથી કાંતવાનું અને વણવાનું કર્મ કરો. રૂમાંથી સુતરનો તાંતણો ખેંચો તેમ બુદ્ધિનો તાંતણો પણ મગજમાંથી ખેંચો. અને જેમ સુતરને વણો તેમ બુદ્ધિના તારને પણ આત્મામાં વણો." બાપુજીએ આ સિદ્ધાન્ત જીવન પર્યંત્ પાળ્યો છે. કદિ રેંટીઓ ચલાવ્યા વગર રહ્યા નથી. આની સાથે બાપુજીનો કર્તવ્ય સિદ્ધાન્ત

પણ સાબીત થાય છે. ઉત્સાહથી કર્તવ્ય કરનાર મનુષ્ય ધારેલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. બાપુજી ઉત્સાહી અને કાર્યદક્ષ હતા. જીવનના અંત સુધી એ સિદ્ધાન્ત તેમણે પાળ્યો છે.

उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम् ।
सौत्साहस्य हि लोकेषुन किञ्चिदपि दुर्लभम् ॥

સર્વ પ્રકારના કાર્યો ઉત્સાહથી જ સિદ્ધ થાય છે. સર્વ કાર્ય સિદ્ધ કરવામાં એકલો ઉત્સાહ જ બળવાન છે. આ જગતમાં ઉત્સાહના કરતાં બીજું અધિક બળ કાંઈ જ નથી. ઉત્સાહી પુરુષને ત્રૈલોકયને વિશે કાંઈપણ દુર્લભ નથી.

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।

આળસ એ મનુષ્યનો મહાન શત્રુ છે. બાપુજીએ માંદગીના બિછાનામાં પણ બની શક્યું ત્યાં સુધી ઉત્સાહથી કાર્ય કર્યું છે. એ જ એના જીવનની મહાન યશસ્વી કારકિર્દિ છે.

બાપુજીએ આત્મિક કેળવણી ઉપર ખાસ ભાર મૂકયો છે. જ્યાં સુધી હિંદુસ્તાનના વિદ્યાર્થીઓ આત્મિક કેળવણી પ્રાપ્ત ન કરે ત્યાં સુધી બાહ્યાન્તર કેળવણી નિષ્ફળ છે. આત્મિક કેળવણી આત્મિક કેળવણી પામેલા શિક્ષકો જ આપી શકે. શિક્ષક અને શિક્ષણ એ બેની ઉચ્ચતા બાપુજીએ સુંદર શબ્દોમાં અનેક વખત વર્ણવી છે. ભાષાની પણ એટલી જ જરૂરીઆત જણાવી છે. ગુજરાતી ભાષાને સરળ, સાદી અને ઘરગથ્થુ બનાવવાને બાપુજીએ ઓછો પ્રયાસ નથી કર્યો. વિદ્યાપીઠ દ્વારા ગુજરાતી શબ્દકોષ તૈયાર કરાવી એકધારી જોડણી બનાવી, ભાષાને ઉચ્ચ કક્ષાએ પહોંચાડી છે. ગુજરાતી સાહિત્યની સેવા કરવામાં પણ બાપુજીએ ઓછો ફાળો નથી આપ્યો. નવજીવન કાર્યાલયદ્વારા અનેક પુસ્તકો પ્રસિદ્ધ કરી સમાજ સમક્ષ મૂકયાં છે. નવજીવન અને હરિજનબંધુ દ્વારા પ્રજાનું નવું ઘડતર

ઘડયું છે. સ્વહસ્તે લખેલી તેમની પોતાની આત્મકથા હિંદુસ્તાનની સમૃદ્ધિના ઝળકતા કોહીનુર સમાન ગુજરાતી સાહિત્યમાં ઝળકે છે. મણિ પ્રકાશથી શોભે છે, ચંદ્ર શિતળતાથી શોભે છે, વૃક્ષો ઘટાથો શોભે છે, તેમ મનુષ્યો સદ્‌ગુણોથી શોભે છે, સદ્‌ગુણી મનુષ્યોમાં પણ મહાન પુરુષો ગ્રહમંડળમાં શોભતા સૂર્યની માફક પ્રકાશે છે. બાપુજીએ પોતાનું જીવન મુકરર કરેલા સિદ્ધાન્તો પ્રમાણે ઘડી દુનિયાને પદાર્થ પાઠ રૂપે રહી જીવનયશ પ્રાપ્ત કર્યો છે તે અદ્વિતીય છે. ભારતમૈયાએ કરોડો અને અબજો પુત્રો ઉત્પન્ન કર્યા તેમાં કોઈ કોઈ મહાનુભાવો ગ્રહમંડળમાં વિરાજતા તારલાઓની માફક ચમકી રહ્યા. પરંતુ સર્વથી શ્રેષ્ઠ પ્રકાશમાન ચંદ્ર છે. બાપુજી ભારતમૈયાના ચંદ્ર સમાન સપુતનું સ્વમાન મેળવી ચૂક્યા છે.

**एकश्चन्द्रस्तमोहन्ति न च तारा गणोऽपिच ॥**

બાપુજીએ પોતાના જીવન પ્રભાવથી ભારતમૈયાની કુખને દુનિયામાં ઉજાળી છે, પ્રકાશમાન બનાવી છે. ધન્ય છે એ બાપુજીને.

નહિ ભૂલે બાપુજીને, નહિ ભૂલે
કાળાન્તે પણ હૃદયપટથી બાપુજીને નહિ ભૂલે માનવી.



૧૭

## રામરાજયની ભાવના અને આપણી ફરજ

તોટક

**નવવૃક્ષ બધાં ફળરૂપ ફળે,**
**વનવેલ સમાન ન વાળી વળે;**
**સરખાં નવ ધાન્ય જણાય ખરે,**
**મન ઇચ્છીત સર્વ સદા ન મળે.**

બધાંય પુષ્પો સુગંધી આપતાં નથી. સુગંધી આપનાર પુષ્પોની સુગંધી પણ સરખી હોતી નથી. ગુલાબ ખીલે છે ત્યારે જ તેની સુગંધી પ્રસરે છે. ચંપો ઉઘડે છે ત્યારે જ તેની સૌન્દર્યતા જણાય છે. કમળમાં ઉગતા કમળોની પાંખડીઓ પ્રસરે છે ત્યારે જ અસ્પર્શ જળબિંદુની પ્રતિતી થાય છે. માનવ જીવનના હૃદયો ઈચ્છીત આશાઓ પૂર્ણ થતાં પ્રફુલ્લીત બને છે. પરંતુ બધીયે ધારેલી આશાઓ કયા માનવીની પૂર્ણ થયેલી છે? મહારાજા દશરથની ઇચ્છા રામને રાજગાદી આપવાની હતી એજ પ્રાતઃકાળે રામને વનવાસ જવું પડયું અને મહારાજા દશરથને રામ વિયોગે પ્રાણ ત્યાગ કરવા પડયા. કૈકેયીની અભિલાષા ભરતને રાજ્ય અપાવવાની હતી. એ જ ભરત સાધુ વેશે નંદિગ્રામમાં ચૌદ વર્ષ વસ્યા. કૈકેયીને માથે કલંક ચોટયું. રાવણે સીતાને હરી લાવવા જે

અભિલાષાઓ સેવી હતી તે નિષ્ફળ ગઈ અને લંકાના પતન સાથે પોતાનો અને કુટુમ્બીઓનો નાશ થયો. માનવીની બધી કલ્પનાઓ પાર પડતી હોત તો ઇશ્વરને કોણ માનત? વર્તમાન સમયમાં આપણી સામે સેવાના અનેક દષ્ટાંતો અનુભવાયાં છે કે માનવીની કલ્પનામાં ઈશ્વરની સહાયતા હોય તો જ તે પાર પડે છે. છેલ્લા વિશ્વયુદ્ધનાં પરિણામો આપણી આંખ સામે તરવરે છે. ધૂળ ભેગી મળી ગઈ હીટલરની મહત્વાકાંક્ષા! હુન્નરઉદ્યોગમાં આગળ વધતું જતું જાપાન હતું ન હતું થઈ ગયું. બાપુજીએ હિંદને સ્વરાજ્ય અપાવવાની લડત શરૂ કરી ત્યારે સ્વપ્નમાં પણ નહોતી એવી હિંદ અને પાકિસ્તાનની યોજના કબુલ કરવી પડી. હિંદ ઉપર ૧૫૦ વર્ષના આધિપત્ય પછી બ્રિટનને હિંદ છોડવું પડશે એવી કલ્પના ભાગ્યે જ હતી. દુનિયામાં સામ્રાજ્ય ભોગવતું બ્રિટન બાપુજીના અહિંસાત્મક સત્યાગ્રહની સામે ટક્કર ઝીલી શક્યું નહિ. આ બધાં પરિણામો કોને આભારી છે? અનુભવ, જ્ઞાન અને સત્યનિષ્ઠાએ વિચાર કરીએ તો સર્વ શક્તિમાન ઇશ્વરી શક્તિનું જ તે પ્રાબલ્ય બતાવે છે. લગભગ સાઠેક વર્ષ ઉપર દાદાભાઈ નવરોજજીએ કોંગ્રેસના પ્રમુખપદેથી સ્વરાજ્યનો શબ્દ ઉચ્ચાર્યો. મહાનુભાવ તિલક મહારાજે તેને પ્રચારમાં મૂકી વિસ્તૃત બનાવ્યો. બાપુજીએ અહિંસાત્મક સત્યાગ્રહની લડતથી તેને અપનાવ્યો અને સાધ્ય કર્યો. પરંતુ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યા પછી પુનઃ રામરાજ્યની પ્રગતિ જોવાની તેમની અભિલાષા અપૂર્ણ રહી ગઈ. આ ક્રમ શું સૂચવે છે? ઈશ્વર પ્રેરિત જે મનુષ્યોને હાથે જે કાર્ય થવાનું નિર્મિત હોય છે તે જ થાય છે.

રામરાજ્ય એટલે સાત્વિકતાનું રાજ્ય, પ્રમાણિકપણાનું રાજ્ય, સત્યનું રાજ્ય, અહિંસાનું રાજ્ય, ભ્રાતૃભાવનું રાજ્ય. એકંદરે કહીયે તો કૌટુમ્બીક રાજ્ય. એક કુટુંમ્બ ઐક્ય ભાવનાથી જે સુખ વૈભવ ભોગવી માનવજીવનની મહત્તા સાથે આત્મકલ્યાણ સાધી શકે એ જ પ્રમાણે આખાયે દેશનું વર્તન સુખ અને સંતોષમાં નિયમિત રીતે

ચાલ્યા કરે એનું નામ રામરાજ્ય. બાપુજી હિંદુસ્તાનમાં આવું રામરાજ્ય સ્થાપવાની અભિલાષા સેવતા હતા. પ્રશ્ન ઉદ્ભવે છે કે બાપુજીની એ ઉચ્ચભાવનાઓ કોણ, ક્યારે, અને કેવી રીતે પૂરી કરી શકશે?

બાપુજી તો ગયા પણ એમની ભાવના રહી ગઈ હિંદુશાસ્ત્રોના નિયમ પ્રમાણે ગમે તેવો દૈવી આત્મા હોય તો પણ અંતિમ સમયની વાસનાઓ અધુરી રહી જાય છે. એ પૂર્ણ થતાં સુધી તેમના દૈવી આત્માને પણ શાંતી અને મુક્તી મળતાં નથી. "શ્રી મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કે—**कामान्यः कामततेमन्यमानः स कामभिर्यायते तत्र तत्र । पर्याप्तकामस्य कृतात्हनस्त्विहैव सर्वे प्रविलीयन्ति कामाः** ॥ અર્થાત્ કામનાવાળા મનુષ્યોની મનની જે જે કામનાઓ હોય છે તે તે કામનાઓ સહીત તે મનુષ્ય અન્ય દેહમાં જન્મ ધરી પુરી કરે છે અને પૂર્ણ કામ કૃતાત્માઓની તો સર્વે કામનાઓ અહીં જ વિનાશ પામેલી છે."

આ સિદ્ધાન્તની પુષ્ટિમાં હિંદના ગવર્નર જનરલ માનવંતા ચક્રવર્તી રાજગોપાલાચાર્યે બાપુજીના સ્થાપેલા સેવાગ્રામ આશ્રમની બાપુજીના ગયા બાદ પ્રથમ મુલાકાત લીધેલી તે વખતે ઉચ્ચારેલા શબ્દો ધ્યાનમાં લેવા જોગ છે. તેમણે કહ્યું હતું કે "આપણા લોકોની એક એવી કલ્પના છે કે મરણ વખતે માણુસની વાસના જો અધુરી રહી જાય છે, તો તેનો જીવ મૂળ રહેવાની જગ્યાની આસપાસ ભટકયા કરે છે. એ અધુરી વાસના પુરી નથી થતી ત્યાં સુધી એ જીવને શાન્તિ નથી થતી." આ શબ્દો વિચારીએ તો હિંદમાં રામરાજ્ય ન સ્થપાય ત્યાં સુધી બાપુજી દેવ ભૂમિમાં વસવા છતાં પણ પૂર્ણ શાન્તિ ન મેળવી શકે. આ વિષયના પ્રતિપાદનમાં છાંદોગ્યોપનિષદ્‌માં કહ્યું છે કે "**अथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिल्लोके पुरुषभवति तथेत प्रेत्य भवति** ॥ આ પુરુષ ખરેખર નિશ્ચયો અને સંકલ્પોવાળો તે પુરુષ–જીવ વર્તમાન દેહમાં

રહીને જેવું ધ્યાન, જેવાં સંકલ્પ અને જેવા નિશ્ચયવાળો હોય છે તેવો જ તે મરીને જન્મે છે ( અધૂરાં પૂરાં કરવા ).

દેશના કમભાગ્યે બાપુજીની રામરાજ્ય સ્થાપવાની ઈચ્છા પૂરી ન થઈ. બાપુજીના જીવનયોગે જે કાર્ય થવાનું હતું તે થયું. બાપુજીએ રોપેલા બીને ફળદ્રુપ વૃક્ષ બનાવવું એ તેના અનુયાયીઓનું કર્તવ્ય છે. બાપુજીતો કરવાનું કરી ગયા છે. પરંતુ તેને અમલમાં મૂકવું એ હવે હિંદી સરકાર અને હિંદી પ્રજા ઉપર છે. બાપુજીએ જે પ્રેમથી પ્રજાને જાગૃત કરી છે, જે પ્રેમથી પ્રજાનું આત્મમંથન કર્યું છે અને જે પ્રેમથી પ્રજાના ભાગ્યોદયની રૂપરેખા ઉચ્ચારી છે તે પૂર્ણ થાય તોજ બાપુની ઈચ્છા પાર પડી કહેવાય, બાપુજી પ્રત્યેનો પ્રજાનો પૂર્ણ પ્રેમ આંકી શકાય. બાપુજીના સ્વર્ગ પ્રયાણ સમયે હિંદી પ્રજાએ **न भूतो न भविष्यति** એવો આંતરીક પ્રેમ વિયોગ દુઃખથી વલોવાતા હૃદય અને નયનોથી વહેતી ગંગા યમુનાની અશ્રુધારાએ દર્શાવ્યો હતો. આ પ્રેમની ખરી કસોટી હવે જ થઈ શકે. રાજાજીએ જો કે આશ્રમવાસીઓને જ ઉદ્દેશીને કહ્યું છે છતાં એ શબ્દો હિંદી-ઓને હૃદયમાં ઉતારવા જેવાં અને ફરજ રૂપે જીવનમાં ઉતારવા જેવા છે.

આ રહ્યા તે અમૂલ્ય શબ્દો “ જ્યાં સુધી બાપુજીની ઈચ્છા પૂરી નહિ પડે ત્યાં સુધી ( સેવાગ્રામની ) દશેદશ સંસ્થાઓ પર બાપુજીનો ઉદ્વેગવાળો જીવ ભટકયા કરશે. એમના જીવની શાન્તિને અર્થે પ્રાર્થના કરવાથી હવે કશું નહિ વળે. તેની શાન્તિને માટે તમારે સૌએ તેમની ઇચ્છા પૂરી કરવી જોઇએ. જ્યારે જ્યારે આપણે બુરાં કામ કરીશું ત્યારે તે જીવ શાન્તિની ટોચ પરથી નીચે ગબડી પડશે ને આપણે ફરી પાછો તેને શાન્તિના ધામમાં સ્થાપવાનો બાકી રહેશે. તેથી બાપુ પર આપણને પ્રેમ હોય તો આપણે સૌ સારાં કામો કરીએ એથી દેશને લાભ થશે ને બાપુજીના જીવને પણ શાન્તિ થશે.”

રાજાજીના વેદ મંત્ર જેવા આ કથનો દરેકે દરેક હિંદીએ હૃદયમાં કોતરી રાખવા જેવાં છે. જ્યાં સુધી આ કથનો અમલમાં નહિ મૂકાય ત્યાં સુધી બાપુજીની અભિલાષાઓ પૂર્ણ થયેલી નહિ કહેવાય. બાપુજીનો વિયોગ તો થયો; હવે બાપુજીના પ્રત્યક્ષ દર્શનની અભિલાષા નકામી છે. જો બાપુજીએ હૃદયમાં વાસ કર્યો છે તો આપણે તેમના કાર્યોને મૂર્તિમંત બનાવવા કટિબદ્ધ થવું જોઇએ. ભલે કોંગ્રેસમેન હો કે સામ્યવાદી હો, ભલે સમાજવાદી હો કે આર્યસમાજી હો, ભલે હિંદુ હો કે ઇસ્લામી હો, ભલે બ્રાહ્મણ હો કે હરિજન હો, પણ દરેકે દરેક મનુષ્યનું કર્તવ્ય એ જ છે કે બાપુ-જીએ અમૃતસમા પીવરાવેલા ગીતામૃતના પાનની અમ્મરતા સાધ્ય કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ. બાપુજીનું જીવન, બાપુજીનું કાર્ય અને બાપુજીનું કથન ખરેખર આદર્શભૂત હતાં. તેમાંથી સ્હેજ પણ આપણે આપણા જીવનમાં ઉતારતાં શીખીએ તોજ આપણે બાપુજીના પ્રેમની પ્રતિષ્ઠા જાળવી ગણાય. આજે બાપુજી આપણી સમક્ષ નથી. સર્વ કોઈ બાપુજીને યાદ તો કરે જ છે, પરંતુ તેથી કાંઈ કાર્યસિદ્ધિ થવાની નથી. બાપુજીના વચનો પ્રમાણે વર્તન કરવાથી બાપુજીનો આત્મા નિત્ય આપણા ઉપર અમીની વૃષ્ટિ કર્યા કરશે, અર્થાત શુભ આશી-ર્વાદો વરસાવ્યા કરશે જ.

સ્વરાજ્ય પ્રાપ્ત થયાને લગભગ બે વર્ષ વીત્યાં છે. બાપુજીના સ્વર્ગારોહણને પણ દોઢેક વર્ષના વહાણાં વહી ગયાં છે. સ્વરાજ્ય પહેલાંનું હિંદ અને આજનું હિંદ જમીન આસમાનનો તફાવત સૂચવે છે. આઝાદી મળ્યા પછી હિંદી પ્રજાની સુખ સગવડોની જે અભિલાષાઓ સેવવામાં આવતી હતી તે આજે કયાં છે? સમગ્ર હિંદી પ્રજાની ઐકયતા થવી જોઇએ તે આજ કયાં છે? ગરીબ પ્રજાને પૂરતો ખોરાક અને વસ્ત્રો મળવાં જોઇએ તે આજે કયાં છે? મોંઘવારી કુદકે અને ભુસકે આગળ વધતી જાય છે, મતભેદો અને કાર્યભેદો ગંગાની નહેરોની માફક નિરનિરાળા વહે છે, શ્રીમંતો સ્વાર્થમાં

એટલા બધા તલ્લીન થયેલા જણાય છે કે જાણે બાપુજીની દયા અને અહિંસાના સિદ્ધાન્તને તો શું પણ શબ્દોને એ વિસરી ગયા હોય તેવો અનુભવ થાય છે. પ્રજા ઉપરના બોજા ઓછા થવાને બદલે દીન પર દીન વધતા જાય છે.

મધ્યમ પ્રજા અસહ્ય બોજાથી ત્રાસી ગઈ છે. દેશમાં ઉત્પન્ન થતાં પૌષ્ટિક અનાજને બદલે પરદેશી, આરોગ્યને હાનિકારક ખોરાક પ્રજા વર્ગને લેવો પડે છે. આવા આવા બનાવોથી પ્રજા વર્ગમાં અસંતોષ જણાય તો તે સ્વાભાવિક છે. તેનું કારણ એટલું જ જણાય છે કે સમસ્ત પ્રજા એકબીજાનાં ઉત્તમ વિચારોને અને ચાલુ પરિસ્થિતિને સમજવાને અશક્ત છે. આવી કઢંગી સ્થિતિમાં પણ બાપુજીની રામરાજ્ય સ્થાપવાની ભાવનાને મૂર્તિમંત સ્થાપવાનાં કાર્યમાં ધૈર્યથી આગળ વધવું તે જ આપણી બાપુજી પ્રત્યેની સેવા છે.

પ્રજા વર્ગની સુખસગવડતા ખાતર, સુવ્યવસ્થા અને સંરક્ષણતાની ખાતર સમયોચીત કાયદાઓ દરેક સભ્ય રાષ્ટ્રને ઘડવા પડે છે તે યોગ્ય છે, પણ જો રાજ્યને ઉદાર દૃષ્ટિ, દીર્ઘદૃષ્ટિ અને પુરી નૈતિક વૃત્તિ વાળા અમલદારોનો અભાવ હોય અને સામેથી પ્રજા તે તે રાષ્ટ્ર સંરક્ષીત કાયદાઓને તેવી જ દૃષ્ટિથી અપનાવે નહિ ત્યારે તે કાયદાઓ પરસ્પરને દુઃખરૂપ થઇ પડે છે.

આપણી સરકાર ભલે હિંદ દેશને અમેરીકા દેશ જેવો ધનાઢ્ય દેશ બનાવવા કે ઔદ્યોગીક ઉન્નતિમાં પ્રગતિમાન કરવા પ્રયત્ન કરે પણ તેને સમય જોઈએ એ સ્વાભાવીક છે.

પ્રજાની ફરજ છે કે બીજા યુરોપીય સભ્ય દેશોની માફક ધારેલું શુભ પરીણામ પ્રાપ્ત થતાં સુધી ધીરજ રાખીને સમયને અપનાવી લેવો જોઈએ. પ્રગતિમાં આગળ વધેલા દેશોની માફક પ્રજા વર્ગમાં સ્વદેશ ભક્તિની ભાવના સંપૂર્ણ જાગૃત ન બને ત્યાં સુધી દેશને ઉચ્ચ કક્ષાએ લઈ જવાના મનોરથો સિદ્ધ ન થાય. તો પછી બાપુજીની

રામરાજ્યની ભાવના પ્રાપ્ત કરવી મુશ્કેલ થઈ પડે એ બનવા જોગ નથી લાગતું? ઇગ્લંડ, અમેરીકા, રશિયા, જાપાન, આદિ દેશો જે આગળ વધ્યા હોય તો ત્યાંની સમસ્ત પ્રજા વર્ગની ઉત્કૃષ્ટ ભાવના છે. શિસ્ત, અને સંરક્ષણ ખાતર એ પ્રજા આત્મબલિદાન કરતાં પણ પાછી હઠતી નથી, અને એથીએ આગળ પોતાની સમૃદ્ધિનો અને કુટુંમ્બનો ત્યાગ કરવા પર્યંત પોતાના મનોબળને કેળવી શકયા છે. હિંદી પ્રજાની આંતરીક મનોભાવના જુદી છે. અફસોસની વાત છે કે તે દેશો હિંદુસ્તાન દેશના પ્રાચીન સાહિત્ય ઉપરથી, તત્ત્વજ્ઞાનના પુસ્તકો ઉપરથી નવી નવી શોધો કરી આગેકુચ કરતા જાય છે જ્યારે હિંદુસ્તાનને તે દેશોની પ્રગતિનું અનુકરણ કરવું પડે છે.

જ્યાં સુધી સમસ્ત દેશની પ્રજાના હૃદયમાં દેશભક્તિની ભાવના દૃઢ ન થાય, અને દેશોદ્ધારને માટે ધન સંપત્તિ, શિસ્તપાલન, અને દેહના બલિદાન આપવાની તત્પરતા ન દર્શાવાય ત્યાં સુધી દેશની ભાવિ ઉન્નતિના શુભ ચિહ્નો આકાશ પુષ્પવત ગણાય.

દેશોદયની ભાવનામાં ન હોય ધર્મભેદ, કે ન હોય જ્ઞાતિભેદ. પ્રાચીન હિંદુસ્તાન આજ મનોભાવનાએ દુનિયાના સર્વ દેશો પર પોતાની પ્રતિભા સૂર્યના કિરણોની માફક ઝળકાવી શકયું હતું.

પ્રજા વર્ગે સરકારની જવાબદારીનો ખ્યાલ કરવો જોઇએ. દેશને આઝાદી મળી તે વખતે એવો ખ્યાલ ભાગ્યેજ હશે કે સરકારને વિશેષમાં વિશેષ લક્ષ હિંદુસ્તાનના સંરક્ષણ અને ન ધારેલી કુદરતી આફતો માટે આપવું પડશે. આઝાદી મળ્યા પછી ન ધારેલા એવા ઘણા બનાવો બની ગયા છે. બાપુજીનું બલિદાન, કાશ્મિર પાકિસ્તાનનો ઝગડો, બ્રહ્મદેશનું તોફાન, સામ્યવાદ, સમાજવાદ, રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘ વિગેરેની વિરોધી પ્રવૃત્તિઓ સરકારના કાર્યમાં કેટલા વિઘ્નરૂપ થઈ પડી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે. દેશી રાજ્યોના એકમો દેશની ભાવિ ઉન્નતિના ચિહ્ન રૂપ છે; ત્યારે દેશની નૈતિક અધોગતિ અને

સંકુચિત સ્વાર્થ પરાયણતા દેશની ભાવિ પડતીની આગાહી રૂપ છે. આપણે એટલું જ ઇચ્છીએ કે બાપુજીના આદેશને માન આપી બાપુજી પ્રત્યેનો ભક્તિભાવ દર્શાવવો હોય તો આપણા મનની નિર્બળતા દૂર કરવી જોઇએ જ. "वसुधैव कुटुम्बकम्" એ ન્યાયે દરેકે પોતાનો ધર્મ અને ફરજ અદા કરવા કટિબદ્ધ થવું જોઇએ. તોજ બાપુજીનું રામરાજ્ય સ્થાપવાની ભાવના આપણે પૂર્ણ કરી શકીશું. બાપુજી હમેશાં શુભ આશિર્વાદ પાઠવે છે કે આગળ વધવું હોય તો મારા આદેશોને ગ્રહણ કરો. મારા નામ સ્મરણથી કે મારી મૂર્તિની પૂજા કરવાથી કે મારા સ્થાનોને તીર્થમય બનાવવાથી તમો ક્ષણભર ઉચ્ચ ભાવના કેળવી શકશો, પરંતુ મારી ભાવના મુજબ રામરાજ્ય સ્થાપી નહિ શકો. રામરાજ્ય સ્થાપવું હોય તો સત્ય, દયા, અહિંસા, અને ભ્રાતૃભાવનું પાલન કરતાં શીખો. હિંદી પ્રજા પોતાની ફરજ વિચારતાં શીખે અને હિંદી સરકાર વિજયવંતી બને એજ અંતિમ ઇચ્છા. અંતમાં બાપુજીએ જીવન પર્યંત કર્મયોગ સાધી દૈવી પ્રકૃતિએ હિંદી પ્રજાના હૃદયોમાં પ્રાચીન સનાતન પ્રણાલિકાની ગૌરવવંતી ઉંચ્ચ ભાવનાઓ જાગૃત કરી છે તેને વિશેષ ફળદ્રુપ બનાવવા તેમ જ હિંદમાં પુન: રામરાજ્ય સ્થાપવાની ભાવના પૂર્ણ કરવા આદર્શ આદેશો સમજાવ્યા છે. આપણે જેમ બાપુજીને ભૂલ્યા નથી તેમ બાપુજી આપણને ભૂલે તો નહી જ. આપણી સુખશાન્તિમાં બાપુજીના આત્માને પૂર્ણ સંતોષ થાય તે સ્વાભાવિક છે. હાલમાં આપણા ઉપર જે અનેક પ્રકારનાં સંકટોનાં વાદળો ઘેરાઈ રહ્યાં છે તેમાંથી મુક્ત થવા આપણે તો એક બાપુજીને જ યાદ કરવા રહ્યા, કે જેથી તે જ બાપુજી પોતાનું અધુરૂ રહેલું કાર્ય પૂર્ણ કરવા આ દેશમાં પધારે, પોતાની દૈવી શક્તિએ હિંદી પ્રજામાં જાગૃત થયેલી જ્યોતને વિશેષ જાજવલ્યમાન બનાવે એવી પ્રભુ પ્રત્યે આપણે નમ્ર પ્રાર્થના કરવી એજ ઉચીત છે.

---

( ભૈરવી )

બાપુજી, પુનઃ પધારો સ્વદેશ, બાપુજી પુનઃ પધારો સ્વદેશ;
કરવા કાર્યો પૂર્ણ, અધુરાં કરી ગયાં નિર્દેશ. બાપુજી.

ઝંખે જનતા શ્વાસો શ્વાસે, પ્રિયકર પ્રીય હૃદયેશ;
આત્મ જ્યોત નિસ્તેજ બની તે પ્રગટાવા પુરુશેષ. બાપુજી.

ભારત કુંજ સૌંદર્ય પ્રફુલ્લિત, ઇચ્છે સૂર સૂરેશ;
કર્મ વીર વિણ કરમાયે, એ વિકસાવાને વિશેષ. બાપુજી.

ભાન ભુલ્યા વીર ભારત જાયા ધરતા દિલ આવેશ;
સત્ય શાંતિ પ્રસરાવી દેવા અહિંસાનો આદેશ. બાપુજી.

રામ ધુનથી ગુંજતું ભારત, સાંજ સવાર હમેશ;
બન્યુ પ્રાણ વિણ પ્રાણ પુરવા, ઉચ્ચરી રામ રમેશ. બાપુજી.

ત્યાગ તપસ્યા કરી સંત સમ બનવ્યો આઝાદ દેશ;
રામરાજ્યના કોડ પુરવા, ભારતના પ્રણયેશ. બાપુજી.

જીવનભર સેવા કરી જનતા, દીપવ્યો સાધુ વેશ;
જગમાં જળહળ કરી ભારતી, સિદ્ધ કર્યો ઉદ્દેશ. બાપુજી.

મુક્ત કરી સીતાને રામે, હણી યુદ્ધે લંકેશ.
શસ્ત્ર વિણ કરી મુક્ત ભારતી, કરે પ્રશંસા [1]શેષ. બાપુજી.

જગ જનતામાં જ્યોત પ્રસારી, પ્રભુ પ્રભુતા પરમેશ;
ભ્રાતૃ ભાવથી જીત્યાં હૃદયો, તજી રાગ દીલ દ્વેશ. બાપુજી.

**પ્રેમી પ્રેમ** પ્રભા પ્રગટાવો, કરી સત્ય ઉપદેશ;
નયન આંસુઓ લુંછો ભારત, પૂર્ણ કરો અવશેષ. બાપુજી,

જય હો બાપુનો ! જય હો હિંદી સરકારનો ! જય હો હિંદી પ્રજાનો; જય હિંદ !

---

૧ શેષશાઈ ભગવાન.

त्रयोदशा श्राद्ध निमित्ते

# બાપુજીને અંજલી

આ પુસ્તકની પૂર્ણાહુતીમાં બાપુજીના ત્રયોદશા શ્રાદ્ધ નિમિત્તે ભસ્મ અને અસ્થી વિસર્જનના દબદબાભર્યા સરઘસ પ્રસંગે અનેક મહાનુભાવો તરફથી બાપુજીને સપ્રેમ અંજલી અર્પવામાં આવી હતી, એ પ્રમાણે આ લેખકે પણ અલ્પમતિ અનુસાર અર્પેલી અંજલી આ સ્થાને આપવાનું ઉચિત જણાય છે.

**દોહા**

તાજ વગરનો રાજવી, ભુપતીઓનો ભૂપ,
બાંધી સ્વર્ગ સીધાવીયા, આત્મા દિવ્ય અનુપ.
યોગેશ્વર શ્રી કૃષ્ણના, કહેવાયે અવતાર,
દયા, અહીંસા, સત્યના, પ્રેમી પાલનહાર.
બાપુ વિહોણા લોક, બાપુ બાપુ બોલતાં,
રડતાં મૂકી પોક હૃદયે ભરતાં ધ્રુસકા.
ગીતા, રામની ધુન, આઠે પહોરે ચાલતી,
દેશ બની સમ સુન, દે બાપુને અંજલી.

# શોકોદ્ગાર

બાપુના વિયોગે આજ દુનિયા ઝુરી રહી છે.
ત્રયોદશાનું શ્રાદ્ધ લોકો અશ્રુપાતથી સારી રહ્યા છે.

બાપુને સ્વર્ગ સીધાવ્યાને આજે તેર દિવસોના વહાણા વહી ગયાં છે. છતાં આઠે પહોર રામની ધુન અને ગીતાના પાઠોથી બાપુના સંભારણાં દેશભરમાં સંભળાઈ રહ્યાં છે.

બાપુ એટલે સાચો સંત, હિંદનો આત્મા, દુનિયારભરનો સાચો સલાહકાર.

સત્ય અને અહીંસાનો અડગ ઉપાસક, સાત્વિક શાંતિનું સ્વરૂપ,
હરિજનોનો ઉદ્ધારક, દયાનો સાગર.

કલીયુગનો મહાન યોગી, ભારતનો ભારતજાયો વીર મહાત્મા આજે દુનિયાને શોકમાં ગીરફતાર બનાવી રહેલ છે.

બાપુજીએ સ્વરાજ્ય પ્રાપ્ત કરી પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે.

પરંતુ રામરાજ્ય સ્થાપવાની તેમની ઉચ્ચ ભાવના અધુરી રહી છે. તે પૂર્ણ કરવાનું કાર્ય હિંદી સરકાર અને જનતાનું છે.

બાપુજી ગયા છે, પણ તેમના દિવ્ય આત્માની અમર જ્યોતિ જગતમાં ઝળકી રહી છે.

નહિ ભૂલાય તેમનો આત્મસ્વાતંત્ર્યતાનો મહામંત્ર, સત્યાગ્રહની સાત્વીક ભાવના, સત્ય, દયા અને અહીંસાના અજીત આદેશો.

ઐકયતા, સમાનતા, અને સેવાવૃત્તિથી બાપુની આજ્ઞાઓનું પાલન કરવું તેજ બાપુને શાશ્વત શાન્તિ અર્પવાની અંજલી.

અરે શાં હીંદના આવાં પાપ, ગયા બાપુજી સ્વર્ગે (૨)
હશે પૂર્વના અમોઘ શું આ, હીંદ જનતાનાં પાપ......અરે

વ્યાપ્યો સઘળે સંતાપ, જ્યાં ત્યાં જપાય બાપુના જાપ
યાદ કરી સૌ મહાત્મા ગાંધી કરતા અતિ વિલાપ......અરે

હતા જે સાચા તારણહાર, મળે નવ જોડી જગ મોજાર
અનાધાર બની ભારતી આજે, અશ્રુ સારે અમાપ......અરે

સંત તણો જે સંત ગણાયો, કર્મ વીર એ ભારત થયો
ત્યાગી રાગી સ્વરાજ કેરાં જીરવે નહીં કોઈ તાપ......અરે

સત્ય અહિંસા તણા ઉપાસક, શાંતી તણા સદા ઉપાસક
જનતા રડતી ચોધાર આંસુ, કરતી કરુણ આલાપ......અરે

અમર નામના કીધી જગમાં, તપતું તેજ તપસ્વી દગમાં
પ્રણય પ્રભા પ્રસરાવી પ્રેમી પૂણ્યવંત નિષ્પાપ......અરે

# સ્વર્ગે સિધાવેલો સંત

તારીખ ત્રીસમી જાન્યુઆરી સન ઓગણીઅડતાલીસ,
સંત સુતો તાણી સોડ સદાની શોક વ્યાપ્યો દશ દિશ,
કાળની ક્રુરતા જોઈ લોકો રહ્યા ધ્રૂસકે રોઈ.....................(૧)
સત્ય દયાની મૂર્તિ સનાતન સાત્વિક શુદ્ધ સ્વરૂપ,
અહિંસાનો એ આત્મા અનુપ સ્વર્ગે સિધાવ્યો અનુપ,
મળે નહિં જગતે જોડી, કાળે ક્રુરતા ન છોડી..................(૨)
ભારતનો ભડવીર ભૂમંડળે ત્યાગી તારણહાર,
આત્મ સુની બની ભારતી આજે રડતી આંસુએ ચોધાર,
અવધ બની રામ સુની, છાતી કુટતી જનુની..................(૩)
જીવનભરમાં સેવા કરી દેશ, લીધો સ્વરાજ્યનો પંથ,
આત્મબળી શસ્ત્રવિણુ ઝઝુમ્યો કસ્તુરબાનો એ કંથ,
મોહન એ મોરલીવાળો ગયો, કેર વર્ત્યો કાળો...............(૪)
અમદાવાદને આંગણે બાંધ્યો આશ્રમ કર્મ પ્રધાન,
સુતને તાંતણે ડોલાવી દુનિયા, મેળવ્યો વિજય મહાન,
ભીષ્મની સોડમાં સુતો, જીત્યા જેણે કાળના દુતો............(૫)
ઈન્દ્રને આપ્યો દેહ દધિચી દધિચીનો અવતાર,
શાન્તીને કારણ દેહ સમર્પ્યો રાજસિંહાસન દ્વાર,
ધન્ય ધન્ય ભારત જાયા, રડે આજ હીંદુરાયા...............(૬)
પ્રેમની પ્રતિમા સાક્ષાત જાણે મુખમુદ્રા ગંભીર,
તેજ તપસ્વી ચક્ષુએ જીત્યા પ્રતિપક્ષી મહાવીર,
મહાત્મા એ નિરાભિમાની, ગયા ગાંધી દેશ સુકાની............(૭)
દેવને દુર્લભ આત્મા અનેરો ઝડપી લીધો કિરતાર,
દયા ન આવી દિલમાં જરીએ દેશ બન્યો સુનકાર,
કૃપા કિરતાર વિસારી, બની ભારતી નોધારી..................(૮)
પ્રજાને વિવિધ લાડ લડાવી બાપુ ગયા પરલોક,
બાપુની આજ્ઞા શિર ચડાવો પાળી બાપુનો શોક,
પ્રેમી પ્રજાપ્રેમ પ્રસારો, ગૌરવ બાપુનું વધારો...............(૯)

# દોહા અને સોરઠા

શું સુજ્યું કીરતાર દયા દયાળુ ક્યાં ગઈ,
ભારત તારણહાર, ક્રુરતાથી ગાંધી હણ્યો ?
પૂર્ણ તપસ્વી પ્રેમનો, ત્યાગી યોગી રાજ,
સૂતો યમુનાના તટે, કરતાં લોક વીલાપ.
ગાંધી આશ્રમ બાંધ્યો, સાબરમતીને તીર;
ગાંધી વિણ સુનો પડયો, આત્મા વિણ શરીર.
લાડ લડાવ્યા બાપુએ, તેત્રીસ કોટી બાળ;
ત્યજી ગયા પરલોકમાં, કોણ લેશે સંભાળ.
બાપુ બાપુ બોલતા વલ્લભભાઈ પટેલ;
રડે જવાહર વીરલો, આંસુ વહેતાં નેણ.
નથો થયો થાશે નહિ, ગાંધી ભારત વીર;
જગે ઉજાળી ભારતી, ગયો ગાંધી રણધીર.
દેવ વસ્યા દેવળ મહીં, પૂજે પુજારી લોક,
જગ જનતાના દીલડે, પુજાય ગાંધી એક.
ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડયા, દેશ બન્યો સુનકાર;
ગાંધી વીરહે માનવી, કરતાં હાય પુકાર.
કાળો ન છોડી ક્રુરતા, અગ્નિએ બાળ્યો દેહ;
પણ અમર જ્યોત ઝળકી રહી, પૂજે આજે લોક.
મોહ લગાડી જગતને, માર્યાં મોહનાં બાણ,
મોહન મનમોહન ગયો, ભુલાય ના કો કાળ.
ઘટે ના બાપુ આપને, તજી જાવું નિજ બાગ,
મગવાના બહુ કોડ, કયારે પુરશો બાપુજી ?
અણધાર્યાં અણચિંતવ્યાં, વાગ્યા ગોળીના ઘાવ,
વેરણ બની પીસ્તોલડી, મનની મનમાં રહી ગઈ.
આપો આશીર્વાદ, બાપુ ભારત માતને;
ખીલવે નિજ સ્વરાજ, આંતરવિગ્રહ છોડીને.
સ્વીકારો અમ અંજલી, મહાત્મા બાપુ આજ;
ત્રયોદશાને દિવસે, અર્પે છે હિંદ ભાવ.
પ્રસરાવ્યો **પ્રેમી** પ્રણય, પ્રણયે જીત્યા ઈશ,
બાપુ પ્રણય ન ભુલશો, યાચું એ જગદીશ.

## અગાઉથી ગ્રાહક થનાર ઉદારચિત્ સદ્‌ગ્રહસ્થોની નામાવલી.

| | | |
|---|---|---|
| ૫૦૧ | શ્રીયુત જયંતીલાલ મણિશંકર ઓઝા | કલકત્તા |
| ૫ | ,, માણેકલાલ મંગળજી ઓઝા | ઉમરા |
| ૧૦ | ,, દામોદર કાનજી ઓઝા | કમ્પાલા |
| ૨ | ,, જટાશંકર નારણજી શુકલ | મોમ્બાસા |
| ૨ | શેઠ ધર્મેજી શીવજી | જંગબાર |
| ૧ | બહેન હેમલતાબાઈ કાનજી | ,, |
| ૧ | શેઠ દામોદર સામજી ખબલા | ,, |
| ૧ | શેઠો આર દામોદર ભીમજી એન્ડ કું. | ,, |
| ૧ | શેઠ મેઘજી સુંદરજી | ,, |
| ૧ | ,, રણછોડદાસ કલ્યાણજી | ,, |
| ૧ | ,, જેઠા લીલાધર | ,, |
| ૧ | ,, ડૉકટર | ,, |
| ૧ | ,, ખીમજી ગોરધનદાસ ગાંધી | ,, |
| ૧ | શેઠો મોરારજી વીસનજી એન્ડ સન્સ | ,, |
| ૧ | શેઠ વલ્લભજી મુળશંકર જાની | ,, |
| ૧ | ,, ગોકુળદાસ સુંદરજી | ,, |
| ૧ | ,, અંબાલાલ હરગોવીંદ શાહ | ,, |

૧ ,, મથુરાદાસ સુંદરજી ,,
૨ અમૃતલાલ કાશીરામ જાની M. B. E. ,
૧ શેઠ ઉમિયાશંકર શિવશંકર દવે ,,
૧ શેઠ હરિદાસ વલ્લભદાસ ,,
૧ શેઠ નરસિંહદાસ નરભેરામ શાહ ,,
૩ શેઠો દ્વારકાદાસ મોરારજી એન્ડ સન્સ ,,
૧ બ્હેન હીરાલક્ષ્મીબાઇ પંડયા A. M. I. F. R. S. T. ,,
૧ શેઠ અમીચંદ જેઠાભાઈ ગાંધી ,,
૫ શેઠો હંસરાજ મુલજી એન્ડ સન્સ ,,
૧ શેઠ વસનજી હંસરાજ ,,
૧ મેસર્સ જેસાણી બ્રધર્સ ,,
૨ શેઠ મોહનલાલ ચત્રભુજ મહેતા ,,
૧ શેઠ વલ્લભદાસ ભવાનીદાસ ,,
૧ શેઠ મોહનલાલ કરૂણાશંકર જાની ,,
૧ શેઠો ગોકળદાસ ધરમશી એન્ડ કું. ,,
૨ શેઠ મુલજી મોરારજી ,,
૧ શેઠ માવજી જીવણદાસ ,,
૧ શેઠ રતનશી જીવણદાસ ,,
૧ શેઠ જમાલભાઈ બાવાભાઈ ,,
૧ શેઠ નવનીતદાસ નરશીભાઇ ,,
૧ ઓનરેબલ શેઠ ગુલામઅલી કાદરભાઈ
M. B. E. એડવોકેટ ,,

૨ શેઠ માવજીભા વલ્લભદાસ ,,
૨ શેઠ હંસરાજભા વલ્લભદાસ ,,
૧ શેઠ રતનશીભાઈ જેઠાલાલ ,,
૧ શેઠ શાપુરજી બી. સીધવા ,,
૧ ઓનરેબલ ફાઝલભાઇ નાસરભાઈ ,,
૨ ઓનરેબલ શેઠ વઝીર અબ્દુલાભાઇ ગાંગજીભાઈ ,,
૧ શેઠ રૂસ્તમજી સીધવા ,,
૧ શેઠ પુરૂષોત્તમભાઈ સોમાભાઇ પટેલ ,,
૧ શેઠ નરભેરામ પાનાચંદ મહેતા ,,
૩ શેઠો મુલજી વાલજી એન્ડ સન્સ ,,
૧ શેઠ પોપટલાલ ,,
૧ એરીક જે. સ્ટીવન એસક્વાયર M. A. L. L.B.
બેરીસ્ટ એટ લો. એડમીનીસ્ટ્રેટર જનરલ ,,
૧ આલીજહા અબ્દુલકરીમભાઈ સાલેહ ,,
૧ ડૉકટર તારાચંદ કાનજી ગોરડીઆ ,,
૧ શેઠ છગનભાઈ મોનભાઈ પટેલ B. A. ,,
૧ શેઠ ભીખુભાઇ જી. નાયક B. A. B. T. S. ,,
૧ શેઠ પ્રાગજી શંકરલાલ પંડયા ,,
૧ શેઠ હીરાલાલ રામકૃષ્ણ જોશી ,,
૧ શેઠ ચંદ્રસિંહ દ્વારકાદાસ જેસરાણી એડવોકેટ ,,
૧ શેઠ વૈકુંઠરાય કૃપાશંકર બક્ષી ,,
૧ ડૉકટર સી. જે. આસર ,,

| | | |
|---|---|---|
| ૧ | ડૉક્ટર આર. બી. પટેલ | „ |
| ૧ | શેઠ વાઘજીભાઇ શંકરભાઇ | „ |
| ૧ | શ્રા. મંગળદાસ મનસુખરામ વકીલ | અમદાવાદ |
| ૨ | પંચાલ ભુલાભાઇ હીરાચંદ | અમદાવાદ |
| ૧ | માસ્તર ગીરધરલાલ ઉમેદચંદ | અમદાવદ |
| ૧ | શ્રીયુત બાલમુકુન્દ વ્યાસ | વિરમગામ |

---

# ભારતી વંદન

જય જય વદુ ભારતી !
ચરણુ કમળમાં ભારતી !............ ટેક.

સ્વર્ગ સમી સોહાય સૃષ્ટીમાં,
અમી ઝરણાં વહેતાં દ્રષ્ટીમાં;
શશી શીત કિરણો સારતી............જય.

રામ–કૃષ્ણુ તુંજ ખોળે આવ્યાં,
ભક્ત ધ્રુવ–પ્રલ્હાદ સૃજાવ્યાં;
દિવ્ય પ્રભાવ પ્રસારતી............જય.

જનકસુતા, ગાર્ગી, દત્તમાતા,
શક્તિ સ્વરૂપ વિશ્વે ખ્યાતા;
ઓજસ્ અનુપમ ધારતી............જય.

કર્મ વીર ગાંધીજી જેવા,
ઝળકયા જગતે કરી જગ સેવા;
ગર્વીત ગર્વ વીદારતી............જય.

ધન્ય ? ધન્ય ? ભારત વીર જાયાં,
ગૌરવવંતા ગાન ગવાયા;
તાપ ત્રિવિધ નિવારતી............જય.

શુદ્ધ સનાતન સાત્વીક મૂર્તિ,
સદ્દભાવે કરતિ પુર્તિ;
ભવદધિ પાર ઉતારતી............જય.

આત્મ જ્યોત ઝળકે તુજ સ્મરણે,
પતિત પાવન અશરણુ શરણે;
વિશિષ્ટિતા વિસ્તારતી............જય.

પ્રેમી શાંતીના પાઠ પઢાવે,
વિશ્વ પ્રેમ મર્મો સમજાવે;
જગ જનતા ઓવારતી............જય.